## વિદુરજી

ધર્માવતાર વિદુર સાધુપુરુષ હતા. તેમને ધૃતરાષ્ટ્રના પુત્રો તથા પાંડુના પુત્રો સમાન હતા; તેમ છતાં જ્યારે દુરાત્મા દુર્યોધને પાંડવોના વિનાશને માટે પ્રપંચો રચવા માંડયા, ત્યારે તે દુર્યોધનનાં કાવતરાંઓથી પાંડવોને બચાવવા તેમના સલાહકાર થઈ પડયા હતા. તે ભવિષ્યવેત્તાની પેઠે ભાવિ પરિણામ પણ કહેતા હતા અને તેમના કહેવા પ્રમાણેજ ફળ પ્રત્યક્ષ થતું હતું. દુર્યોધનના જન્મસમયે તેને ગધેડાની પેઠે ભૂંકતો સાંભળી વિદુરે તેને કુરુકુળસંહારના મૂળરૂપ જણાવી ત્યજી દેવા કહ્યું હતું; પણ પુત્રપ્રિય ધૃતરાષ્ટ્ર તેમ કરી શકયા ન હતા. વિદુર બહુ સ્પષ્ટવક્તા હતા. તે દુર્યોધનના, તેના મળતીઆઓના તથા ધૃતરાષ્ટ્રના દોષો પણ તેઓની સમક્ષજ સંભળાવી દેતા હતા, સદુપદેશ આપતા હતા, અને શુભેચ્છા પણ રાખતા હતા; પણ તે દુર્યોધનને પાલવતું નહિ. તે ચીઢાઇ જઇને વિદુરનું અપમાન કરતો હતો તથા તેમને શત્રુ લેખતો હતો. વિદુર તેવી સ્થિતિમાં સુખને ખાતર પડી રહ્યા ન હતા; પરંતુ તેમને ધૃતરાષ્ટ્રના ઉપર અપૂર્વ બંધુપ્રેમ હતો, એટલે તેમનીજ સેવાનિમિત્તે તે ત્યાં પડી રહેતા હતા. છેવટે જ્યારે ધૃતરાષ્ટ્ર વનમાં ગયા, ત્યારે પણ તે તેમની સાથે વનમાં ગયા હતા અને ત્યાંજ તેમણે દેહ છોડયો હતો. તે પાંડવોના પરમ શુભેચ્છક, ધર્મના પક્ષકાર, વિદ્વાન, વિવેકી, ચતુર, જિતેંદ્રિય, નીતિજ્ઞ તથા ઉત્તમ ઉપદેષ્ટા હતા. તેમની વિદુરનીતિ ઉત્તમ તત્ત્વોથી ભરેલી છે અને પ્રેમથી વંચાય છે. તે શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા અને તેથીજ વિષ્ટિ કરવા આવેલા શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રને ત્યાં મુકામ ન કરતાં વિદુરને ત્યાં ઉતર્યા હતા. એ હેતુથી લોકો કૃષ્ણચરિત્રમાં, દુર્યોધનના સમ્રાટ્‌વૈભવ આગળ વિદુરના અલ્પવૈભવને ભાજીનું રૂપક આપી હજીસુધી વિદુરની ભાજી ગાય છે. તે અધર્મીઓનો પક્ષ કરી યુદ્ધમાં ઉતર્યા ન હતા. વિદુર પોતાની ધાર્મિકતાથી તથા સાધુતાથી અમર થઇ ગયા છે અને મહાભારતનાં પૃષ્ઠોને દીપાવી ગયા છે.

## કર્ણ

સૂર્યથી કુંતીની કુમારાવસ્થામાં ઉત્પન્ન થયેલો પણ ત્યજી દેવાથી અધિરથ નામના સૂતે ઉછેરેલો તથા તેનો પુત્ર ગણાતો કર્ણ, કૌરવપક્ષમાં અર્જુનના જેવો ધનુર્વેદજ્ઞ હતો. દુર્યોધનને અર્જુનનું પરાક્રમ જોઇને બહુ ગભરાટ થતો હતો; પરંતુ પરીક્ષાસમયે જ્યારે કર્ણે આવીને અર્જુનના જેવું પરાક્રમ કરી દેખાડયું, ત્યારથી તે તેને પોતાનો મિત્ર કરીને તથા તેને અંગદેશનું રાજ્ય આપીને પોતાને નિર્ભય માનતો હતો. ખરી રીતે કર્ણના આશ્રયથી નિર્ભય થવાને લીધેજ દુર્યોધને વૈરાગ્નિને છેવટસુધી શાંત કર્યો ન હતો. દ્રોણગુરુ, કૃપાચાર્ય તથા ભીષ્મપિતામહના ઉપર દુર્યોધનને સંપૂર્ણ વિશ્વાસ ન હતો. તે તેઓને ઉભયપક્ષી માનતો હતો, પણ કર્ણને તો પોતાનોજ ગણતો; એટલુંજ નહિ પરંતુ તે અર્જુનને અવસ્ય મારશે, એવો નિશ્ચય બાંધી બેઠો

---

સાથે દ્વેષ ન કરવા ઘણો સમજાવ્યો, છતાં કર્ણની સલાહથી દુર્યોધન વારે વારે ગુરુનો તિરસ્કાર કરતો. આથી દુર્યોધનને સલાહ આપવાનું દ્રોણાચાર્યે ત્યજી દીધું.

દ્રોણાચાર્ય અને કૃપીનો પુત્ર અશ્વત્થામા ઘણી નીચ બુદ્ધિનો હતો. ધનુર્વિદ્યામાં પ્રવીણ, વિદ્વાન અને બળવાન હોવા છતાં તેનામાં આભિજાત્યનો અભાવ હતો. સુસંસ્કારવિના તેણે વિદ્યાનો દુરુપયોગ કર્યો. "બ્રાહ્મણ વૈરનો પ્રેર્યો શું શું અનિષ્ટ અને અધર્મ કર્મ કરી બેસે તે જાણવું હોય તો અશ્વત્થામાનાં કર્મો જોવાં. **साक्षरा विपरीता राक्षसा भवन्ति** તેનું એ દૃષ્ટાંત છે." ( **સરસ્વતીચંદ્ર, ભાગ ૪ થો**) તેણે પિતાનું વેર લેવાને પાંડવો સામે નારાયણાસ્ત્રનો ઉપયોગ કર્યો. પાંડવોના ઉંઘતા બાળકોનો તથા પાંચાલોનો તેણે રાત્રિએ સંહાર કરી નાખ્યો. દુર્યોધનનું પ્રિય કરવાની તીવ્ર ઇચ્છામાં અંધ થવાથી તેણે પાંડવોના વંશનો નાશ કરવાને ઉત્તરાના ગર્ભ ઉપર બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. આમ નિરાધાર અને બાળહત્યાનું પાપ અશ્વત્થામાને લાગ્યું હતું. અર્જુનને હંફાવવા જેટલું અશ્વત્થામામાં બળ હતું. તેણે ધર્મથી યુદ્ધ કર્યું હોત, તો એનો સંહાર કરવાનું પાંડવોને ભારે થઇ પડત; પણ એના અધર્મેજ તેને નિસ્તેજ બનાવી દીધો. " દુષ્ટ અશ્વત્થામાને શિક્ષા એટલીજ થઇ કે તેના મસ્તકનો મણિ લઇ લેવામાં આવ્યો અને મસ્તકમણિહીન ચિરંજીવ થઇ આજસુધી જગતના શૂન્ય દેશોમાં એ કલ્પાંત કર્યાં કરે છે. ( **સરસ્વતીચંદ્ર, ભાગ ૪ થો** )

હતો. કર્ણ શૂરો હતો પણ સાથે સાથે ભીરુ પણ હતો. તે ગંધર્વયુદ્ધમાં, ગોગ્રહણના યુદ્ધમાં અને મહાયુદ્ધમાં પરાઙ્‌મુખ થઇને નાસતો જોવામાં આવે છે. '**राधेये शौर्य भीरुते**'–કર્ણમાં શૌર્ય અને ભીરુતા બન્ને અન્વર્થ હતાં. તેનામાં શૌર્ય ક્ષત્રિયયોનિમાં જન્મવાથી હતું અને ભીરુતા સૂતને હાથે પોષણ થવાથી હતી. પરીક્ષાસમયે કર્ણનું પરાક્રમ જોઇને યુધિષ્ઠિરના હૃદયમાં તેના જેવો કોઈ ધનુર્ધારી નથી એવી દઢ છાપ બેસી ગઈ હતી; અને તે કર્ણ પડ્યો ત્યાંસુધી કેમે કરી નીકળી ન હતી. તેમને કર્ણની બહુ ભીતિ રહેતી હતી અને તેથીજ તેમણે કર્ણને માર્યાવિના આવેલા અર્જુનને અનેક દુર્વાક્યો સંભળાવી દીધાં હતાં. કર્ણ તપસ્વી, ઉદાર તથા દાતા હતો. તે નિત્ય પ્રાતઃકાળથી જળમાં ઉભો રહી, સૂર્ય પાછળ નમી જાય ત્યાંસુધી જપ કર્યા કરતો હતો. તે સમયે તેની પાસે જે કોઇ આવીને જે કંઇ માગે તે તેને આપતો હતો. કર્ણને કવચ તથા કુંડળ જન્મથીજ હતાં. તે જ્યાંસુધી તેના દેહ સાથે રહે ત્યાંસુધી તેનું મરણ ન થાય તેમ હતું; તેથી પોતાના પુત્ર અર્જુનના બચાવને માટે સાક્ષાત્ ઇંદ્રે બ્રાહ્મણના રૂપથી કર્ણની પાસે આવીને તે કવચકુંડળની માગણી કરી. કર્ણે તેને ઓળખ્યો, પણ ઉદારભાવથી તુરત શરીર ઉપરથી કવચ તથા કુંડળ ઉતરડી કાઢી તેને આપી દીધાં. આ તેની ઉદારતાથી સાશ્ચર્ય પ્રસન્ન થઇને ઇંદ્રે તેને એકનેજ મારે તેવી શક્તિ આપી હતી. કર્ણે તે શક્તિનો ઘટોત્કચથી ગભરાઇને તેના ઉપર ઉપયોગ કરી દીધો હતો. કર્ણ કૃતજ્ઞ તથા ટેકીલો હતો. શ્રીકૃષ્ણે વિષ્ટિ કરીને જતી વખતે તેને રથમાં બેસાડી, તે અધિરથનો પુત્ર નથી પણ કુંતીનો મોટો પુત્ર છે, એ વાત જણાવી અને તેને પોતાના પક્ષમાં આવવાથી રાજ્ય આપવા કહ્યું; પણ કર્ણે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે, "પાંડવોના પક્ષમાં તમે છો તેથી જય પાંડવોનોજ છે; પરંતુ દુર્યોધને મને આજસુધી બહુ માનપાનમાં રાખ્યો છે તથા મારા આધાર ઉપર તેણે યુદ્ધ ઉભું કર્યું છે, તો હવે હું તેને છોડું તે અન્યાયજ ગણાય, માટે હું તેમ કરી શકતો નથી." વળી કુંતીએ પણ તે જપ કરતો હતો ત્યારે ગંગા ઉપર જઇને તેને સત્ય વાતથી જ્ઞાત કર્યો અને પાંડવોના પક્ષમાં આવવા સૂચવ્યું. કર્ણે તેમને પણ માર્મિક શબ્દોમાં ના જ કહી; પરંતુ ઉદારતાથી એ પણ જણાવ્યું કે, 'માતા! કાં તો અર્જુનવિનાના કર્ણ સાથે તમારા પાંચ પુત્રો રહેશે, કે કાં તો કર્ણવિનાના અર્જુન સાથે પાંચ પુત્રો રહેશે. હું અર્જુનવિના તમારા બીજા પુત્રોને મારીશ નહિ.' આ વચન તેણે છેવટસુધી પાળ્યુ હતું. તેના અડગ ટેકનો અને કૃતજ્ઞતાનો દુર્યોધનને ન ત્યજવારૂપી આ ઉજ્જ્વલ પૂરાવો છે. યુદ્ધની સમાપ્તિ પછી જલાંજલિ આપતી વખતેજ કુંતીએ કર્ણ કોનો પુત્ર હતો, તે પડદો ફોડ્યો હતો; અને તે જાણીને યુધિષ્ઠિર જીવતાંસુધીજ નહિ, પરંતુ સ્વર્ગમાં પણ શોક કરતા તેની શોધ કરવા લાગ્યા હતા. યુધિષ્ઠિરે જલપ્રદાનસમયે શોક કરતાં કહ્યું હતું કે, 'કર્ણ ઘણાં કુવાક્યો કહેતો હતો, તોપણ મારી માતાના જેવા તેના પગ જોઇને મારો ક્રોધ ઉતરી જતો હતો તથા હું વિચારમગ્ન થઇ જતો હતો.' એજ અદૃષ્ટ બંધુપ્રેમ! કર્ણ દાતા, શૂરો, યુદ્ધકુશળ, એકનિષ્ઠ અને ઉદાર હતો. તેની સાથે તે અદેખો, ચઢાવી દેનારો, આપવડાઇ હાંકનારો, ધૃષ્ટ તથા અભિમાની પણ હતો. તેના એ દુર્ગુણોથીજ તે અર્જુન ઉપર દ્વેષ રાખતો હતો અને તેથીજ તે દુર્યોધનને આડે માર્ગે દોરી જતો હતો તથા પોતે પણ અપકીર્તિનો ભાગી થતો હતો. તેણે જરાસંધને હરાવ્યો હતો તથા એકલાએ સ્વતંત્ર રીતે દિગ્વિજય કર્યો હતો. તેનાં એ કાર્યો, તેના અદ્‌ભુત શૌર્યને તથા શસ્ત્રાસ્ત્રવિદ્યાના નૈપુણ્યને સૂચવે છે. મહાયુદ્ધમાં તેણે બે દિવસ સેનાપતિપદ ઉપર રહીને ઉત્કૃષ્ટ પરાક્રમ દેખાડ્યું હતું. છેવટે બ્રાહ્મણના શાપથી તેનું રથચક્ર ભૂમિએ ગળ્યું અને તે નીચે ઉતર્યો, તેજ વખતે શ્રીકૃષ્ણની પ્રેરણાથી અર્જુને તેનો શિરચ્છેદ કર્યો. તે શરીરે ગૌર, ઉંચો, પ્રચંડ, તેજસ્વી તથા પ્રભાવશાળી હતો. તે પોતાની પાછળ દાતાતરીકેની અમર કીર્તિ મૂકી ગયો છે, સાથે સાથે દુર્યોધનના પાપસંબંધથી અપકીર્તિ પણ મૂકી ગયો છે. ×

---

× **દાનેશ્વરી કર્ણ**–અર્જુનનું સારથિપણું જો યોગેશ્વર કૃષ્ણે કર્યું ન હોત, તો અર્જુન કર્ણને જીતી શકત કે કેમ, તે શંકાસ્પદ છે. અર્જુન વિચારશીલ હતો, પણ કર્ણ સાહસિક હતો. યુદ્ધમાં વિચારશીલ કરતાં સાહસિકને ફાવવાની ઘણી તક મળે છે. સાહસિક સ્વભાવને લીધે કૃતાંત જેવા પરશુરામ

## શકુનિ

દુર્યોધનનો મામો શકુનિ, કપટકળામાં નિપુણ હતો. તે દુર્યોધનનો સલાહકાર હતો, દુર્યોધનની દુર્વાસનાઓને પ્રથમ તો તે રોકવા યત્ન કરતો; પણ પછી ભાણેજના આગ્રહને તાબે થઇ તેને મદદ પણ કરતો હતો તથા દુર્યોધનની સાથે રહીને ધૃતરાષ્ટ્રને ઉંધા પાટા બાંધવામાં સામેલ થતો હતો. યુદ્ધરૂપી મહાઅનર્થનું કારણ દ્યૂત ગણીએ તો તેનું કારણ મામો શકુનિ હતો. તેણે યુધિષ્ઠિરને દ્યૂતમાં કેવળ કપટથીજ હરાવ્યા હતા; પણ યુદ્ધમાં તેની કપટકળા કામ લાગી નહિ અને તે છેવટે સહદેવને હાથે મરાયો તથા કપટીતરીકેનું નામ મૂકતો ગયો.

## ધૃતરાષ્ટ્ર

અંધરાજા ધૃતરાષ્ટ્ર બહુશ્રુત હતો. તે કૃત્યાકૃત્યને સમજતો હતો, પણ કાનનો કાચો હતો. તે રાજકાર્યમાં ભીષ્મ, દ્રોણાચાર્ય, વિદુર અને કૃપાચાર્યની સલાહ લેતો હતો; તેમજ તે પાંડવોના સંબંધમાં પણ તેવીજ રીતે સલાહ લેતો હતો. કેટલીક વખતે તે પાંડવોને પણ અનુકૂળ થઇ

---

પાસે બ્રાહ્મણ બની કર્ણે દિવ્યાસ્ત્ર વિદ્યા સંપાદન કરી હતી. કર્ણનું કૌશલ્ય, બુદ્ધિ અને બળ જોઇ પરશુરામ તેના ઉપર ઘણા પ્રસન્ન થયા હતા. જ્યારે તેમણે એમ જાણ્યું કે, કર્ણ બ્રાહ્મણ નહિ પણ ક્ષત્રિય છે, ત્યારે પોતાની વંચના થયાથી તેમને ક્રોધ ચઢ્યો હતો; છતાં કર્ણની બુદ્ધિથી મુગ્ધ બનેલા હોવાથી પરશુરામે કર્ણને શાપની સાથેજ આશીર્વાદ પણ આપ્યો હતો. 'મારી આગળ અર્જુન શી વિસાતમાં ?' એ કર્ણનો ખ્યાલ જો કે ગર્વયુક્ત હતો, તોપણ અસ્થાને નહોતો.

સૂર્યનો પુત્ર કર્ણ કુંતીની કૌમાર્યાવસ્થામાં જન્મેલો હોવાથી કુંતીએ તેને ત્યજી દીધો હતો, એટલે રાધા નામની દાસીએ તેને ઉછેર્યો હતો. કુંતીના આવા આચરણથી કર્ણ મરણપર્યંત સૂતપુત્ર કહેવાયો. શ્રીકૃષ્ણે જ્યારે તેને તેનાં સાચાં માબાપવિષે ચોખ્ખી વાત કરી, ત્યારે કર્ણને કુંતી ઉપર તિરસ્કાર આવી ગયો. પોતાના હલકા સ્થાનનું કારણ કુંતી પોતેજ છે, જાણી તેને ઘણુંજ લાગી આવ્યું. તેણે શ્રીકૃષ્ણને મોઢે એ સંબંધે શોચ કર્યો. પોતે સૂતપુત્ર હોવાથી ભરસભામાં દ્રૌપદીએ સ્વયંવરસમયે તેનું અપમાન કર્યું હતું, તે તેના દિલમાં સાલતું હતું. કુંતીના આચરણથી તેના તરફ તિરસ્કાર આવ્યા છતાં, જ્યારે કુંતીએ કર્ણને બોલાવ્યો, ત્યારે માતાને પુત્ર વચન આપે, તેમ તેણે કુંતીને વચન આપ્યું હતું કે, 'યુદ્ધમાં અર્જુનસિવાય પાંડવોમાંથી કોઇને પણ હું મારી નાખીશ નહિ.' પાંડવો તો પાંચના પાંચજ રહેશે, એની એણે કુંતીને ખાત્રી આપી હતી. તેણે પોતાનું આ વચન પાળ્યું હતું. જયદ્રથનું મરણ થયું તે દિવસે ભીમસેન કર્ણના સપાટામાં આવી ગયો હતો, પણ કુંતીને આપેલું વચન સંભારીને કર્ણે તેને જીવતો જવા દીધો હતો.

કર્ણની દાનવૃત્તિ મહાભારતમાં સવિશેષ આકર્ષક બને છે. તે કવચ અને કુંડળ સાથે જન્મ્યો હતો; અને અર્જુનનું-પોતાના પુત્રનું-ભલું કરવાની ઇચ્છાથી ઈંદ્ર તેનાં કવચકુંડળ લઇ લેવા બ્રાહ્મણનું રૂપ ધરી તેની પાસે આવવા નીકળ્યો. સૂર્યે પોતાના પુત્ર કર્ણને ચેતાવ્યો હતો કે, એની પાસે જ્યાંસુધી કવચકુંડળ છે, ત્યાંસુધી તેનું મૃત્યુ થનાર નથી. વળી ઇંદ્ર એને છેતરીને કવચકુંડળ લેવા આવનાર છે, એમ પણ તેને કહ્યું; ત્યારે દાનવીર કર્ણે કહ્યું કે, 'મારાં અહોભાગ્ય કે મારે ઘેર ઇંદ્ર જેવો યાચક આવશે. પ્રાણાંતે પણ હું ના તો નહિજ કહું.' જ્યારે કર્ણનો આવો દૃઢ આગ્રહ દીઠો, ત્યારે સૂર્યે તેને સૂચવ્યું કે, 'ઇંદ્ર પાસેથી તું અમોઘ શક્તિ બદલામાં માગી લેજે.' કર્ણે તે પ્રમાણે શક્તિ મેળવી હતી. જ્યાંસુધી કર્ણ પાસે એ શક્તિ હતી, ત્યાંસુધી શ્રીકૃષ્ણે ડહાપણ વાપરી અર્જુનને કર્ણની સામે યુદ્ધ કરવા પ્રેર્યો નહોતો. ઘટોત્કચ ઉપર જ્યારે એ શક્તિ વપરાઇ, ત્યાર પછીજ અર્જુનને શ્રીકૃષ્ણ કર્ણની સામે યુદ્ધ કરવા લઇ ગયા હતા.

ગર્વથી ગળાઇ ગયેલા કર્ણનું બળ નકામું હતું, એમ ભીષ્મપિતામહ સમજી ગયા હતા. કર્ણની શક્તિવિષે તેમનો સારો અભિપ્રાય હતો, પણ ગર્વને લીધેજ તેનો નાશ થશે એમ પિતામહ તેને વારંવાર કહેતા. ગર્વમાં દુર્યોધન કે કર્ણ એ બેમાંથી કોણ ચઢે, તે કહેવું મુશ્કેલ હતું. કર્ણના બળ ઉપર વિશ્વાસ હોવાથીજ દુર્યોધને યુદ્ધ આરંભ્યું હતું, પણ કર્ણઉપર વિશ્વાસ અને તેનું બળ તેને કામ ન લાગ્યાં તે નજ લાગ્યાં ! !

જતો; પરંતુ જ્યારે દુર્યોધનનો કોઇ દુષ્કાર્ય કરવામાં આગ્રહ જોતો, ત્યારે તેનું હૃદય પુત્રપ્રીતિથી અંધ થઇ જતું અને તે કર્તવ્યાકર્તવ્યને ભૂલી જઇ તથા વિદુરાદિની સલાહને પણ ન ગણકારી, દુર્યોધનનેજ અનુસરી જતો હતો. તે ઉપર ઉપરથી પાંડવોના સંબંધમાં ઠીક ઠીક બોલતો; પણ તેના હૃદયના ઊંડાણમાં રહેલી આખા રાજ્યની લોભી વાસના તેને દુર્યોધનના પક્ષમાં અનુકૂળ કરી દેતી હતી. આંધળો રાજા છેવટે મોહવશ થઇને દુષ્કર્મમાં પણ સંમતિ આપતો હતો, પણ પાછળથી ગભરાતો હતો અને પોતે તે કૃત્યથી નિરાળો હોય તેવો દેખાવા યત્ન કરતો હતો. સર્વસંહારક મહા અનર્થના હેતુરૂપ ધૃતરાષ્ટ્રને ગણીએ તો તેમાં ખોટું કંઇ નથી; કારણકે ભીષ્મ, વિદુર પ્રભૃતિના ઉપદેશ માની લઇને પ્રથમથીજ જો તેણે દુર્યોધનને કબજે કર્યો હોત તો આ અનર્થનો પ્રસંગ આવત નહિ; પણ તેમ કરવામાં તેને પુત્રપ્રીતિ તથા ઊંડો રાજ્યલોભ બાધક થઇ પડયાં હતાં. તે ઘણોજ બળવાન હતો. દુર્યોધનના મરણ પછી તેણે ભીમને ભેટવા બોલાવ્યો, પણ મહાચતુરશિરોમણિ શ્રીકૃષ્ણ તેનો ભાવ સમજી ગયા અને તેમણે ભીમસેનને બદલે એક લોખંડની ભીમસેનના જેવી જાડી પ્રતિમા તેની બાથમાં આપી. ધૃતરાષ્ટ્રે તેને બાથમાં ઘાલી દબાવીને ચૂર્ણ કરી નાખી. આવું તેનું શરીરસામર્થ્ય હતું ! તે અસ્થિર વિચારનો હતો, વિદુરવિના તેને ચાલતું ન હતું. તે તેને પૂછતો, તેનું કહેવું સાંભળતો; પણ તે પ્રમાણે ચાલતો નહિ અને તેજ આ યુદ્ધરૂપી મહાન અનર્થનું કારણ હતો. ×

× ધૃતરાષ્ટ્ર-પુત્રપ્રેમને લીધે કુળનો સંહાર થવા દેનાર ધૃતરાષ્ટ્ર જેમ આંખે અંધ હતો, તેમ વિવેકશૂન્ય હતો. તેના જીવનમાં કેટલીક એવી ક્ષણો આવતી કે પાંડુના પુત્રો તરફ તેને મમતા ઉત્પન્ન થતી હતી; પણ આવો મમત ઝાઝો સમય ટકી શકતો નહોતો. કાંઇક એવીજ સારી ક્ષણોમાં તેણે દ્રૌપદીને વસ્ત્ર-હરણનો પ્રસંગ પતી ગયા બાદ સભામાં વરદાન માગવા કહ્યું હતું. દુર્યોધનની દુષ્ટતા ધૃતરાષ્ટ્ર નહોતો જાણતો, એમ નહોતું. વારે વારે તે દુર્યોધનને **મંદબુદ્ધિ, દુર્વિનીત** વગેરેથી સંબોધતો. વળી દ્રોણાચાર્ય, ભીષ્મ અને વિદુરે તેને ખૂબ ચેતાવ્યો હતો. દુર્યોધનનાથી કુલક્ષય થતો અટકાવવા વિદુરે ધૃતરાષ્ટ્રને ઘણો સમજાવ્યો હતો, છતાં દુર્યોધનને તે કાંઇ કહી શકયો નહોતો. ગુણઅવગુણ જોયાવિના પુત્ર ઉપર અંધ વાત્સલ્યભાવ રાખનાર પિતાની જે દશા થાય, તેજ દશા ધૃતરાષ્ટ્રની થઇ. પોતાની સમક્ષ સો પુત્રોને ઘણી ભયંકર રીતે મૃત્યુવશ થતાં તેણે જોયા, અને સો પુત્રોનો પિતા મરતી વખતે તો અપુત્રજ રહ્યો !

પાંડવોપ્રતિ દુર્યોધન પ્રત્યક્ષ અસૂયાભાવ રાખતો, પણ ધૃતરાષ્ટ્રને પરોક્ષ રીતે પાંડવોની તરફ ઈર્ષ્યા હતી. બાળક પાંડવોની કીર્તિ વધતી જોઇને કણિકને બોલાવી ધૃતરાષ્ટ્રે મંત્ર સાધ્યો. દુર્યોધન પાંડવોની સાથે દ્યૂત રમવાને માટે ધૃતરાષ્ટ્રની આજ્ઞા લેવા આવ્યો, ત્યારે દુર્યોધને જેટલું પાંડવોવિરુદ્ધ કહ્યું, તે બધું દીર્ઘદૃષ્ટિ વાપર્યાવિના ધૃતરાષ્ટ્રે માની લીધું. આ સમયે વિદુરે તેને ઘણો સમજાવ્યો, ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે, "હું, ભીષ્મ ને તું આ બધા છીએ, વળી દૈવેજ દ્યૂત નિર્માણ કર્યું છે; એટલે આપણાથી કાંઇ થઇ શકવાનું નથી. હે વિદુર ! મારા વ્યવસાયને નિંદવાની જરૂર નથી; કારણ આમાં હું દૈવનેજ બળવાન ગણું છું, તેનાથીજ આ બધું થાય છે." કેવળ દૈવનુંજ અવલંબન કરનારની મૂર્તિરૂપ ધૃતરાષ્ટ્ર હતો. જે કાંઈ અનિષ્ટ થયું તે બધું દૈવથીજ થયું, એમ તેણે માન્યું હતું; અને તેની આ માન્યતાને લીધે દુર્યોધનને તે અનિષ્ટ કાર્યોમાંથી અટકાવી શકયો નહોતો. દ્યૂતસમયે જ્યારે યુધિષ્ઠિરે દ્રૌપદીને હોડમાં મૂકી, ત્યારે આખી સભા સ્તબ્ધ થઇ ગઇ. રાજાઓને ઘણો શોક થયો. ભીષ્મ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્યને શરીરે પરસેવો થઈ ગયો. વિદુર બે હાથે માથું ઝાલીને મરણતુલ્ય થઇ ભૂમિ ઉપર બેસી પડયા......પણ ધૃતરાષ્ટ્ર તો અત્યંત ખુશી થયો; અને વારે વારે પૂછવા લાગ્યો કે, "કોણ જીત્યું ? કોણ જીત્યું ?" ધૃતરાષ્ટ્રમાં આથી વધારે અધમતા બીજી કયી સંભવે ? "ધૃતરાષ્ટ્ર વંશ વધારનાર છે, તેને વત્સલતાનો ભય છે. દુર્યોધનની દુર્નીતિનું ભવિષ્ય તેના જન્મપ્રસંગે ધૃતરાષ્ટ્રને જણાવવામાં આવ્યું હતું. દ્રૌપદીવસ્ત્રહરણના પ્રસંગે તેણે તે પુત્રની દુષ્ટતા પ્રત્યક્ષ કરી. શ્રીકૃષ્ણ યુદ્ધપ્રસંગ અટકાવવા પાંડવો પાસેથી આવ્યા ત્યારે પણ તેમજ થયું. ત્રણે પ્રસંગે જૂદા જૂદા મહાત્માઓએ ધૃતરાષ્ટ્રને કહ્યું કે, તારા પુત્રનો નાશ કરવો અને કંઇ નહિ તો ત્યાગ

## ગાન્ધારી

ધૃતરાષ્ટ્રની પત્ની ગાંધારી પંડિતા, કર્તવ્યાકર્તવ્યના વિવેકવાળી, અને થોડીક ક્રોધી છતાં પણ મહાન સતીશિરોમણિ હતી. તેણે પોતાનાં લગ્ન અંધપતિની સાથે થવાનાં છે, એ સાંભળતાંજ 'મારે તેમનો દ્વેષ કરવો પડે નહિ' એ હેતુથી તેણે પ્રથમથીજ પોતાની આંખે પાટો બાંધી લીધો હતો અને તે હમેશ રાખ્યો હતો; એ સમધર્મિણી સતીના સતીત્વનું ગૌરવ છે. તે દુર્યોધનને અનિષ્ટકારક માનતી હતી અને દુર્યોધનના છંદને અનુસરતા પોતાના પતિને ગૌરવ સાથે તેમ કરવા ના પાડી ખરૂં સ્વરૂપ સમજાવતી હતી; તથાપિ આંધળો રાજા તેનું કહેવું માનતો નહિ. તે સત્યની હિમાયતી હતી તથા શાપ અને અનુગ્રહને માટે સમર્થ હતી. યુદ્ધપ્રસંગે દુર્યોધને પોતાને વિજય મળે તેવો આશીર્વાદ આપવા તેને રોજ રોજ કહ્યું હતું; પરંતુ ધર્મપ્રિય ગાંધારી '**यतो धर्मस्ततो जयः**–જ્યાં ધર્મ હશે ત્યાં જય થશે,' એજ ઉત્તર આપતી હતી. તેનો પાતિવ્રત્યપ્રભાવ એવો તેજસ્વી હતો કે, યુદ્ધ થઈ રહેતાં યુધિષ્ઠિરને પ્રથમ તેના ક્રોધનો તથા શાપનો ડર લાગ્યો હતો; અને તેથી તેમણે તુરત તેને શાંત કરવા શ્રીકૃષ્ણને મોકલ્યા હતા. તેમ છતાં ગાંધારીએ શ્રીકૃષ્ણનેજ કર્તાકારવતા માની 'તમે તમારા કુળના પણ આ રીતે સંહારક થશો' ઇત્યાદિ શાપ આપ્યો હતો. શ્રીકૃષ્ણે તેને અનુમોદન આપ્યું. તે સાધ્વી સ્ત્રી પોતાના પતિની સાથેજ રાજ્યમાં તથા વનમાં રહી, અને અંતે તેની સાથેજ દેહ ત્યજી પરલોકમાં ગઈ. આવું તેનું ઉજ્જવલ સતીત્વ હતું.

## દુઃશાસન

દુર્યોધનનો નાનો ભાઇ દુઃશાસન ખારીલો, સાહસી, ઉદ્ધત, બળવાન અને શૂરો હતો. તે દુર્યોધનની ઇચ્છાને તાબે રહેનારો તેનો ભક્ત હતો. દ્રૌપદીના કેશોનું આકર્ષણ તથા તેનું વસ્ત્રહરણ, એ તેના ઉદ્ધત તથા નિર્લજ્જ કાર્યના નમુના છે. તે ધનુર્યુદ્ધ તથા ગદાયુદ્ધ સારૂં કરતો હતો. ભીમસેને તેને રણભૂમિમાં પાડી તેની છાતી ઉપર આક્રમણ કરીને જ્યારે પૂછ્યું કે:–'બોલ, કયે હાથે દ્રૌપદીના પવિત્ર કેશ પકડયા હતા?' ત્યારે દુઃશાસને નિડર ધૃષ્ટતાથી પોતાનો હાથ દેખાડતાં ઉત્તર આપ્યો હતો કે, '**अयं करिकराकारः पीनस्तनविमर्दनः। गोसहस्रप्रदाता च क्षत्रियांतकरः करः**॥ પુષ્ટ સ્તનને મર્દન કરનારો, હજારો ગાયો આપનારો અને ક્ષત્રિયોનો અંત કરનારો એવો આજ તે હસ્તિની સૂંઢના જેવો હાથ છે!' ભીમસેને તરતજ તે હાથ ખેંચીને ઉખાડી નાખ્યો અને તેની છાતી ચીરી વીર પુરુષોની વચ્ચે તેનું રુધિરપાન કરીને પોતાની આગલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી.

## કૌરવપક્ષનાં પ્રકીર્ણ પાત્રો

આ વીર યોદ્ધાઓવિના કૌરવપક્ષમાં રાજા ભગદત્ત, ભૂરિશ્રવા, મદ્રદેશનો રાજા શલ્ય, કૃતવર્મા યાદવ, જયદ્રથ, સુદક્ષિણ, નીલ, ઉજ્જયિનીના રાજા, દુર્યોધનના ભાઇઓ, કર્ણનો પુત્ર વૃષસેન આદિ ઘણા યોદ્ધાઓ હતા; અને તેઓ દુર્યોધનના ઈર્ષ્યાગ્નિથી પ્રકટેલા રણયજ્ઞમાં હોમાઈ ગયા હતા. આટલાં બધાં પાત્રોની વિવિધતા એકજ ગ્રંથમાં સુગ્રથિત કરીને, શ્રીકૃષ્ણદ્વૈપાયનમુનિએ, પોતાનું અદ્‌ભુત કલાવિધાન પ્રકટ કર્યું છે, એમાં જરાએ સંશય નથી.

---

તો કરવોજ, એ તારો રાજધર્મ છે; પણ એકે પ્રસંગે વત્સલ પિતા તે ઉપદેશ માની શકયો નહિ. પાંડવપક્ષનો વિરોધ કરનાર દુષ્ટ પુત્રને શાસન કરવામાં જે પિતાની વત્સલતા આડે આવશે, તે ધૃતરાષ્ટ્રની દુર્દશા પામશે." **(સરસ્વતીચંદ્ર, ભાગ ૪ થો)**

વૃદ્ધાવસ્થામાં હોવા છતાંયે ભીમસેનની લોઢાની મૂર્તિને કચડી નાખવાનું બળ ધૃતરાષ્ટ્રમાં હતું. વળી સંજય તેને જેમ જેમ યુદ્ધની વાત સંભળાવતો હતો, તેમ તેમ જાણે યુવાન યોદ્ધો હોય, તેમ ધૃતરાષ્ટ્રનું વીર રક્ત ઉછળતું હતું. પાંડવોનું અનિષ્ટ સાંભળી મનમાં મલકાતો અને કૌરવપક્ષનું અનિષ્ટ સાંભળતાં ઉદ્વિગ્ન થઇ જતો ધૃતરાષ્ટ્ર જો અંધ ન હોત, તો કદાચ મહાભારતના યુદ્ધમાં તેણે યથાશક્તિ ભાગ લીધો હોત અને ભીષ્મની પેઠે ધૃતરાષ્ટ્ર ડોસો પણ પાંડવોની સામે પૂર્ણ બળથી ઝઝુમ્યો હોત.

# મહાભારતની સમાલોચના

( વિદ્વદ્વર્ય શ્રીપાદ દામોદર સાતવલેકરજીના ઉપલાજ નામના પુસ્તકના બંને ભાગોનો અનુવાદ )

## ૧–મહાભારત વાંચવાથી થતા લાભ

(૧) મહાભારતમાં પાંડવોના સમયનો તેમજ પાંડવોની પહેલાંના સમયનો ઇતિહાસ હોવા સાથે પાંડવોની પછીના સમયનો પણ થોડો ઘણો ઇતિહાસ છે. અર્વાચીનકાળના સનાતન વૈદિકધર્મી ભારતવાસીઓ મહાભારતકાળના પંચજનોનાજ વંશજો હોવાથી તેમણે પોતાના **પૂર્વજોનો ઇતિહાસ વાંચવો અને તેનું મનન કરવું ખાસ જરૂરનું છે, એટલુંજ નહિ પણ એ તેઓનું કર્તવ્ય છે.**

(૨) જ્ઞાનીઓ કહે છે કે, " જેમને પ્રાચીન ઇતિહાસ નથી તેમને માટે ભવિષ્યમાં કંઇજ આશા નથી." ભારતવાસીઓને તો પ્રાચીન ઇતિહાસ છે, કેવળ ઇતિહાસજ નહિ પરંતુ દિગ્વિજયી, પ્રતિભાપૂર્ણ અને તેજસ્વી ઇતિહાસ હોવાથી ભારતવાસીઓના ભાગ્યમાં સૌભાગ્યના દિવસો પણ આવશે, એ તો નિઃશંક વાત છે. પણ એને માટે ભારતવાસીઓએ પોતાના પૂર્વજોના ભાગ્યશાળી અને પ્રતાપપૂર્ણ ઇતિહાસનું વાચન અને મનન પણ કરવુંજ જોઇએ. કેવળ ઇતિહાસના અસ્તિત્વથીજ કામ નહિ ચાલે, પરંતુ એ ઇતિહાસનું જેટલું પણ વાચન–મનન થશે તેટલાજ પ્રમાણમાં લાભ થવાનો સંભવ છે; અને એવું હોવાથી આ દિગ્વિજયનો પ્રતાપપૂર્ણ ઇતિહાસ પ્રત્યેક ભારતવાસીની સન્મુખ આવે તેમ થવું જોઇએ.

(૩) આ " મહાભારત " ઇતિહાસ હોવા છતાંયે "કાવ્ય" રૂપે લખાયેલો હોવાથી હરેક કક્ષાના માણસો તેનું વાચન કરી શકે છે. જનસમાજમાં લોકોની અનેક શ્રેણીઓ હોય છે અને દરેક શ્રેણીના લોકોની રુચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. એકને જે ગમે છે તે બીજાને નથી ગમતું; પરંતુ આ કાવ્યમય ઇતિહાસ તો એવા રૂપમાં લખાયો છે કે તેમાંથી પ્રત્યેક જાતનો માણસ રસાસ્વાદ લઇ શકે છે. આસ્તિક ભગવદ્ભક્ત તેમાં ભક્તિમાર્ગ જોઈ શકે છે; વેદાંતી તેમાંથી અંતરાત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે; તર્કવાદી નૈયાયિક તેમાં યુક્તિવાદ જોઈ શકે છે; શાસ્ત્રજિજ્ઞાસુ તેમાંથી અનેક શાસ્ત્રોના સિદ્ધાંતો સમજી શકે છે; ઇતિહાસના અભ્યાસકને માટે તેમાં વિશાળ ક્ષેત્ર પડેલું છે; રાજદ્વારી કુશળ માણસ તેમાં રાજનીતિ જોઈ શકે છે; વીરત્વપ્રેમીને તેમાં વીરત્વ દેખાય છે; ગૃહસ્થાશ્રમીને તેમાંથી ગૃહસ્થજીવનનાં દૃષ્ટાંત મળી શકે છે અને બ્રહ્મચારીને આદર્શ બ્રહ્મચારીઓનાં દૃષ્ટાંત મળી શકે છે. તાત્પર્ય એ છે કે, જેની જેવી પણ જિજ્ઞાસા હોય, તેવી હકીકતો અને પ્રેરણાઓ તે મહાભારતમાંથી જરૂર મેળવી શકે છે. આ મહાભારતનો ગ્રંથ આવો અપૂર્વ કાવ્યમય ઇતિહાસ છે.

(૪) સંભવ છે કે, અર્વાચીન જીવનકલહમાં આવશ્યક એવી કેટલીક બાબતોનો ઉલ્લેખ આ મહાભારતમાં નહિ હોય; પરંતુ મહાભારતમાં એટલી બધી બાબતોનાં વર્ણન છે કે, તેમાંથી આ સમયમાં પણ આપણને અનેકાનેક બોધ મળી શકે છે અને આપણા લોકોમાં **મહાભારતનું જો યોગ્ય મનન થતું રહે તો આ સમયમાં પણ આપણા ભારતવર્ષમાં ' નવીન જીવન ' આવી શકે–જાગી શકે તેમ છે.** આ કારણથી મહાભારતના મનનથી આ સમયમાં પણ અનેક લાભો થાય તેમ છે.

(૫) આ કેવળ ઈતિહાસજ હોત,તો તો તે ક્યારનોયે જૂનો થઈ ગયો હોત;પરંતુ આ તો "ઐતિહાસિક કાવ્ય" અથવા "કાવ્યમય ઇતિહાસ" છે, તેથી તે જૂનો હોવા છતાંયે હમેશાં નવીન જેવોજ રહ્યો છે અને તેથીજ દરેક સમયમાં આ ગ્રંથથી મહત્ત્વપૂર્ણ બોધ પ્રાપ્ત થઇ શકે છે. આપણા જીવનમાં જેટલી અવસ્થાઓ હોય છે, તેથી કેટલાયેગણી અવસ્થાઓનું વર્ણન આ ગ્રંથમાં છે, એટલે **પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક અવસ્થામાં આ ગ્રંથના મનનથી બોધ ગ્રહણ કરી શકે છે.**

(૬) મહાભારતકાળમાં ભારતવર્ષની ધાર્મિક, રાજનૈતિક, સામાજિક, આર્થિક, ઔદ્યોગિક તથા અન્ય પ્રકારની પરિસ્થિતિ કેવી હતી, તેનું ઉત્તમ ચિત્ર મહાભારતમાં હોવાથી તેના મનનથી અને તેની સાથે આપણી આજની દશાની તુલના કરવાથી જણાય છે કે, ગયાં પાંચ હજાર વર્ષોમાં આપણી ઉન્નતિ થઈ કે પડતી થઇ? એ બાબતનું જ્ઞાન થવાથી આપણને ભવિષ્યમાં કયો માર્ગ અને તે કેવી રીતે લેવો જોઈએ, તેનું પણ ઉત્તમ રીતે નિરાકરણ થઇ શકે છે. ઇતિહાસના મનનથી આ મહત્ત્વનો લાભ થાય છે.

(૭) ભારતવર્ષની હિંદુજાતિમાં જે અનંત ભેદો છે, તેમાં એકતા થવી અત્યંત આવશ્યક છે. વિવિધ ભેદ હોવા છતાં પણ આપસમાં એકતા કરવાનો પ્રત્યક્ષ, ફળદાયી અને ઉત્તમ ઉપાય મહાભારતમાં જેવો બતાવેલો છે, તેવો બીજા કોઇ પણ ગ્રંથમાં બતાવાયો નથી. તેથી કાશ્મીરથી તે કન્યાકુમારીસુધી અને સિંધથી તે બ્રહ્મદેશસુધી **સમસ્ત ભરતખંડમાં એકતા કરાવનારો આ રાષ્ટ્રીય ગ્રંથ છે અને તેથીજ તેનો પાઠ પ્રત્યેક ઘરમાં હરહમેશ થવાની જરૂર છે.**

(૮) જે રીતે આજકાલના ભારતવાસીઓનો બીજી જાતિઓ સાથે વિવિધ પ્રકારનો સંબંધ બંધાયો છે, તેવોજ પાંડવોના સમયમાં પણ અનેક દેશની જાતિઓ સાથે ભારતવાસીઓને ગાઢ સંબંધ હતો. પ્રાચીનકાળના ભારતવાસીઓએ બીજી જાતિઓ સાથે જે વર્તાવ કર્યો હતો, તે જોઇને આપણે આ સમયમાં પણ આપણેમાટે યોગ્ય બોધપાઠ લઇ શકીએ તેમ છીએ અને આગળ વધી શકીએ તેમ છીએ. આ દષ્ટિએ પણ મહાભારતનો પાઠ કરવાથી આપણને ઘણોજ લાભ થાય તેમ છે.

(૯) મહાભારતનું સૌથી પ્રાચીન નામ 'જય' એટલા માટે છે કે તેમાં આર્યોના દિગ્વિજયનો ઉત્તમોત્તમ ઇતિહાસ સમાયેલો છે. સાધારણ ઈતિહાસ પણ બોધપ્રદ હોય છે, તો પછી વિજયનો તેજસ્વી ઇતિહાસ તો નિઃસંદેહજ ઉત્સાહવર્ધક હોય એમાં આશ્ચર્ય નથી. **મહાભારત ગ્રંથ એવાજ ઉત્સાહ અને શૌર્ય–વીર્ય વગેરે વીરગુણોને ઉત્તેજિત કરવાવાળો છે; અને તેમ હોવાથી આ પરતંત્રતાના સમયમાં પણ આ ગ્રંથના પાઠથી અને મનનથી આર્યજાતિનો ત્વરાથી પુનરુદ્ધાર થઇ શકે તેમ છે.**

(૧૦) મહાભારતમાં જાતીય, સામાજિક અને ધાર્મિક ઉન્નતિ તથા પ્રગતિનો જે ઈતિહાસ પ્રાપ્ત થાય છે, તે વાંચવાથી ધાર્મિક ભાવનાની ઉત્તમ વિશુદ્ધિ થાય છે; અને તેના મનનથી મનના સંકુચિત ભાવો દૂર થઈને ઉદારતા આવે છે. આજકાલ આપણા ધાર્મિક ભાવો બહુજ સંકુચિત બની ગયેલા હોવાથી તેને અધિક ઉદાર અને વિશાળ કરવામાટે મહાભારતનું વાચન–મનન ઘણુંજ ઉપયોગી થઇ શકે તેમ છે.

(૧૧) આપણા સનાતન આર્યધર્મના મૂળ આધારભૂત 'વેદ' છે. એ વેદગ્રંથનો અર્થ સમજવાને માટે બ્રાહ્મણાદિ ગ્રંથો પછી મહાભારત ગ્રંથની મદદ મળી શકે છે. **મહાભારતમાં સ્થળે સ્થળે વેદમંત્રોનાં "કૂટસ્થળ" ખોલી ખોલીને બતાવેલાં છે.** કેટલીયે જગ્યાએ વૈદિક રૂપકાલંકારની કથાઓનાં વર્ણન કરેલાં છે; કેટલાંયે સૂક્તોનાં સૂક્ત અને

મંત્રોના મંત્રો સ્તોત્રરૂપે આપેલા છે; અને કેટલીયે જગ્યાએ અન્યાન્ય યુક્તિઓથી વેદ-મંત્રોના અર્થ ખોલીને બતાવવામાં આવ્યા છે. આમ હોવાથી **જે માણસ ધર્મજ્ઞાનની ઈચ્છાથી વેદાધ્યયન કરી રહ્યો હોય, તેને પણ મહાભારતના મનનથી પુષ્કળ લાભ થાય છે.** કહેવાનું તાત્પર્ય એ છે કે, વેદના અર્થનો નિરધાર કરવાનાં જે અનેક સાધનો મોજુદ છે, તેમાં મહાભારત પણ અગત્યનું સાધન છે; અને તેથી એ દૃષ્ટિએ પણ મહાભારતનું મનન બહુજ ઉપયોગી છે.

(૧૨) મહાભારતમાં અનંત શાસ્ત્રોનો ઉલ્લેખ છે. તે સમયના ઋષિમુનિઓ અને અન્યાન્ય વિદ્વાનો કેટકેટલા પ્રકારની વિદ્યાઓની ઉન્નતિમાટે પોતાનાં જીવન સમર્પણ કરતા હતા, તેનો ઘણોજ સરસ ખ્યાલ મહાભારત વાંચવાથી મળે છે. તેની તુલના આજકાલની આપણી વિદ્યા સાથે કરીએ તો તરતજ સમજાઈ જાય છે કે, આપણું વિદ્યાક્ષેત્ર ઘણુંજ નાનકડું થઇ ગયું છે. જો કે આ સમયમાં પણ બીજા દેશોમાં તો વિદ્યાનું ક્ષેત્ર ઘણુંજ વિસ્તાર પામી રહ્યું છે, પરંતુ આપણ ભારતવાસીઓ માટે તો વિદ્યાક્ષેત્રની વ્યાપકતા અત્યારે દિનપ્રતિદિન ઘટતીજ ચાલે છે; માટે આવી સ્થિતિમાં આપણે ભારતવાસીઓએ તો હવે પોતાના પ્રાચીન પૂર્વજોના જેવો વિદ્યાપ્રેમ તથા ચારિત્રપ્રેમ સારી પેઠે વધારવો જોઇએ અને ખાસ પ્રયત્નપૂર્વક પોતાનું વિદ્યાક્ષેત્ર તથા કાર્યક્ષેત્ર બહુજ વિશાળ કરવું જોઇએ.

(૧૩) મહાભારતકાળના આર્યોના દિગ્વિજયનું ક્ષેત્ર સમગ્ર ભૂમંડળ હતું. જેટલા પણ દેશો તેમની જાણમાં હતા, ત્યાં ત્યાં તેઓ પહોંચી ગયા હતા અને દિગ્વિજય પ્રાપ્ત કર્યો હતો. કોઈપણ સ્થળે તેમનો "વિજયી ધ્વજ" અટકયો ન હતો. આ સમયમાં આપણી દશા એથી ઉલટીજ છે. અત્યારે તો આપણને બીજા દેશોમાં પેસવા જેટલો પણ અધિકાર નથી. અત્યારે તો આપણું કાર્યક્ષેત્ર નોકરીસિવાય કશું પણ નથી. **આવી વિપરીત દશામાં પણ પાંડવોના દિગ્વિજયનો ઇતિહાસ, આપણા કાર્યક્ષેત્રને વિસ્તૃત કરવાની દિશા જરૂર બતાવી શકે તેમ છે;** અને તેમ હોવાથી **આ પદદલિત દશાને દૂર કરવામાં પણ મહાભારતના પાઠથી અત્યંત લાભ થાય તેમ છે.**

(૧૪) જે ગ્રંથમાં જેટલાં 'આદર્શ જીવનચરિત્ર' હોય છે, તેટલો તે ગ્રંથ વધુ ઉપકારક નિવડે છે. કાવ્યમય ઐતિહાસિક ગ્રંથની ઉત્તમતાની એજ કસોટી છે; અને એ દૃષ્ટિએ તો **આ મહાભારત "આદર્શ જીવનો"** ની વિશાળ ખાણ છે, એમ કહેવામાં જરાયે અતિશયોકિત નથી. કેમકે એમાં સેંકડો મહાપુરુષોનાં આદર્શ જીવન એવાં ઉચ્ચ કોટિનાં છે કે જે દૃષ્ટિસમક્ષ રાખવાથી મનુષ્યમાત્રનો ઉદ્ધાર થઇ શકે તેમ છે. આ કારણથી પણ આ મહાભારતનો પાઠ પ્રત્યેક ભારતવાસીએ કરવો જરૂરનો છે. ભીષ્મપિતામહનું આદર્શ બ્રહ્મચર્ય, શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય, અર્જુનનું શૌર્ય, કર્ણનું ઔદાર્ય, ધર્મરાજાનું ધર્માચરણ વગેરે **એવા અનેક આદર્શવાળા પુરુષો મહાભારતમાં છે, કે જેમની હકીકતો આપણા રાષ્ટ્રોદ્ધારના કાર્યમાં બહુજ સહાયક થાય તેમ છે;** પરંતુ એ બધું તો ત્યારેજ થઇ શકે કે જ્યારે મહાભારતના વાચન–મનનનો સાર્વત્રિક પ્રચાર થાય. માટે આ દૃષ્ટિએ પણ આપણા લોકોમાં આ ગ્રંથનો પ્રચાર અને ઉપયોગ પુષ્કળ થવાની જરૂર છે.

(૧૫) પ્રત્યેક સનાતન ધર્માભિમાની આર્ય–હિંદુ–ના અંતઃકરણમાં મહાભારતવિષે આદરભાવ છે. ધર્મના વિષયમાં વેદની પછી મહાભારતજ પ્રમાણગ્રંથ ગણાય છે. તેને પાંચમો વેદ પણ એજ કારણથી કહે છે. ચાર વેદ પ્રસિદ્ધ છે અને પાંચમો વેદ તે આ મહાભારતજ છે. જે ગ્રંથની અદ્યાપિપર્યંત એટલી બધી યોગ્યતા મનાય છે તેનું પઠન આપણા

દેશમાં વધતું ચાલે, તો તેથી દેશને કેટલો બધો લાભ થાય તેમ છે, તેનો અનુભવ તો વાંચનાર પોતે જાતેજ તેને વાંચીને કરી શકે તેમ છે. નિઃસંદેહ તેના વાચન-પઠનથી મનુષ્ય ઉચ્ચ મનોભૂમિકામાં પહોંચી જાય છે, માટે મહાભારતના પાઠનો જેટલો પણ બની શકે તેટલો વધારે પ્રચાર કરવો એ પ્રત્યેક સમજુ માનવનું કર્તવ્ય છે.

મહાભારતના પાઠથી અનંત લાભ થાય તેમ છે. **આર્યોનાં જીવનોને ઉન્નતિની દિશા તરફ ઝોક આપવાનું સામર્થ્ય મહાભારત ગ્રંથમાં છે.** તેના પાઠથી થતા લાભોનો અત્રે થોડોક ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મહાત્મા ગાંધી, લોકમાન્ય તિલક અને બીજા અનેક આ સૈકાના મહાન નેતાઓએ પણ " **મહાભારતના પાઠથી આર્યોનું રાષ્ટ્રીય જીવન ઓજસ્વી અને તેજસ્વી થઈ શકે તેમ છે** " એવું એકમતે જાહેર કર્યું છે; આથી આ વિષયમાં વધારે લખવાની જરૂર નથી. **જે કોઇ માણસ મહાભારતને વાંચશે તેજ માણસ તેની ખરી મહત્તા સમજી શકશે.**

## ૨—મહાભારત ગ્રંથ સર્વ શાસ્ત્રોનો સારસંગ્રહ છે.

" વેદની દષ્ટિએ ગાથાઓના અર્થ નક્કી કરવા " એ સ્વાધ્યાય મંડળનો આઠમો ઉદ્દેશ વાચકો જાણેજ છે. ઇતિહાસ, પુરાણ અને બ્રાહ્મણગ્રંથોમાં અનેકવિધ ગાથાઓ મોજુદ છે. તેના બરાબર સ્પષ્ટ અર્થ કરવાનો પ્રયત્ન અદ્યાપિપર્યંત કોઇએ કરેલો જણાતો નથી, એટલે એ વિષે પ્રયત્ન કરવો ખાસ જરૂરનો છે.

ગાથાઓનો વિચાર અમે કેટલાંયે વર્ષોસુધી કર્યો છે અને તેની તુલના વેદમંત્રો સાથે પણ કરી જોઇ છે. એ ઉપરથી અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે, વેદમંત્રોના આધારે ગાથાઓના જે અર્થ થશે, તેજ તેના બરાબર અર્થો હશે; તેથી તેના સાચા અર્થો પ્રકટ કરવામાટે વેદમંત્રો સાથે ગાથાઓની તુલના કરવી અત્યંત આવશ્યક છે.

પુરાણ અને ઉપપુરાણ એ ગ્રંથો બહુજ મોટા છે. તે એટલા મોટા છે કે એક માણસ તે પૂરા વાંચી પણ નહિ શકે; અને તેથી પુરાણોમાંની સર્વ કથાઓની તુલના વેદસાથે કરવી અને તે 'વૈદિક છે કે નહિ' એ વાતનો નિર્ણય કરવો, એ પણ તેને માટે લગભગ અશક્ય છે. કેટલાક વિદ્વાનો કલમને એકે સપાટે બધી પૌરાણિક કથાઓને 'ગપ' ઠરાવી દે છે, તો કેટલાક સજ્જનો તે કથાઓને સત્ય માને છે; પરંતુ યોગ્ય પ્રમાણસિવાય કોઇ પણ કથાને સત્ય કે અસત્ય માનવી અથવા ગપ ગણી કાઢવી એ તદ્દન અયોગ્ય છે. ઉદાહરણતરીકે ચંદ્રની કથા લ્યો."ચંદ્ર, તારા અથવા રોહિણી નામની એક સ્ત્રીના સંબંધમાં આવવાથી તેમના સંભોગથી બુધની ઉત્પત્તિ થઇ." અત્રે વિસ્તૃત કથા આપવાની જરૂર નથી, કેમકે તે કથાનો પૂરો સંબંધ બતાવવાની અહીં જરૂર નથી; પરંતુ ઉદાહરણ માટેજ એ કથાનો સંબંધ બતાવવાનો છે. કેટલાક લોકો કહેશે કે ચંદ્ર, રોહિણી અને બુધ, એ તો ગ્રહ તથા તારા હોવાથી તેમનું લગ્ન થઈ શકે નહિ, અને તેથી એ તો 'ગપ' છે. આ દષ્ટિએ સાચેજ એ ગપજ છે; કેમકે એ તો ગ્રહ અને તારા હોવાથી આપણા હાલના માનવસમાજમાં થાય છે તેવી રીતે તેમનું લગ્ન થયું પણ ન હતું-અને થઈ પણ શકે નહિ, એ વાત સાધારણ માણસો પણ જાણે છે. અને લોકો તે જાણે છે, એવી સંભવતઃ લેખકને પણ ખબર હોવી જોઇએ; છતાં પણ એવું કેમ લખ્યું હશે ?

આ પ્રશ્નનો વિચાર શાસ્ત્રોક્ત યુક્તિપુરઃસર કરવો જોઇએ અને તેનેજ માટે વિશેષ અભ્યાસની આવશ્યકતા છે. ઉપરની કથામાં તારા અથવા રોહિણી તથા ચંદ્ર અને બુધની 'યુતિ' નું વર્ણન છે. ગણિતથી આ યુતિનો-એટલે કે તેનો એક રાશીમાંનો નિવાસકાળ નક્કી

કરી શકાય તેમ છે. અર્થાત્ કથામાં વર્ણવેલી એ વાત કેવળ ગપ નથી, પરંતુ જ્યોતિષને લગતી એક તદ્દન સાચી વાત છે.આ રીતે કથાનું મૂળસ્વરૂપ જોવાથી અનેક શંકાઓ દૂર થાય છે, તેથી કથાઓ અને ગાથાઓનાં મૂળ સ્વરૂપ જોવા–જાણવાની અત્યંત આવશ્યકતા છે.

'પુરાણ' ગ્રંથોમાં બહુ જૂનામાં જૂની કથાઓનો સંગ્રહ થયો છે અને તેના કરતાં અર્વાચીન એવી ઐતિહાસિક કથાઓનો સંગ્રહ રામાયણ અને મહાભારત નામના 'ઇતિહાસ ગ્રંથો'માં કરવામાં આવ્યો છે. સંગ્રહની દષ્ટિએ પુરાણોમાં 'અગ્નિપુરાણ' અને ઇતિહાસોમાં 'મહાભારત' શ્રેષ્ઠ ગ્રંથ છે.

આજકાલ જે પ્રમાણે 'વિશ્વકોષ' અર્થાત્ સારગ્રંથ બનાવવામાં આવે છે; તેજ પ્રમાણે પ્રાચીન ઋષિ મુનિઓના બનાવેલા એ 'વિશ્વગ્રંથો' છે. **સર્વથી પ્રાચીન આર્યોનો વિશ્વકોષ "અગ્નિપુરાણ" હતો,** અને ત્યારબાદ તૈયાર થયેલો વિશ્વકોષ તે "મહાભારત" છે. **"વિશ્વ-કોષ" તેજ ગ્રંથ થઈ શકે છે, કે જે ગ્રંથમાં તે સમયસુધીમાં બનેલા સર્વ ગ્રંથોનો સાર આવી જાય છે.** એજ રીતે આ મહાભારત પણ વિશ્વકોષ છે; કેમકે તેમાં તે સમય-સુધીના સર્વ ગ્રંથોનો સાર મોજુદ છે. જુઓઃ–

**भूतस्थानानि सर्वाणि रहस्यं त्रिविधं च यत् । वेदा योगः सविज्ञानो धर्मार्थः काम एव च ॥**
**धर्मार्थकामयुक्तानि शास्त्राणि विविधानि च । लोकयात्राविधानं च सर्वे तद्दृष्टवानृषिः ॥**
**इतिहासाः सवैयाख्या विविधाः श्रुतयोऽपि च । इह सर्वमनुक्रांतमुक्तं ग्रंथस्य लक्षणम् ॥**
( મહાભારત–આદિપર્વ અ० ૧, શ્લોક ૪૮–૪૯–૫૦ )

અર્થાત્–સર્વ ભૂતોનાં સ્થાન, વિવિધ પ્રકારનાં સર્વ રહસ્યો, વેદ, યોગશાસ્ત્ર, વિજ્ઞાન, ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, લોકયાત્રાસંબંધી વિવિધ* શાસ્ત્રો, ઇતિહાસ, કથા વગેરે સર્વ બાબતોનું જ્ઞાન આ મહાભારતમાં સંગ્રહેલું છે.

ઉપર જણાવેલું બધુંજ જ્ઞાન એમાં ભરેલું છે, એજ આ મહાભારતનું ખાસ લક્ષણ છે. સંપૂર્ણ જ્ઞાન–અર્થાત્ તેના લેખકના સમયનું સંપૂર્ણ જ્ઞાન તેમાં એકઠું કરવામાં આવ્યું છે, એ વાત મહાભારતના લેખકેજ પોતે કહી છે. વળી વધુ પણ જુઓઃ–

**कृतं मयेदं भगवन् काव्यं परमपूजितम् ॥ ६१ ॥**
**ब्रह्मन्वेदरहस्यं च यच्चान्यत्स्थापितं मया । सांगोपनिषदां चैव वेदानां विस्तरक्रिया ॥६२॥**
**इतिहासपुराणानामुन्मेषं निर्मितं च यत् । भूतं भव्यं भविष्यं च त्रिविधं कालसंज्ञितम् ॥६३॥**
**जरामृत्युभयव्याधिभावाभावविनिश्चयः । विविधस्य च धर्मस्य ह्याश्रमाणां च लक्षणम् ॥६४॥**
**चातुर्वर्ण्यविधानं च पुराणानां च सर्वशः । तपसो ब्रह्मचर्यस्य पृथिव्याश्चंद्रसूर्ययोः ॥६५॥**
**ग्रहनक्षत्रताराणां प्रमाणं च युगैः सह । ऋचो यजूंषि सामानि वेदाध्यात्मं तथैव च ॥६६॥**
**न्याय शिक्षा चिकित्सा च दानं पाशुपतं तथा । हेतुनैव समं जन्म दिव्यमानुषसंज्ञितम् ॥६७॥**
**तीर्थानां चैव पुण्यानां दिशानां चैव कीर्तनम् । नदीनां पर्वतानां च वनानां सागरस्य च ॥६८॥**
**पुराणां चैव दिव्यानां कल्पानां युद्धकौशलम् । वाक्यजातिविशेषाश्च लोकयात्राक्रमश्च यः ॥६९॥**
**यच्चापि सर्वगं वस्तु तच्चैव प्रतिपादितम् ॥७०॥** ( મહાભારત–આદિપર્વ અ० ૧ )

અર્થાત્–મેં આ ભારતરૂપી એક અપૂર્વ કાવ્ય રચ્યું છે. તેમાં નીચે પ્રમાણેના વિષયો છેઃ–વેદોનું રહસ્ય; ઉપનિષદોનું તત્ત્વ; અંગ–ઉપાંગોની વ્યાખ્યા; ઇતિહાસ અને પુરાણનો વિકાસ; ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું નિરૂપણ; વૃદ્ધાવસ્થા, મૃત્યુ, ભય, વ્યાધિ, ભાવ, અભાવ વગેરેનો વિચાર; ત્રિવિધ ધર્મ અને આશ્રમનાં લક્ષણ; ચારે વર્ણોના ધર્મ; પુરાણોમાં કહેલા આચાર; તપસ્યા અને બ્રહ્મચર્યનાં વર્ણન; પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર,

* મીમાંસા, કોકશાસ્ત્ર, કામંદકી નીતિ વગેરે

તારા તથા ચારે યુગોનાં પ્રમાણ; ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અધ્યાત્મ આદિનો વિચાર; ન્યાય, શિક્ષા, ચિકિત્સા, દાન તથા પાશુપત આદિ મતોનો વિચાર; દિવ્ય જન્મ અને મનુષ્યજન્મનો વિચાર; પુણ્ય, તીર્થ, દિશા, નદી, પર્વત, વન, સાગર, દિવ્ય નગર વગેરેનાં વર્ણન તથા સર્વવ્યાપક આત્માનું વર્ણન કરેલું છે.

આ ભગવાન વ્યાસજીનું કથન વિચાર કરવા જેવું છે. મહાભારતના સ્વરૂપના એ વર્ણનમાં તેમણે "મેં કૌરવ–પાંડવોની કથા લખી છે" એમ કહ્યું નથી; પણ એવું કહ્યું છે કે, આ અપૂર્વ કાવ્યમાં આટલાં વિવિધ શાસ્ત્રોનું વર્ણન કરેલું છે. તેનું સ્પષ્ટ તાત્પર્ય એ છે કે, આ ગ્રંથમાં વિવિધ શાસ્ત્રોના સંગ્રહની વાત મુખ્ય છે, અને વિશિષ્ટ રાજાઓનાં વૃત્તાંતની વાત ગૌણ છે. અથવા એમ પણ કહી શકાય કે, કૌરવ–પાંડવોના કાવ્યમય ઇતિહાસનિમિત્તે આ મહાભારતમાં વિવિધ શાસ્ત્રોજ કહેવામાં આવ્યાં છે. જો વાચક મહાભારતનો અભ્યાસ કરતી વખતે આ મુખ્ય વાત બરાબર ધ્યાનમાં રાખશે તોજ તે અભ્યાસથી વધારેમાં વધારે લાભ મેળવી શકશે. અર્થાત્:–

(૧) મહાભારત એક અપૂર્વ કાવ્યગ્રંથ છે; (૨) કૌરવપાંડવોના ઇતિહાસનિમિત્તે તેમાં વિવિધ શાસ્ત્રોનું પણ વર્ણન છે; (૩) પૂર્વોક્ત વેદાદિ શાસ્ત્રોનો સંગ્રહ કરવો એ પણ આ ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ છે અને (૪) આ ઉદ્દેશને અનુસરીને તેમાં વેદાદિ શાસ્ત્રોથી માંડીને બીજાં જે જે શાસ્ત્ર મહાભારતકાળમાં મોજુદ હતાં, તેનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે.

અર્થાત્–આ ગ્રંથ વાસ્તવિક રીતે એક કાવ્યરૂપ સારગ્રંથ, વિશ્વકોષ (એનસાઇક્લોપીડિયા), સારસંગ્રહ અને સર્વશાસ્ત્રસારસંગ્રહ પણ છે. આ પ્રમાણે તેમાં બીજાં શાસ્ત્રોની સાથે સાથે ઇતિહાસ પણ છે.મહાભારત ગ્રંથની આ વિશેષતા વાચકોએ ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ. વ્યાસ ભગવાનની અન્ય પ્રતિજ્ઞા પણ અત્રે જોવા જેવી છે કે:–

**भारत व्यपदेशेन ह्याम्नायार्थश्च दर्शितः ।** (શ્રી ભાગવત ૧–૪–૨૮)

અર્થાત્–ભારતને બહાને વેદનાજ અર્થ પ્રદર્શિત કરેલા છે. વળી વધારેમાં જુઓ કે:–

**स्त्रीशूद्रद्विजबंधूनां त्रयी न श्रुतिगोचरा । कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवेदिह ॥**
**इति भारतमाख्यानं कृपया मुनिना कृतम् ।** (શ્રી ભાગવત ૧–૪–૨૫)

અર્થાત્–"સ્ત્રી, શૂદ્ર અને દ્વિજબંધુ–એટલે કે મૂઢદ્વિજ, એ લોકો વેદશ્રુતિનો અર્થ નથી સમજી શકતા; તેથી એ મૂઢ માનવોને શ્રેય (કલ્યાણ) પ્રાપ્ત કરવાનો ઉપાય મળી જાય એ હેતુથી વ્યાસમુનિએ ભારત નામનું આખ્યાન રચ્યું છે. એટલે કે જે મૂઢ મનુષ્યો પ્રત્યક્ષ વેદમંત્ર વાંચીને અર્થ નથી સમજી શકતા, તેમને વેદોક્ત સનાતન ધર્મનું જ્ઞાન આપવા માટે મહાભારતની રચના કરવામાં આવી છે; અને તેથી કરીને તેમાં ભારતની કથાના નિમિત્તે વેદનો અર્થજ પ્રકટ કરેલો છે." વળી વધારેમાં જુઓ કે:–

**एवं जन्मानि कर्माणि ह्यकर्तुरजनस्य च । वर्णयन्ति स्म कवयो वेदगुह्यानि हृत्पतेः ॥**
(શ્રી ભાગવત ૧–૪–૩૫)

અર્થાત્–અકર્તા અજન્મા આત્માનાં કર્મ અને જન્મ કે જે વેદમાં ગુપ્ત રહેલાં છે, તેનુંજ કવિજનો કથાઓને બહાને વર્ણન કરે છે.

ઇત્યાદિ પ્રકારે (૧) અજન્મા અને અકર્તા આત્માનાં જન્મ અને કર્મોનાં વૃત્તાંત વિવિધ કથાઓમાં જોવામાં આવે છે, તે ગુપ્ત રીતે વેદમંત્રોમાં છે. (૨) આ વેદનાં તત્ત્વના અલંકારોમાં ફેરફાર કરીને અજ્ઞાન લોકોને સારી રીતે જ્ઞાન આપવા માટે કથાઓની રચના વિવિધ પ્રકારે

કરવામાં આવેલી છે. (૩) તાત્પર્ય એ છે કે, વેદનાજ અર્થ ભારતમાં કથાઓને બહાને બતાવ્યા છે.

પૂર્વોક્ત મહાભારતના વર્ણનમાં પણ "વેદ વગેરે શાસ્ત્રોના તત્ત્વનો વિચાર આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે" એ વાત આવી ગયેલી છે, તેનું અનુસંધાન અહીં કરવું જોઇએ. અસ્તુ. આ રીતે વેદનો આશય તથા અન્યાન્ય શાસ્ત્રો અને મત-મતાંતરોનો સાર આ મહાભારતમાં છે, એ વાત અહીં સ્પષ્ટ થઇ જાય છે.

વાંચનાર જો મહાભારતને મનનપૂર્વક વાંચશે, તો તેને સેંકડો વિદ્યાઓ અને શાસ્ત્રોના સાર સ્થળે સ્થળે દેખાઇ આવશે. કોઇ ને કોઈ કથાનું મિષ આગળ કરીને તેમાં કોઇ ને કોઇ શાસ્ત્રનો સાર બતાવેલો છે. આ પ્રમાણે **જેમાં કાવ્યમય ઇતિહાસ અને આટલાં બધાં વિવિધ શાસ્ત્રોનો સંગ્રહ એકત્ર કરવામાં આવ્યો હોય એવો આ એકજ અપૂર્વ ગ્રંથ છે; કેમકે તેની તુલના બીજા કોઈપણ મનુષ્યરચિત ગ્રંથ સાથે થઈજ શકે તેમ નથી.** જે સમયે આ અપૂર્વ ગ્રંથ રચાયો હતો, તે સમયે પણ તેની અપૂર્વતાનો અનુભવ વિદ્વાનોએ યોગ્ય રીતે કરેલો હતો. જુઓઃ-

अज्ञानतिमिरांधस्य लोकस्य तु विचेष्टतः । ज्ञानाञ्जनशलाकाभिर्नेत्रोन्मीलनकारकम् ॥
धर्मार्थकाममोक्षार्थैः समासव्यासकीर्तनैः । तथा भारतसूर्येण नृणां विनिहितं तमः ॥
पुराणपूर्णचन्द्रेण श्रुतिज्योत्स्नाः प्रकाशिताः । नृबुद्धिकैरवाणां च कृतमेतत्प्रकाशनम् ॥
इतिहासप्रदीपेन मोहावरणघातिना । लोकगर्भगृहं कृत्स्नं यथावत्संप्रकाशितम् ॥

( મહાભારત, આદિપર્વ અ૦ ૧, શ્લોક ૮૪-૮૫-૮૬-૮૭ )

અર્થાત્-અજ્ઞાની લોકોનું અજ્ઞાન દૂર કરીને આ મહાભારતરૂપી અંજનવડે જનતાનું જ્ઞાનનેત્ર ખોલી દેવામાં આવ્યું છે! એમાં વ્યાસે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને વિસ્તારપૂર્વક તેમ સંક્ષેપમાં પણ વર્ણવેલા હોવાથી તે ભારતરૂપી સૂર્યે માનવોનો અંધકાર દૂર કર્યો છે. પુરાણરૂપી પૂર્ણચંદ્રના ઉદયથી-એટલે કે ભારતગ્રંથરૂપી ચંદ્રનો ઉદય થવાથીજ શ્રુતિરૂપી ચાંદની પ્રગટ થઈ અને મનુષ્યોની બુદ્ધિરૂપી કમળો પ્રસન્ન થઇ ગયાં! મોહરૂપી આવરણનો નાશ કરનારા આ મહાભારતરૂપી ઇતિહાસપ્રદીપથી મનુષ્યોના આંતરિક હૃદયમંદિરમાં અત્યંત ઉત્તમ પ્રકાશ પડી ચૂક્યો છે.

આ મહાભારતવિષેનું વર્ણન કંઇ અતિશયોક્તિભર્યું નથી. મહાભારતમાં સર્વ શાસ્ત્રોનો સાર હોવાથી અનેક શાસ્ત્રોના અધ્યયનનું કામ આ એક મહાભારતથી પણ થઇ શકે છે, એટલે તે જોતાં ઉપલું વર્ણન તદ્દન વાસ્તવિક છે. વળી પણ જુઓ કેઃ-

एकतश्चतुरो वेदा भारतं चैतदेकतः । पुरा किल सुरैः सर्वैः समेत्य तुलया धृतम् ॥
चतुर्भ्यः सरहस्येभ्यो वेदेभ्यो ह्यधिकं यदा । तदा प्रभृति लोकेऽस्मिन्महाभारतमुच्यते ॥
महत्त्वे च गुरुत्वे च ध्रियमाणं यतोऽधिकम् । महत्त्वाद्भारवत्त्वाच्च महाभारतमुच्यते ॥

( મહાભારત-આદિ૦ અ૦ ૧, શ્લોક ૨૭૧-૭૨-૭૩ )

અર્થાત્-"પ્રાચીનકાળમાં સર્વે દેવતાઓએ એકઠા થઇને ત્રાજવાંની એક બાજુએ ચારે વેદ અને બીજી બાજુએ મહાભારતને મૂકીને જોખતાં રહસ્યસહિત ચારે વેદો કરતાં મહાભારત ભારે થયું હતું! તે દિવસથી લોકો તેને મહાભારત કહેવા લાગ્યા; કેમકે તે ભારેપણામાં તેમજ ગુરુપણામાં સર્વશ્રેષ્ઠ છે."

ચારે વેદોની મળીને મંત્રસંખ્યા લગભગ વીસહજાર છે; અને આની શ્લોકસંખ્યા એક લાખની છે. અર્થાત્ શ્લોકસંખ્યામાં વેદોથી મહાભારત પાંચગણું મોટું છે અને તેથી તે વજનમાં પણ પાંચગણું હોવાનો સંભવ છે. આ ઉપરથી કોઇએ એમ ન સમજવું કે, તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વેદો કરતાં મહાભારત શ્રેષ્ઠ છે. ઉપરના વર્ણનનું તાત્પર્ય એવું નથી. એ

વર્ણનમાં તો 'આકાર અને વજન'નીજ તુલના કરવામાં આવી છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વેદોનું મહત્ત્વ આજ મહાભારતમાં બીજી જગ્યાએ વર્ણવેલું છે, તેથી વજનની દૃષ્ટિએજ ઉપરનું વર્ણન જોવાનું છે. એમાં બીજી પણ વાત વિચારવા જેવી છે. તે એ છે કે, વેદ અને ઉપનિષદ્ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અત્યંત શ્રેષ્ઠ ગ્રંથ છે, પરંતુ તેને યથાર્થરીતે સમજનારા વિદ્વાનો હજારોમાં એકાદ બેજ હશે; પણ મહાભારતની કથાઓમાંથી બોધ લઇને સુજ્ઞ થયેલા માણસો અનેક મળી આવે છે. કેમકે તેમાં જે ધર્મશાસ્ત્રના વિષયનું પ્રતિપાદન કરેલું છે; તે અજ્ઞાની લોકો પણ સમજી શકે એવી સુગમ રીતે કરેલું છે. આ પ્રકારે એમાં ઇતિહાસની સાથે ધર્મતત્ત્વોનો બોધ પણ મળેલો હોવાથી **મહાભારત વાંચવાથી નિઃસંદેહ વાચકોની અંદર "વ્યવહાર-ચાતુર્ય" આવી શકે છે.** એ વિષે જુઓ કેઃ–

**यो विद्याच्चतुरो वेदान्सांगोपनिषदो द्विजः । न चाख्यानमिदं विद्यान्नैव स स्याद्विचक्षणः ॥
अर्थशास्त्रमिदं प्रोक्तं धर्मशास्त्रमिदं महत् । कामशास्त्रमिदं प्रोक्तं व्यासेनाऽमितबुद्धिना ॥
श्रुत्वा त्विदमुपाख्यानं श्राव्यमन्यन्न रोचते । पुंस्कोकिलगिरं श्रुत्वा रूक्षा ध्वांक्षस्य वागिव ॥
अनाश्रित्येदमाख्यानं कथा भुवि न विद्यते । आहारमनपाश्रित्य शरीरस्येव धारणम् ॥**

(મહાભારત–આદિ૦ અ૦ ૨, શ્લોક ૩૮૨–૮૩–૮૪–૮૮)

અર્થાતઃ–જે વિદ્વાન અંગોસહિત ચારે વેદ અને સંપૂર્ણ ઉપનિષદ્ જાણે છે, પરંતુ મહાભારતનું જેણે અધ્યયન નથી કર્યું તે વિચક્ષણ અર્થાત્ ચતુર નથી ગણાતો. અપાર બુદ્ધિવાળા વ્યાસદેવજીએ આ મહાભારત અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રતરીકે રચેલું છે. જેમ કોયલનો મધુર અવાજ સાંભળ્યા પછી કોઇ કાગડાનો અવાજ સાંભળવા ઇચ્છતું નથી, તેમ મહાભારત કથાનું શ્રવણ કર્યા પછી મનુષ્યને બીજી કથા સાંભળવાની ઇચ્છા થતી નથી. જેમ ખાનપાનના આશ્રયવિના શરીર ધારણ કરી શકાતું નથી, તેમ મહાભારતના આધારવિનાનું કોઇ ઉપાખ્યાન બનેલું જણાતું નથી.

આ વર્ણન ઉપરથી પણ મહાભારતનું મહત્ત્વ તરતજ ધ્યાનમાં આવી શકે તેમ છે. વેદ અને ઉપનિષદ્ અવશ્ય તત્ત્વજ્ઞાનના ગ્રંથો છે, અને તેના પણ વાચન–મનનથી માણસ જ્ઞાનસંપન્ન થાય છે; **પરંતુ ચતુરાઈ પ્રાપ્ત કરવામાટે તો એવાજ પુરુષોનો ઇતિહાસ વાંચવો જોઇએ કે જેમણે વેદો અને ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન પોતાના જીવનમાં ઉતાર્યું હોય, અને એ તત્ત્વજ્ઞાન મુજબનું જીવન ગાળવાને અંગે જેમણે વિરોધીઓ સાથે વિવિધ પ્રકારનાં યુદ્ધ ખેલ્યાં હોય.** "સત્યધર્મનું પાલન કરવું જોઇએ" એવી જે વેદો અને ઉપનિષદોની આજ્ઞા છે, તેનું પાલન ધર્મરાજા અને હરિશ્ચંદ્રે કરી બતાવ્યું છે; અને વિરોધીઓ સાથે સત્યાગ્રહ કરીને પોતાનો અને સત્યનો વિજયડંકો જગતભરમાં બજાવ્યો છે. માટે(૧) **વેદની આજ્ઞાઓનો અને (૨) તેનું પાલન કરનારા સત્પુરુષોનાં જીવનચરિત્રોનો, એમ બન્ને બાબતોનો ઠીક ઠીક બોધ–પરિચય–હોય, તોજ માણસ ચતુર બની શકે છે.** એજ વાત નીચેના શ્લોકમાં કહેલી છેઃ–

**इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् । बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति ॥**

(મહા૦ આદિ૦ અ૦ ૧, ૨૬૭)

અર્થાત્–ઇતિહાસો અને પુરાણોથી વેદના અર્થ પ્રકાશિત કરવા જોઇએ; કેમકે અલ્પ-શ્રુત–અલ્પજ્ઞ માણસથી વેદને ભય રહે છે કે તે મારો દુરુપયોગ કરશે.+

---

+ વેદ, શ્રુતિઓ અને ધર્મશાસ્ત્રોનો અત્યારે ભક્તિયોગ અને જ્ઞાનયોગને બહાને કેવો દુરુપયોગ થઇ રહ્યો છે અને વામમાર્ગ જેવું પણ ચાલી રહ્યું છે, તે સમજુ વાચકોથી અજ્ઞાત નથી. બધી બરબાદીનો ઉપાય ખોટી દર્શાવવામાં કેવી અલ્પજ્ઞતા કે બડેખાંપણું અથવા તો લોકકીર્તિ ટકાવવાનાં ફાંફાં રહેલાં છે, તે પણ સ્પષ્ટ છે. **ભિક્ષુ–અખંડાનંદ**

આનું પણ એજ તાત્પર્ય છે કે, ઇતિહાસ અને પુરાણગ્રંથોમાં એવી કથાઓ છે કે જે વેદનાજ અર્થ દર્શાવવાવાળી છે. હકીકત આવી હોવાથી વેદના સાચા અર્થ જાણવામાટે ઇતિહાસો અને પુરાણોની કથાઓ જાણવી અત્યંત આવશ્યક છે; અથવા એમ પણ કહી શકાય કે, વેદના સાચા અર્થ જાણવાનાં અનેક સાધનોમાં "વેદના મૂળમંત્રો સાથે પૌરાણિક અને ઐતિહાસિક કથાઓની તુલના કરવી " એ પણ એક (ખાસ મહત્ત્વનું) સાધન છે.

આ લેખમાળામાં અમે આગળ બતાવીશું કે, આ તુલના કેવી રીતે થઇ શકે તેમ છે અને તેથી સાચા અર્થ શોધવામાં કયી રીતે તથા કેવા સ્વરૂપમાં મદદ મળી શકે તેમ છે.

મનુષ્યે ચાર પુરુષાર્થ કરવા જરૂરના છે તથા તે ચારે પુરુષાર્થોની સિદ્ધિ બતાવનારા ઉપદેશ આ મહાભારતમાં વ્યાસદેવજીએ આપ્યા છે; તથા ઉપરના શ્લોકોમાં એથી પણ વધારે સ્પષ્ટ રૂપમાં કહેલું છે કે, મહાભારતમાં જે કથાઓ છે તેજ બીજે છે અને બીજા કોઇ પણ માનવકૃત ગ્રંથમાં એવી કોઇપણ કથા નથી કે જે મહાભારતની કથાનો આશ્રય લીધાસિવાય રચાઇ હોય. આનું સ્પષ્ટ તાત્પર્ય એજ છે કે, આ મહાભારત ગ્રંથ તે સમયનાં સર્વ શાસ્ત્રો અને વિવિધ ગ્રંથોનો એક પ્રકારનો "સારસંગ્રહ ગ્રંથ" છે; અને તેની રચનામાં સંપાદક અથવા લેખકે એવી યોજના કરી છે કે, તેમના સમયના સઘળા ગ્રંથોનું સારભૂત તત્ત્વજ્ઞાન તેમાં એકઠું થઈ જાય; તથા એવો કોઇપણ ગ્રંથ ન રહે કે જેનું સારભૂત તત્ત્વજ્ઞાન આમાં ન આવ્યું હોય. મહાભારતમાં આ પ્રકારની યોજના હોવાથી અને તેમાં તે સમયના સઘળા ગ્રંથોનો સાર આવી જતો હોવાથીજ કહેવાય છે કેઃ-"**व्यासोच्छिष्टं जगत् सर्वम्** । સમસ્ત જગત વ્યાસજીનું ઉચ્છિષ્ટજ છે"-અર્થાત્ સઘળા ગ્રંથો વ્યાસજીના ઉચ્છિષ્ટજ છે; કેમકે એવો એક પણ ગ્રંથ એ સમયે ન હતો કે જેને ભગવાન વ્યાસે ચાખ્યો ન હોય અને તેનો રસ પોતાના ગ્રંથમાં ઉતાર્યો ન હોય. આ રીતે વિચાર કરવાથી વાચકોને સમજાશે કે, કૌરવ-પાંડવના ઇતિહાસ ઉપરાંત પણ મહાભારતની ઉપયોગિતા બહુજ છે; અને તે ઉપયોગિતા, આ ગ્રંથ એનસાઇક્લોપીડિયા અથવા સારસંગ્રહ હોવામાં છે. આજકાલના સારસંગ્રહ ગ્રંથો અને મહાભારતમાં ફેર એ છે કે, આધુનિક સારસંગ્રહ આદિથી અંતસુધી વાંચી શકાતા નથી અને આ ગ્રંથ તો રસથી ભરચક હોવાથી આનંદપૂર્વક વાંચી-સાંભળી શકાય છે.

કૌરવ-પાંડવોનો ઇતિહાસ આપતાં આપતાં વિવિધ શાસ્ત્રો અને ગ્રંથોના સાર એવી યુક્તિપૂર્વક તેમાં આપેલા છે, કે ગ્રંથ વાંચતાં વાંચતાં બીજાં પણ વિવિધ શાસ્ત્રોનો સાર, ઇરાદો કર્યાવિના પણ વાંચનારના ધ્યાનપર આવી જઇને, તે તે શાસ્ત્રોનાં રહસ્યોના પરિચયમાં તે આવી જાય છે ! વાંચનાર આ બાબતનો વિચાર જરૂર કરે અને તે ઉપરથીજ મહાભારતની કિંમત આંકવાનો પ્રયત્ન કરે.

આ મહાભારતમાં કયી કથાઓ સત્ય છે; કયી કથાઓ અલંકારરૂપ-અર્થાત્ કલ્પિત છે; બીજાં કયાં કયાં તત્ત્વો સત્ય છે અને કયાં કયાં તત્ત્વો અર્વાચીન વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખોટાં છે, તેનો પણ વિચાર ક્રમશઃ આગળ કરવામાં આવશે. આ લેખમાં તો એટલુંજ બતાવવું છે કે, આ ગ્રંથ "સારસંગ્રહ ગ્રંથ" હોવા ઉપરાંત ઇતિહાસની દૃષ્ટિએ પણ તેનું ઘણુંજ મહત્ત્વ છે. પાંડવોના સમયના આર્યોની સામાજિક, રાષ્ટ્રીય તથા આર્થિક સ્થિતિ કેવી હતી, તેનું ચોક્કસ જ્ઞાન આ ગ્રંથ વાંચવાથી થાય છે. જે સમયે માણસોને કુટુંબનાં બંધન ન હતાં, ત્યારથી માંડીને ઠેઠ પાંડવોના સમયસુધીનો સામાજિક ઉન્નતિનો ઇતિહાસ મહાભારતમાં છે. અર્થાત્ ઓછામાં ઓછાં વીસહજાર વર્ષોનો સામાજિક ઉત્ક્રાંતિનો ઇતિહાસ-એટલે કે મનુષ્યોની ઉત્ક્રાંતિનો ઇતિહાસ-તેમાં છે. આટલા વિસ્તૃત સમયનો ઇતિહાસ બીજા કોઇ પણ ગ્રંથમાં નથીજ.

એ સિવાય ધર્મરાજાની ધર્મનિષ્ઠા અને સત્યનિષ્ઠા; ભીમસેનની શક્તિ અને સરળ વૃત્તિ; અર્જુનનું અદ્‌ભુત પરાક્રમ; નકુળ-સહદેવની બંધુપ્રીતિ; દ્રૌપદી, ગાંધારી વગેરે આર્ય સ્ત્રીઓનું અદ્‌ભુત ચરિત્ર; શ્રીકૃષ્ણ ભગવાનનું રાજનીતિકૌશલ્ય; ભીષ્મપિતામહનું અખંડ બ્રહ્મચર્ય અને ધર્મજ્ઞાન; ધૃતરાષ્ટ્રનો પુત્રપ્રેમ; દુર્યોધનની સામ્રાજ્ય વધારવાની પ્રબળ ઇચ્છા; કર્ણનું ઔદાર્ય અને સ્વાભિમાન ઇત્યાદિ **મહાભારતીય પુરુષોના સ્વભાવસિદ્ધ ગુણોનું જે પ્રતિબિંબ વાચકોના મન ઉપર પડે છે, અને તેથી મનુષ્યોના સ્વભાવમાં જે અદ્‌ભુત ઉચ્ચતા** પ્રકટે છે-જાગે છે-આવે છે, તે પણ કોઈ વિલક્ષણજ મહત્ત્વ ધરાવે છે.

તાત્પર્ય એ છે કે, અનેક દૃષ્ટિએ જોવા છતાંયે મહાભારતના વાચન-શ્રવણથી અત્યંત લાભ થવો સ્વાભાવિક છે; અને તેથીજ વાચકોને અમે નિવેદન કરીએ છીએ કે, **તેઓ આ ગ્રંથનું વાચન અને મનન અવશ્ય કરે. તે પોતે પણ તેમાંથી સારીપેઠે બોધ લે તથા પોતાનાં બાળબચ્ચાંના પણ અંતઃકરણમાં તેના સંસ્કાર સારી પેઠે પાડે.**

હવે આખી લેખમાળામાં મહાભારતની કથાના બીજા પ્રસંગોવિષે અનુક્રમે વિચાર કરાશે અને તે વિચારોમાં વેદમંત્રોની સાથે મહાભારત કથાની તુલના વિવિધ પ્રકારથી થશે.

## ૩-મહાભારત રચનાર ભગવાન શ્રી વેદવ્યાસ

એ તો સુપ્રસિદ્ધ ઐતિહાસિક વાત છે કે, મહાભારતના રચનાર ભગવાન શ્રીકૃષ્ણદ્વૈપાયન વેદવ્યાસજી છે; પરંતુ અહીં અમારી સમક્ષ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, હાલના સમયમાં જે મહાભારત મળે છે, તે બધુંયે વેદવ્યાસજીનું બનાવેલું છે કે નહિ? આ વિષયનો નિર્ણય કરવામાં નીચે લખેલું આશ્વલાયન ગૃહ્યસૂત્ર બહુજ ઉપયોગી છે.

सुमंतु-जैमिनि-वैशम्पायन-पैल-सूत्र-भाष्य-भारत-महाभारत-धर्माचार्याः। (આશ્વ૦ગૃહ્ય૦ ૩,૪)

આમાં (૧) "ભારતાચાર્ય" અને (૨) "મહાભારતાચાર્ય" એ બે આચાર્યોનો ઉલ્લેખ છે. આ આશ્વલાયન સૂત્રકારના મત પ્રમાણે સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે, "ભારત" અને "મહાભારત" એ બે ગ્રંથ છે; અને તેમના લેખક આચાર્યો પણ જૂદા જૂદા છે. ભારત અને મહાભારત એ શબ્દોના અર્થથીજ જણાય છે કે, "ભારત" નામનો ગ્રંથ આકારમાં નાનો અને "મહાભારત" ગ્રંથ આકારમાં મોટો હતો-અર્થાત્ પહેલામાં શ્લોકસંખ્યા થોડી અને બીજામાં શ્લોકસંખ્યા વધારે હોવી સ્વાભાવિક છે.

આશ્વલાયનના સમયમાં "ભારત અને મહાભારત" નામના બે ઇતિહાસગ્રંથ હતા અને ઉપલા નામના બે ઇતિહાસલેખક આચાર્યોનું માન હતું. આથી એ નિઃસંશય વાત છે કે, 'ભારત' ગ્રંથના રચનાર અને 'મહાભારત' ગ્રંથના રચનાર બન્ને જૂદા જૂદા આચાર્ય છે. પહેલો 'ભારત' ગ્રંથ હતો, તેનો પાછળથી 'મહાભારત' ગ્રંથ થઈ ગયો. હવે આ વિષે મહાભારતની પણ સાક્ષી જોવી યોગ્ય છે.

वासुदेवस्य माहात्म्यं पांडवानां च सत्यताम्। दुर्वृत्तं धार्तराष्ट्राणामुक्तवान् भगवानृषिः॥
इदं शतसहस्रं तु श्लोकानां पुण्यकर्मणाम्। उपाख्यानैः सह ज्ञेयमाद्यं भारतमुत्तमम्॥
चतुर्विंशति साहस्रीं चक्रे भारतसंहिताम्। उपाख्यानैर्विना तावद्भारतं प्रोच्यते बुधैः॥
(મહા૦ આદિ૦ અ૦ ૧, શ્લોક ૧૦૦ થી ૧૦૨)

અર્થાત્-આમાં શ્રીકૃષ્ણનું માહાત્મ્ય, પાંડવોની સત્યનિષ્ઠા અને ધૃતરાષ્ટ્રપુત્રોની દુષ્ટતાનું વર્ણન કરેલું છે. ભગવાન વેદવ્યાસ ઋષિએ પુણ્યકર્મ કરનારાઓનાં ઉપાખ્યાનોસહિત એક લાખ શ્લોકોનો જે ગ્રંથ બનાવ્યો, તે આ મૂળ મહાભારત છે; અને ત્યારબાદ ચોવીસ હજાર શ્લોકોનો ગ્રંથ ઉપાખ્યાનો છોડી દઈને બનાવ્યો, તેનું નામ "ભારતસંહિતા" છે.

ततोऽध्यर्धशतं भूयः संक्षेपं कृतवानृषिः । अ- क्रमणिकाध्यायं वृत्तान्तानां सपर्वणाम् ॥
( મહા૦ આદિ૦ અ૦ ૧, શ્લોક ૧૦૫ )

અર્થાત્–પાછળથી વેદવ્યાસજીએ સઘળાં પર્વ અને વૃત્તાંતોને ટુંકાવીને દોઢસો શ્લોકોમાં અનુક્રમણિકાધ્યાય રચ્યો. આ કથનનું તાત્પર્ય એ છે કેઃ–

(૧) મૂળ ભારત અથવા ઉપાખ્યાનોસહિત મહાભારતમાં ૧૦૦,૦૦૦ શ્લોક છે.

(૨) ભારત અથવા ઉપાખ્યાનોસિવાયના ભારતગ્રંથમાં ૨૪૦૦૦ શ્લોક છે.

(૩) સંક્ષિપ્ત ભારત અથવા અનુક્રમણિકાધ્યાયમાં ૧૫૦ શ્લોક છે.

આ રીતે પહેલો ગ્રંથ આદિભારત કિંવા મહાભારત; ત્યારબાદ બીજો ગ્રંથ ભારત; તે પછી ત્રીજો ગ્રંથ સંક્ષિપ્ત ભારત. આ ત્રણે ગ્રંથ એકજ વ્યાસદેવજીએ લખ્યા છે, એવું મહાભારતના પ્રથમ અધ્યાયમાં લખ્યું છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રના કહેવા પ્રમાણે આમાં વિરોધ છે. એ વિષે સૂત્રમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કે, એક 'ભારતાચાર્ય' છે અને બીજા 'મહાભારતાચાર્ય' છે. પહેલા આચાર્યે 'ભારતસંહિતા' લખી અને બીજા આચાર્યે તેનો 'મહાભારત ગ્રંથ' બનાવી દીધો. આશ્વલાયન સૂત્રમાં જે નામ આવે છે, તે કાલાનુરૂપ ક્રમથીજ આવે છે– અર્થાત્ પૂર્વકાળનાં નામ પ્રથમ અને પછીના કાળનાં નામ પાછળથી આવે છે. જેથી "ભારતાચાર્ય" પ્રાચીન અને "મહાભારતાચાર્ય" અર્વાચીન, એમ સ્પષ્ટ રીતે સાબીત થાય છે; પરંતુ મહાભારતના પૂર્વોક્ત શ્લોકોમાં તો આથી ઉલટુંજ કહ્યું છે. પહેલું 'આદ્યમહાભારત', પછી 'ભારતસંહિતા' અને ત્યારબાદ 'સંક્ષિપ્ત ભારત;' પણ આ પ્રકારનું કથન ભગવાન વ્યાસનું લખેલું નહિ હોવાથી પ્રમાણવાક્ય નથી. તેથી આશ્વલાયનના આચાર્ય તર્પણનું સૂત્ર અધિક પ્રમાણભૂત છે, કેમકે તે આશ્વલાયનના સમયની પરંપરાથી ઉતરી આવેલું છે. હવે તેનો વધુ નિર્ણય કરવા પહેલાં અમે એક બીજી વાતનો અત્રે નિર્ણય કરીએ છીએ.

षष्टिं शतसहस्राणि चकाराऽन्यां स संहिताम् ॥
त्रिंशच्छतसहस्रं च देवलोके प्रतिष्ठितम् । पित्र्ये पंचदश प्रोक्तं गंधर्वेषु चतुर्दश ॥
एकं शतसहस्रं तु मानुषेषु प्रतिष्ठितम् । नारदोऽश्रावयद्देवानसितो देवलः पितॄन् ॥
गंधर्वयक्षरक्षांसि श्रावयामास वै शुकः । अस्मिंस्तु मानुषे लोके वैशंपायन उक्तवान् ॥
( મહા૦ આદિ૦ અ૦ ૧, શ્લોક ૧૦૫ થી ૧૦૮ )

અર્થાત્ (૧) સાઠલાખ શ્લોકોની બીજી એક સંહિતા તેમણે રચી હતી, (૨) તેના ત્રીસલાખ શ્લોક દેવલોકમાં (૩) પંદરલાખ પિતૃલોકમાં (૪) ચૌદલાખ ગંધર્વલોકમાં અને (૫) એકલાખ મનુષ્યલોકમાં રહ્યા છે. નારદજીએ દેવોના રાજ્યમાં; અસિત–દેવલે પિતૃઓના દેશમાં; શુકદેવે ગંધર્વ, યક્ષ અને રાક્ષસોના દેશમાં અને વૈશંપાયને આ મનુષ્યલોકમાં એ શ્લોકો કહ્યા હતા.

સંભવ છે કે ઉપલા શ્લોકો ભારતની પ્રશંસા કરવા માટે પણ લખવામાં આવ્યા હોય; પરંતુ તેમાં કોઈ ઐતિહાસિક સત્ય હશે તો તેનું તાત્પર્ય એ છે કે, ઉપલા ચાર દેશોમાં ચાર આચાર્યોએ મહાભારતનું સંપાદન–કાર્ય કર્યું હતું. (૧) પહેલાં વ્યાસદેવજીએ એ ભારતસંહિતા રચી હતી. (૨) તેનાં ઉપાખ્યાનો સાથે વૈશંપાયને એક લાખ શ્લોકોનો ગ્રંથ બનાવીને જનમેજય રાજાને સંભળાવ્યો, તેને બીજું સંપાદન ગણીએ. (૩) તેનેજ ચૌદલાખ શ્લોકોમાં વધારીને શુકાચાર્યે ગંધર્વ, યક્ષ અને રાક્ષસોના દેશમાં ત્રીજી આવૃત્તિનું સંપાદન કર્યું. (૪) એમાં વળી એકલાખ વધુ શ્લોકો મેળવીને પંદરલાખ શ્લોકોની ચોથી આવૃત્તિ બનાવીને અસિત–દેવલઋષિએ પિતૃઓના દેશમાં પ્રસિદ્ધ કરી. (૫) અને દેવર્ષિ નારદે તેનેજ ત્રીસલાખ શ્લોકોમાં બનાવીને દેવલોકમાં પાંચમી આવૃત્તિરૂપે પ્રસિદ્ધ કરી.

તિબેટ એ દેવલોક છે. પિતૃલોક માનસરોવર અને કૈલાસની આસપાસ છે. હિમાલયનો ઢાળાવ એ ગંધર્વલોક છે. તેની નીચે યક્ષલોક, પશ્ચિમદિશામાં રાક્ષસલોક અને આ ભારતવર્ષમાં મનુષ્યલોક છે. અહીં 'લોક' શબ્દ દેશવાચક અથવા તો રાષ્ટ્રવાચક છે.

મૂળ વ્યાસનું ભારત તો ઉપાખ્યાનોસિવાય જેટલું હતું તેટલુંજ છે. તે ચોવીસહજાર શ્લોકોનો ગ્રંથ છે. તેમાં ઉપાખ્યાનોની ભરતી થવાથી તેનુંજ લાખ શ્લોકોનું મહાભારત બન્યું અને તેમાં વધારે વધારે ઉપાખ્યાનો ઉમેરાવાથી પૂર્વોક્ત પાંચ સંસ્કરણરૂપે આ ગ્રંથ વધતાં વધતાં બહુજ વધી ગયો. હાલમાં તો વ્યાસકૃત "ભારતસંહિતા" કયાંય પણ મળતી નથી; અને શુક, અસિત–દેવલ અને નારદજીએ સંપાદન કરેલા ગ્રંથો પણ મળી શકતા નથી. સાંપ્રતમાં તો એકલાખ શ્લોકોવાળોજ ગ્રંથ મળી શકે છે. હવે જોવું એ જોઈએ કે, આ જે એકલાખ શ્લોકવાળો ગ્રંથ છે તે કોણે રચેલો છે?

જો વ્યાસજીજ ભારતના મૂળ રચનાર છે, તો તેમનું નામ આશ્વલાયનના કથન પ્રમાણે "ભારતાચાર્ય"જ છે. ઉપાખ્યાનોસિવાયની ચોવીસહજાર શ્લોકોની ભારતસંહિતા તેમણેજ રચેલી છે એવું આથી સ્પષ્ટ થાય છે. ઉપાખ્યાનો મેળવીને એજ ભારતસંહિતાનું "મહાભારત" થઇ ગયું; તથા તેમાં પણ ઉપર કહેલા દેશોની વિવિધ કથાઓ મેળવીને ઉપર કહેલા અન્યાન્ય ગ્રંથો સંપાદિત થયા. વ્યાસકૃત મૂળ "ભારતસંહિતા" સાથે તે ગ્રંથોનો સંબંધ નથી. તેનાં પ્રમાણ જુઓઃ—

मन्वादि भारतं केचिदास्तीकादि तथोपरे । तथोपरिचराद्यन्ये विप्राः सम्यगधीयते ॥५२॥

( મહા૦ આદિ૦ અ૦ ૧ )

અર્થાત્ (૧) કોઇ કોઇ તો "नारायणं नमस्कृत्य" એ શ્લોકથીજ (એટલેકે આદિપર્વના શ્લોક પહેલાથીજ ) મહાભારતની શરૂઆત માને છે. (૨) કોઇ કોઇ આસ્તીકપર્વ (આદિપર્વ-અ૦ ૧૩)થી મહાભારતની શરૂઆત માને છે; અને (૩) કોઇ કોઈ તો ઉપરિચર રાજાની કથા (આદિપર્વ–અધ્યાય ૬૩) થી મહાભારતનો આરંભ માને છે.

પરંતુ ઉપલા શ્લોકો વ્યાસમુનિના લખેલા ન હોઇ શકે; કેમકે લેખક જાતેજ "પોતાના ગ્રંથની શરૂઆત ત્રણ સ્થળેથી લોકો માને છે" એવું કદાપિ ન લખી શકે. જો આ પહેલો અધ્યાય વ્યાસેજ લખેલો હોત તો મહાભારતની શરૂઆતનાં સ્થળોવિષેનો મતભેદ તેઓ કદાપિ ન લખત; પરંતુ મહાભારતની શરૂઆતવિષે જે શ્લોકોમાં સંદેહ બતાવેલો છે, તે છેલ્લાજ મહાભારતમાં છે. આથી સ્પષ્ટ થાય છે કે, મહાભારતના શરૂઆતના અધ્યાય પાછળથી લખીને કોઈએ મેળવેલા છે; અને એજ કારણથી ઉપર આવેલા શ્લોક (આદિપર્વ–અ૦ ૧ શ્લોક ૧૦૦ થી ૧૦૭ સુધી ) કે જેમાં "એક લાખ શ્લોકોનું આદ્યમહાભારત વ્યાસે લખ્યું હતું" ઇત્યાદિ બાબતો પણ આધુનિક લેખકનીજ લખેલી જણાય છે. એ શ્લોકોમાં જે મહાભારતનાં ત્રણ પ્રારંભસ્થાન કહેલાં છે, તે નીચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| પ્રારંભ | પહેલો | આદિપર્વના | અધ્યાય પહેલાના શ્લોક પહેલાથી |
| ,, | બીજો | ,, | અધ્યાય ૧૩ માથી |
| ,, | ત્રીજો | ,, | અધ્યાય ૬૩ માથી |

જે મહાભારત આપણી પાસે આ સમયમાં છે, તે જે સમયમાં રચાયું તે સમયે પણ મહાભારતના પ્રારંભિક શ્લોકોવિષે આટલો મતભેદ હતો!! પરંતુ પ્રથમ અધ્યાયનો લેખક દગલબાજ ન હતો, તેથી તેણે તેના સમયમાં જે મતભેદ હતો, તે જેમનો તેમજ લખેલો છે. જો આજકાલના લેખકો જેવું સ્વમતનું દુરાભિમાન તેનામાં હોત તો તે ત્રણ પ્રારંભિક

સ્પષ્ટીકરણ આપેલું છે. વાંચનાર પણ તેના ઉપર વધુ વિચાર કરે.

અધ્યાત્મનું વર્ણન પોતાની અંદર જોવાનું હોય છે. પૂર્વોક્ત વર્ણન, આ રીતે પોતાની અંદર જોઇને પોતામાં રહેલું આન્તરિક સામર્થ્ય પહેલું જાણવું જોઇએ અને યોગ વગેરેનાં સાધનોદ્વારા તેનો અનુભવ કરવો જોઈએ.

આજ કારણથી વેદ અને ઉપનિષદોમાં સ્થળે સ્થળે અધ્યાત્મ ઉપદેશ અપાયેલો છે.

આપણી અંદર પ્રાણશક્તિ કેવી રીતે કામ કરે છે, ઝેરી સાપો કોણ છે તથા તેનો નાશ કેવી રીતે થાય છે, એ બધી બાબત અત્રે જોવી જોઈએ; પરંતુ તે સ્પષ્ટીકરણ કોઇ બીજા લેખમાં વિસ્તારપૂર્વક કરીશું.

આ લેખમાં મહાભારતની કથા અને તેનો વેદમંત્રો સાથેનો સંબંધ બતાવ્યો છે. એથી વધુ વિચાર કરવામાટે જે સાધન અત્રે રજુ કરેલાં છે; તેનો ઉપયોગ કરીને વાચકો પણ વધારે શોધ કરશે, તો તેમાંથી બહુજ મોટું કાર્ય થઇ શકે તેમ છે.

અસ્તુ. આ લેખમાળામાં ક્રમશઃ એજ વિચાર થતો રહેશે.

# ૭—લગ્નસમયે રાષ્ટ્રીયતાનો વિચાર

## (ક) સાર્વભૌમિક શિક્ષણ

મહાભારતનું શિક્ષણ સાર્વભૌમિક છે. આ ગ્રંથથી સામાજિક, રાજકીય, નૈતિક વગેરે સઘળા પ્રકારનું શિક્ષણ મળી શકે છે. માનવજાતિનો સામાજિક ઇતિહાસ પણ આ ગ્રંથમાં મળી આવે છે. આ ગ્રંથમાં એવી તો દૂર દૂરની વાતો મોજુદ છે, કે જે મધ્ય એશિયા, યૂરોપ, અમેરિકા અને ઉત્તરધ્રુવનાં વિવિધ સ્થાનો સાથે સંબંધ રાખે છે. આ બધું વર્ણન અત્યંત મનોરંજક છે, અને આ લેખમાળામાં ક્રમશઃ તેનો ઉલ્લેખ કરવામાં આવશે.

## (ખ) લોકમાન્ય તિલકનો મત

ચિરસ્મરણીય લોકમાન્ય મહાત્મા તિલક મહારાજ વારંવાર કહેતા હતા કેઃ—" મહાભારત ગ્રંથ અત્યંત મહત્ત્વપૂર્ણ છે. એમાં ધર્મરાજાની સત્યનિષ્ઠા, કર્ણની ઉદારતા, ભીમનું બાહુબળ, અર્જુનનું યુદ્ધકૌશલ્ય વગેરે અનેક અવર્ણનીય ગુણોવાળા વીરોનાં વર્ણન છે અને એ વીરોનાં ચરિત્ર વાંચવા જેવાં તથા મનનીય છે; છતાં પણ તે બધામાં ભીષ્મપિતામહનો દઢ નિશ્ચય અને શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય, એ તો અત્યંત વિલક્ષણ મહત્ત્વનું છે. તેના આગળ બીજાઓના અન્યાન્ય ગુણો ઝાંખા પડી જાય છે; તેથી નવયુવકોને હું કહું છું કે, તેઓ મહાભારતનો અભ્યાસ જરૂરજ કરે અને ભીષ્મપિતામહનો દઢ નિશ્ચય તથા શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય, પોતાનામાં વધારવાનો પ્રયત્ન કરે." (તિલકસ્મરણ પૃ.૧૪૭)

મહાત્મા તિલકજીએ કેટલીયે વાર મહાભારતનો અભ્યાસ કર્યો હતો અને ઘણે ભાગે તેઓ દરરોજ મહાભારતનો થોડોઘણો પાઠ કરતાજ હતા. આથી તેમના મિત્રો કહે છે કે, લોકમાન્ય તિલક મહારાજે જાતેજ મહાભારતનો વારંવાર પાઠ કરીને પોતાની સમક્ષ ભીષ્મપિતામહ અને શ્રીકૃષ્ણ ભગવાન એ બેનેજ આદર્શતરીકે રાખ્યા હતા. એજ કારણથી લોકમાન્યજીનું જીવન પણ તેમના જેવુંજ થઇ ગયું !!

## (ગ) મિશ્રિત વિવાહ

અસ્તુ. આ રીતે મહાભારતની અપૂર્વતા સર્વમાન્ય છે અને ખાસ કરીને આ ગ્રંથ નવજુવાનોએ અવશ્યજ વાંચવો જોઇએ. આ લેખમાં અમે યુવાનોપ્રત્યે એક ઉપયોગી વિચાર રજુ કરવા ઇચ્છીએ છીએ. વિદ્યા અને ધન મેળવવાની શરૂઆત કર્યાપછી યુવાનો સ્ત્રી

મેળવવાની—અર્થાત્ લગ્ન કરવાની ઇચ્છા કરે છે. આ વખતમાં તેઓ ઘણેભાગે બહારની ટાપટીપ ઉપરજ ધ્યાન આપે છે. કેટલાય યુવાનો યૂરોપ અને અમેરિકા જઇને ત્યાંની યુવતીઓ સાથે પ્રેમસંબંધ પણ બાંધે છે.

આ જાતનાં વર્ણાંતર લગ્ન આજસુધીમાં કેટલાંયે થઇ ગયાં છે. કેટલાય વિદ્વાનો આવાં વર્ણાંતર લગ્નોને ખૂબ પસંદ કરે છે; પરંતુ કેટલાક તેના તરફ ઘૃણાની દષ્ટિએ જુએ છે. આપણા પ્રાચીન ગ્રંથો આ વિષે શું કહે છે, તે આપણે આ લેખમાં જોઇશું. રામાયણ અને મહાભારતના ગ્રંથકારોની દષ્ટિ જેટલી દૂર જઇ શકતી તેટલી વિશાળ દષ્ટિ અમારી પાસે નથી, તેથી ઉપરના ગ્રંથો આ વિષે શું કહે છે તે અત્રે જોઈશું.

## (ઘ) ધર્મશાસ્ત્ર અને કાવ્ય

ઉપદેશો જોતી વખતે આ વાત જરૂર ધ્યાનમાં રાખવી જોઇએ કે, જૂદા જૂદા ગ્રંથોમાંથી ઉપદેશ લેવાની રીત પણ જૂદી જૂદી હોય છે. જેમકે (૧) કાયદાના ગ્રંથમાં "ચોરી કરવી નહિ" એવું લખ્યું નથી હોતું; પરંતુ ચોરી કરવાથી આટલો દંડ થશે, એમ લખ્યું હોય છે. આથી માણસ સમજે છે કે, ચોરી કરવી એ સારી વાત નથી. (૨) સ્મૃતિ અર્થાત્ ધર્મશાસ્ત્રમાં લખ્યું હોય છે કે, "ચોરી કરવી એ મહાપાપ છે." આથી પણ એજ બોધ મળે છે. (૩) કાવ્યગ્રંથોમાં કોઇ કથાપ્રસંગથી બતાવેલું હોય છે કે, ચોરી કરવાથી અમુક ખાસ વ્યક્તિને કેટલું નુકસાન થયું. આથી પણ બોધ તો એજ મળે છે. રામાયણ અને મહાભારત એ બન્ને બહુ મોટા કાવ્યગ્રંથો હોવાથી તેમાંથી ઉપદેશ લેવાની રીતેજ બોધ લેવો જોઇએ. લગ્ન કરતી વખતે રાષ્ટ્રીયતાનો વિચાર ન કરવાથી કેવી રીતે નુકસાન—અર્થાત્ પોતાના દેશનું નુકસાન—થાય છે, એ વાત ઉપલા કાવ્યગ્રંથોમાં લખી છે. તેજ વાત આ લેખમાં રજુ કરવાની છે; પરંતુ તે પહેલાં આ વિષે વેદમંત્રો શું કહે છે, તે જુઓઃ—

## (ચ) રાષ્ટ્રની સાથે સાથે આગળ વધવાનો ઉપાય

**तेन भूतेन हविषायमाप्यायतां पुनः । जायां यामस्मा आवाक्षुस्तां रसेनाभि वर्धताम् ॥१॥**
**अभि वर्धतां पयसाभि राष्ट्रेण वर्धताम् । रय्या सहस्रवर्चसेमौ स्तामनुपक्षितौ ॥२॥**
**त्वष्टा जायामजनयत्त्वष्टास्यै त्वां पतिम् । त्वष्टा सहस्रमायूंषि दीर्घमायुः कृणोतु वाम् ॥३॥**

(અથર્વ૦ ૬—૭૮)

તે (**भूतेन हविषा**) સુસંસ્કૃત અન્નથી આ પતિ ફરીથી (**आप्यायतां**) આગળ વધો. (**अस्मै**) એ પતિને જે (**जायां**) પત્ની (**आवाक्षुः**) પ્રાપ્ત થયેલી છે, (**तां**) તે પત્નીને (**रसेन**) રસોથી—અન્નના રસોથી (**अभिवर्धतां**) પરિપુષ્ટ કરો.

(**पयसा**) દૂધથી (**अभिवर्धतां**) આગળ વધો. રાષ્ટ્રની સાથે (**अभिवर्धतां**) આગળ વધો. (**इमौ**) આ બન્ને પતિ અને પત્ની અનેક પ્રકારનાં ધનધાન્યથી (**अनुपक्षितौ**) ભરપૂર (**स्तां**) થાઓ.

(**त्वष्टा**) ઈશ્વરે આ (**जायां**) સ્ત્રી (**अजनयत्**) ઉત્પન્ન કરેલી છે. (**त्वष्टास्यै**) ઈશ્વરેજ (**त्वां पतिम्**) તને—પતિને આ પત્ની આપી છે. (**त्वष्टा सहस्रमायूंषि दीर्घमायुः कृणोतु वाम्**) ઈશ્વર હજારો શક્તિઓવાળું જીવન આપીને તમને દીર્ઘાયુ કરો.

આ દંપતીસૂક્તમાં (राष्ट्रेण अभिवर्धतां) સ્વરાષ્ટ્રની સાથે આગળ વધો, એવો ઉપદેશ અપાયો છે. લગ્ન થયા પછી જે આગળ વધવાનું છે તે રાષ્ટ્રની સાથે સાથે આગળ વધવાનું છે;

સ્વજાતિ સાથે આગળ વધવાનું છે; નહિ કે લગ્ન કર્યા પછી પોતાના દેશની વિરુદ્ધ થઈને આગળ વધવાનો પ્રયત્ન કરવાનો છે. વાંચનાર આ સૂક્તના આ ઉપદેશને અર્થાત્ સ્વરાષ્ટ્ર–સ્વદેશની સાથે સાથેજ આગળ વધવાનું પૂર્ણપણે ધ્યાનમાં રાખે. હવે અમે બતાવીશું કે, વૈદિક ઉપદેશ ધ્યાનમાં નહિ રાખવાથી શું નું શું થઈ ગયું! વાલ્મીકિ રામાયણ સાક્ષી પૂરે છે કેઃ—

## (છ) રામાયણની સાક્ષી

(૧) ગ્રામણી નામના ગંધર્વે પોતાની પુત્રી દેવવતીને સુકેશ નામના એક રાક્ષસ સાથે પરણાવી. આથી આગળ ઉપર સુમાલી અને માલી જાતના રાક્ષસો પેદા થયા અને તેઓ લંકામાં રાજ્ય કરવા લાગ્યા. (રામાયણ ઉત્તરકાંડ, સર્ગ ૫)

રાક્ષસો પોતાના સ્વભાવ પ્રમાણે ઋષિ અને દેવતાઓને સતાવવા લાગ્યા. તેમનાથી ત્રાસ પામીને ઋષિઓ અને દેવતાઓએ એકમતે વિષ્ણુની મદદ લઈને રાક્ષસોસાથે મહાન યુદ્ધ કર્યું અને બધા રાક્ષસોને પાતાળમાં નસાડી મૂકયા. (રામાયણ ઉ૦ કાં૦, સ૦ ૬–૮)

આ રીતે મહાન યુદ્ધ કર્યા પછીજ દેવો અને ઋષિઓને શાંતિ પ્રાપ્ત થઈ.

## (જ) પ્રાચીન જાતિઓનાં સ્થાન

જેને હાલમાં આપણે "એસિરિયા" કહીએ છીએ, તે "અસુર્યલોક" છે. ત્યાં અસુર, રાક્ષસ, રક્ષ વગેરે નામના લોકો રહેતા હતા. હાલમાં જે 'તિબેટ' કહેવાય છે, તે 'સુરલોક' છે; આજ 'ત્રિવિષ્ટપ' છે. આ દેશમાં દેવોનું રાજ્ય હતું. હિમાલયના ઢોળાવના પ્રદેશને "ગંધર્વ-લોક" કહે છે. અપ્સરાઓનો–અર્થાત્ સુંદર સ્ત્રીઓનો પ્રદેશ પણ એજ છે.

અહીંથીજ તિબેટમાં તથા ભારતવર્ષમાં અપ્સરાઓ આવતી હતી અને તિબેટના દેવો તથા ભારતીય આર્યોસાથે લગ્ન કરતી હતી. હિમાલયની નીચે જે એકસરખો પ્રદેશ છે, તે "આર્યલોક" છે. તેમાં આર્યોની અથવા મનુષ્યોની વસ્તી હતી; અને દક્ષિણભારતમાં "સર્પ-જાતિ"ના લોક રહેતા હતા.

આ પ્રકારની કલ્પના કરવાથી મનુષ્યલોક, ગંધર્વલોક, સુરલોક, અસુરલોક અને સર્પ-લોક, એ દેશોનો ખ્યાલ આવશે. હાલનાં સ્થાનો અને પ્રાચીન સ્થાનોમાં થોડો ફેરફાર પણ થયો હશે; પરંતુ સાધારણ કલ્પના આવવા માટે અને રામાયણ, મહાભારત તથા બીજાં પુરાણોની કથાઓ સમજવા માટે ઉપર પ્રમાણે કરેલી કલ્પના પણ પૂરતી છે.

અસુર અને રાક્ષસ એ બળવાન, ક્રૂર, મનુષ્યભક્ષક તથા માંસાહારી હતા. સુર અને દેવ એ બુદ્ધિવાન સભ્ય તથા શાકાહારી હતા, તેઓ કમમાં કમ નરમાંસભક્ષણ તો નહોતાજ કરતા; અને ભારતવાસીઓ મુડદાલ, દુર્બળ તથા રાક્ષસોથી અને દેવોથી પણ ડરી જનારા હતા. આ સર્વસામાન્ય નિયમમાં કેટલાક અપવાદ પણ છે, અને તેથીજ ભારતીય સમ્રાટો દેવાસુર સંગ્રામમાં ઘણીવાર દેવોની મદદમાં રહેતા તથા રાક્ષસોને નસાડી મૂકતા; પરંતુ અત્યંત સ્થૂલભાવ જોવા માટે ઉપરનું વર્ણન પૂરતું છે.

રાક્ષસો પોતાની શક્તિના ગર્વ આડે દેવો અને મનુષ્યોને કશા હિસાબમાંજ ગણતા ન હતા. હાલમાં જેવી રીતે આફ્રીદી પઠાણો દુર્બળ હિંદુઓ સાથે જહાંગીરી વાપરે છે, તેનાથી પણ ભયંકર અત્યાચાર દેવો અને આર્યો ઉપર રાક્ષસો કરતા હતા. આ તે સમયની સામાજિક અને રાજકીય પરિસ્થિતિ હતી.

પહાડના ઢોળાવ ઉપરના ગંધર્વલોકો પણ બહુ પ્રબળ હતા; પરંતુ તેઓ ગાવું, વગાડવું અને નાચ્યા કરવું એજ કામધંધાવાળા "મોજીલા" લોકો હતા, છતાં એમનામાં પણ ચિત્રસેન ગંધર્વ જેવા કેટલાયે વીરો બહુ પરાક્રમી હતા.

## (ઝ) ગંધર્વી સાથે અસુરનાં લગ્ન

હવે આગળ કહેલી કથાને જરા વધારે ધ્યાનપૂર્વક જુઓ. એજ રીતે દુઃખ દેનારા સુકેશ રાક્ષસને ગ્રામણી ગંધર્વ પોતાની પુત્રી આપે છે. આ દંપતીથી થનારાં સંતાન લંકાના રાજ્યનાં "જન્મસિદ્ધ વારસ" થયાં; અને લંકાનું રાજ્ય મળતાંજ એમણે ભારતવાસી આર્યો, તત્ત્વજ્ઞાની ઋષિઓ, હિમાલયના ગંધર્વો તથા તિબેટના દેવોને બહુજ દુઃખ દીધું. અંતે ઉપરની ત્રણે જાતિઓએ એકત્ર થઇને પોતાનો સંઘ બનાવીને લંકાદ્વીપના રાક્ષસોને હરાવ્યા અને તેમને પાતાળમાં નસાડી મૂક્યા, ત્યારે સઘળા રાક્ષસો લંકાથી (પાતાળમાં) અમેરિકાના મેક્સિકો નામના પ્રદેશમાં નાસી ગયા.

વિદેશી અથવા બીજા રાષ્ટ્રના માણસને પોતાની પુત્રી પરણાવવાથી આવાં દુઃખ આવી પડવાનો સંભવ છે, તેથી લગ્નવખતે પોતાની રાષ્ટ્રીયતાસાથે રહેવાનો પ્રયત્ન જરૂરજ કરવો જોઇએ. હવે બીજી કથા સાંભળોઃ—

## (ટ) અસુરકન્યા સાથે વિશ્રવાનાં લગ્ન

(૨) પાતાળમાં નાસી ગયેલા સુમાલી લોકો કંઈક નીતિપૂર્વક રાજ્ય મેળવવાના ઉદ્દેશથી આર્યાવર્તમાં બહુ ગુપ્તરીતે આવ્યા અને પોતાની સાથે પોતાની પુત્રી કૈકસીને પણ લાવ્યા. પ્રયત્નપૂર્વક તેમણે પોતાની પુત્રીનાં લગ્ન વિશ્રવાની સાથે કર્યાં અને વિશ્રવાએ પણ રાષ્ટ્રીયતાનો વિચાર ન કરતાં તે રાક્ષસકન્યાનો સ્વીકાર કર્યો. આજ કૈકસીને પેટે રાવણ, કુંભકર્ણ, શૂર્પણખા અને વિભીષણ જન્મ્યાં.

એ વખતે લંકાનું રાજ્ય રાવણના ઓરમાન ભાઇ કુબેર વૈશ્રવણના હાથમાં હતું;પણ રાવણ યુવાન થયો ત્યારે લંકાદ્વીપ ઉપર પોતાનો અધિકાર દર્શાવી કુબેરની સાથે ઝગડો કરવા લાગ્યો. પછી રાક્ષસને રાજ્ય મળ્યા પછી રાવણને લીધે આર્યાવર્ત, ગંધર્વલોક અને દેવલોકને કેટલું દુઃખ થયું અને તે બધાએ પોતાની સંઘશક્તિથી કેવી રીતે રાક્ષસોને હરાવી ભારતની સ્વાધીનતા પ્રાપ્ત કરી, એ વાત રામાયણમાં હોઇને તે સૌ કોઇ જાણેજ છે.

આ કથામાં અનેક રાજકીય બનાવો બન્યા છે; પરંતુ અત્રે તે સંબંધી વિચાર કરવાનો અવકાશ નથી. અત્રે તો એટલુંજ જોવાનું છે કે, રાક્ષસકન્યા સાથે લગ્ન કરવાની ભૂલ વિશ્રવાએ કરવાથી જન્મથીજ રાક્ષસોનો અધિકાર ભારતીય પ્રદેશ ઉપર થયો અને જનતાને રાક્ષસોની કુટિલ નીતિને લીધે ઘણુંજ દુઃખ વેઠવું પડ્યું.

પહેલા ઉદાહરણમાં ભારતની ઉપરના ગંધર્વલોકની કોઇ પ્રતિષ્ઠિત ગંધર્વકન્યા સાથે એક શ્રેષ્ઠ રાક્ષસનું લગ્ન થયું; અને આ બીજા ઉદારહણમાં રાક્ષસકન્યા સાથે પ્રતિષ્ઠિત આર્યનું લગ્ન થયું. બન્ને ઉદાહરણોમાં ભારતને ગુલામી મેળવીને ઘણાંજ દુઃખ વેઠવાં પડયાં અને મહાન યુદ્ધ પછીજ ભારતમાં સ્વતંત્ર સ્વરાજ્ય ફરીથી સ્થપાયું.

જુઓ, સાધારણ વિવાહમાં રાષ્ટ્રીયતાનો વિચાર નહિ કરવાથી કેવાં અને કેટલાં મોટાં રાષ્ટ્રીય દુઃખ ઉભાં થાય છે! તેથીજ વેદમાં કહ્યું છે કે, લગ્ન કરતી વખતે "રાષ્ટ્રની સાથે આગળ વધો." હવે આ વિષે મહાભારતમાં શું કહે છે તે જુઓઃ—

## (ઠ) મહાભારતની સાક્ષી

### આર્યપુરુષનાં સર્પકન્યાસાથે લગ્ન

( ૧ ) જરત્કારૂ નિર્ધન હોવાથી તેમનું લગ્ન થતું નહોતું. કોઇપણ તેને નિર્ધનતાને લીધે કન્યા આપવા ઇચ્છતું નહિ. જરત્કારૂને સંતાન ઉત્પન્ન કરવાની ઉત્કટ ઇચ્છા થવાને લીધે કન્યા મેળવવા માટે તે ચોતરફ તપાસ કરવા લાગ્યો! ત્યારબાદ તેનું લગ્ન સર્પરાજ

વાસુકિની બહેન સાથે થયું. આથી "આસ્તીકમુનિ"નો જન્મ થયો. સર્પજાતિની સ્ત્રી અને આર્યજાતિનો પુરુષ એ બન્નેનું આ વર્ણાંતર લગ્ન થયું, અને તેમનું મિશ્ર સંતાન તે આસ્તીકમુનિ !

આર્યજાતિ ઉત્તરભારતમાં અને સર્પજાતિ દક્ષિણભારતમાં રહેતી હતી. એ બન્ને જાતિઓમાં ખૂબ વૈમનસ્ય હતું. આ વૈમનસ્ય એટલું બધું વધી ગયું હતું કે, એક વખત સર્પ-જાતિના કેટલાય વીરો સંન્યાસીના વેશમાં ફળફૂલની ભેટ કરવાને બહાને સમ્રાટ પરીક્ષિતના રાજદરબારમાં ગયા અને સંધ્યાસમયે કપટથી રાજાનો વધ કર્યો ! ત્યારપછી રાજાનો વધ કરનારી સર્પજાતિનો નાશ કરવાનું આર્યજાતિએ પણ લીધું, તેનુંજ નામ મહા-ભારતમાં "સર્પસત્ર" કહેલું છે. આ સર્પસત્રમાં સર્પજાતિના લોકોની કતલજ કરવામાં આવી. તેમાં અનેક નાનામોટા સર્પો નષ્ટ-ભ્રષ્ટ થઈ ગયા. અંતે આસ્તીકમુનિની માતા પાસે જઇને બીજા સર્પોએ કહ્યું કેઃ--

**तद्वत्से ब्रूहि वत्सं स्वं कुमारं वृद्धसंमतम् । ममाद्य त्वं सभृत्यस्य मोक्षार्थं वेदवित्तमम् ॥**
(મહા૦ આદિ૦ શ્લોક અ૦ ૫૩-૨૬)

વાસુકિએ તેની બહેનને કહ્યું કેઃ-"બહેન ! હવે મારૂં અને મારા પરિવારનું રક્ષણ કરવામાટે વૃદ્ધસંમત વેદનિપુણ તારા બાળકપુત્રને કહે." પોતાના ભાઇનું આવું ભાષણ સાંભળીને સર્પની બહેને પોતાના પુત્ર આસ્તીકને બોલાવીને કહ્યું:—

अयं स कालः संप्राप्तो भयान्नस्त्रातुमर्हसि। भ्रातरं चापि मे तस्मात्त्रातुमर्हसि पावकात् ॥
( મહા૦ આદિ૦ અ૦ ૫૪-૧૬ )

અર્થાત્-"હે પુત્ર ! હવે મહાભયંકર સમય આવી પહોંચ્યો છે, તેથી તું અમને તેના ભયથી બચાવ, મારા ભાઇનું રક્ષણ કર." આથી માતાના સ્નેહને વશ થઇને આ-સ્તીકમુનિએ કહ્યું:—

**अहं त्वां मोक्षयिष्यामि वासुके पन्नगोत्तम॥ भव स्वस्थमना नाग न हि ते विद्यते भयम्। प्रयतिष्ये तथा राजन्यथा श्रेयो भविष्यति ॥** ( મહા૦ આદિ૦ અ૦ ૫૪ શ્લોક ૧૯-૨૦ )

અર્થાત્-"હે સર્પરાજ વાસુકિ ! હું સાચું કહું છું કે, તમને હું બચાવીશ. હે રાજન્ ! તમે શાંતચિત્તે સ્વસ્થ રહો. હવે તમારે ભય રાખવાનું કારણ નથી. હું આપણું કલ્યાણ થાય તેવો પ્રયત્ન કરીશ."

આ રીતે માતા તથા મામાઓને કહીને આસ્તીકમુનિ જનમેજયના સર્પસત્રમાં ગયા અને રાજાસહિત સર્વ કાર્યકર્તાઓની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા ! વખાણ કરવાથી રાજા પ્રસન્ન થયો અને તેમને કહ્યું કેઃ-"હે મહારાજ ! જે જોઇએ તે માગી લ્યો."

ત્યાંના કેટલાક કાર્યકર્તાઓએ રાજાને કહ્યું કે, હજુ થોડા સર્પોનો વધ કરવાનો બાકી છે, તેથી આ બ્રાહ્મણને મનમાન્યું વરદાન આપવું યોગ્ય નથી. ઘણેભાગે આ જ્ઞાની બ્રાહ્મણો જાણતાજ હશે કે, આ આસ્તીકમુનિ સર્પી અને આર્યના સંયોગથી ઉત્પન્ન થયેલા છે, તો સંભવ છે કે આ મુનિ મહારાજ સ્તુતિ કરતાં કરતાં રાજા પાસેથી વરદાન લઇને પોતાની માતાની જાતિને બચાવશે અને અમારૂં આટઆટલું કર્યુંકારવ્યું ધૂળધાણી થઈ જશે. આખરે થયું પણ એમજ. રાજાએ ઉદારભાવે વરદાન આપ્યું અને આસ્તીકે પિતાની જાતિના આર્યોનું શુભ કરવાને બદલે પોતાની માતાની જાતિના સર્પોનું કલ્યાણ કર્યું ! ! !

આ ઇતિહાસ મહાભારતમાં વાંચનાર જોઈ શકશે. કવિનો અલંકાર ખસેડીને જોતાં આમાંની આ ઐતિહાસિક બીના સ્પષ્ટરીતે દષ્ટિગોચર થાય છે. આર્યજાતિને જે રીતે રાક્ષસો

તરફથી દુઃખ થતું હતું, તેજ રીતે સર્પજાતિના લોકો પણ તેમને બહુ સતાવતા હતા. આ વેર એટલું બધું વધી ગયું હતું કે એક પ્રતિષ્ઠિત આર્યરાજાનો વધ સર્પજાતિના "અરાજક" યુવકોએ રાજમંદિરમાં તેમજ મંત્રીઓની સમક્ષજ કર્યો! અને ઉત્તંક જેવા સાત્વિક બ્રહ્મચારીને પણ અત્યંત દુઃખ દીધું!! આથી સર્પજાતિથી ક્ષત્રિયો તેમજ બ્રાહ્મણો ત્રાહિ ત્રાહિ પોકારી ગયા હતા. અંતે બ્રાહ્મણ અને ક્ષત્રિયોએ મળીને સર્પજાતિનો પૂરેપૂરો નાશ કરવાનો નિશ્ચય કર્યો હતો. આ સર્પજાતિ ઉપર આર્યોનો દિગ્વિજય હતો. યુદ્ધમાં સર્પજાતિ સંપૂર્ણ રીતે હારેલી અને આર્યો લગભગ વિજયી થયા હતા; એટલામાં એક આસ્તીક નામના યુવક કે જે સર્પસ્ત્રી અને આર્ય પુરુષના સંયોગથી ઉત્પન્ન થયા હતા; તેમણે પોતાની માતાના મોહને લીધે આર્યોના દિગ્વિજયમાં અંતરાય નાખ્યો અને આર્યોના શત્રુઓને મદદ કરી. આ ઘોર અનર્થ લગ્નસમયે જરત્કારૂએ રાષ્ટ્રીયતાનો વિચાર ન કરવાથીજ થયો. આવાં અવળાં પરિણામો આવતાં હોવાથીજ વેદ કહે છે કેઃ—"પતિપત્ની રાષ્ટ્રીયતા સાથેજ ઉન્નત થાઓ અને લગ્નમાં રાષ્ટ્રીયતાનો વિચાર જરૂર કરો; નહિ તો રાષ્ટ્રને વિવિધ પ્રસંગોએ કયારે કેટલું નુકસાન વેઠવું પડશે, તેનો કંઇ હિસાબજ નહિ રહે."

માતાની અસર સંતાન ઉપર ઘણીજ થાય છે. પિતાના કરતાં માતાનો પ્રભાવ સંતાન ઉપર વધારે પડે છે; તેથી લગ્ન કરતી વખતે રાષ્ટ્રીયતાનો વિચાર જરૂર કરવો જોઇએ. આ વિષે મહાભારતમાં આવેલું એક વધુ દૃષ્ટાંત જુઓઃ—

## (૬) આર્યરાજાનું અપ્સરાસાથે ગાંધર્વલગ્ન

(૨) રાજા વિશ્વામિત્ર સ્વર્ગપદ—અર્થાત્ સ્વર્ગનું રાજ્ય—મેળવવામાટે ઘણોજ પ્રયત્ન કરતા હતા. આર્યાવર્તના પ્રતાપી રાજાઓ તિબેટના રાજાઓ ઉપર હુમલા કર્યા કરતા હતા અને પ્રસંગોપાત તેમને મદદ પણ કરતા હતા. રાજા વિશ્વામિત્ર મંત્રવિદ્યા તથા અસ્ત્રશસ્ત્રવિદ્યામાં પ્રવીણ હોવાથી મહાપ્રતાપશાળી હતા અને તેમનું કાર્ય સફળ થયું હોત તો સ્વર્ગપદ—અર્થાત્ તિબેટના રાજ્યાસન ઉપર બેસવું—તેમને માટે અશકય નહોતું.

જે આર્યસમ્રાટ તિબેટ ઉપર ચઢાઇ કરવાની તૈયારી કરતો તેના ઉપર તિબેટનો રાજા સૌથી પ્રથમ "સ્ત્રીપ્રયોગ" ચલાવતો હતો!! ઘણેભાગે હિમાલયની સુંદર અપ્સરાઓ આર્યાવર્તમાં આવીને આર્યરાજાઓને મોહિત કરી દેતી અને ચઢાઇ કરવા નહોતી દેતી. એજ રીતે દેવાધિદેવ ઇંદ્ર મહારાજે રાજા વિશ્વામિત્ર ઉપર "સ્ત્રીપ્રયોગ" ચલાવ્યો. અપ્સરા મેનકાને આ કામમાટે મોકલી. તેનું સુંદર રૂપ જોઇને વિશ્વામિત્ર પોતાના કાર્યથી વિમુખ થયા અને તેઓ તે અપ્સરા સાથેજ ખેલવા લાગ્યા. જુઓ, સામ્રાજ્યરક્ષણમાં સ્ત્રીઓ કેવો મહત્ત્વનો ભાગ ભજવે છે! જાપાન તથા રૂશિયાના યુદ્ધ પહેલાં એજ રીતે જાપાની યુવતીઓ રૂશિયામાં જઇને રશિયન સરદારો સાથે પરણી હતી; અને ત્યાંથી તેઓ પોતાના જાપાની યુદ્ધમંત્રી સાથે ગુપ્ત સંદેશા ચલાવતી હતી! આજ રીતે ફ્રાન્સ અને જર્મનીના યુદ્ધ પહેલાં કેટલીયે જર્મન સ્ત્રીઓ જૂદા જૂદા બહાના નીચે ફ્રાન્સમાં આવીને વસી હતી. એજ પ્રમાણે તિબેટના રાજાઓ પણ પોતાના રાજ્યના રક્ષણમાટે ભારતીય બળવાન આર્યરાજાઓ ઉપર "સ્ત્રીપ્રયોગ" ચલાવ્યા કરતા હતા. **વીરના કઠોર શસ્ત્ર કરતાં સ્ત્રીઓના સુકોમળ બનાવટી પ્રેમનું અસ્ત્ર બહુજ પ્રભાવશાળી હોય છે,** એ વાત દરેક જણ સમજી શકે તેવી હોવાથી અમારે એ વિષે વધારે લખવા જરૂર નથી.

આ રીતે વિશ્વામિત્ર મેનકાથી હાર્યા અને આ ગાંધર્વલગ્નથી શકુંતલાનો જન્મ થયો. આ પણ મિશ્રસંતાનજ છે. પિતા આર્ય અને માતા ગંધર્વી, તેમનાથી આ મિશ્રસંતાન શકુંતલા ઉત્પન્ન થઇ. મિશ્રસંતતિમાં ઘણી વાર માતાનું સૌંદર્ય વધારે ઉતરે

છે–ખાસ કરીને બાલિકામાં તો જરૂરજ ઉતરે છે. અપ્સરા ઠંડા પ્રદેશની હોવાથી ગૌરવર્ણની હતી, ત્યારે આર્યરાજા બદામી વર્ણના હતા. તે પિતાનો વર્ણ સ્ત્રીસંતાનમાં ન આવતાં માતાનો વર્ણ શકુંતલામાં આવવાથી શકુંતલા પણ ગૌરવર્ણની હતી. હવે તેનું વૃત્તાંત જુઓઃ–

## (૯) આર્યરાજાનું મિશ્રિત કન્યાસાથે લગ્ન

(૩) રાજા દુષ્યંત એક સમયે મૃગયા ખેલતા ખેલતા વનમાં ખૂબ રખડવાથી ઘણાજ થાકી ગયા અને કંઇક આરામ લેવાના વિચારથી કણ્વઋષિના આશ્રમમાં ગયા. તે વખતે આચાર્ય કણ્વ કંઇ કાર્યવશાત્ વનમાં ગયા હતા અને બે–ચાર કલાકમાં પાછા આવનાર હતા; એટલામાં દુષ્યંત ત્યાં જઇ પહોંચ્યા. બગીચામાં આચાર્યની કન્યાઓ ફૂલઝાડને પાણી સિંચતી હતી અથવા કંઇ કામ કરતી હતી. એ બધી કન્યાઓમાં શકુંતલા ગૌરવર્ણ અને સ્વરૂપવાન હોવાથી દુષ્યંતરાજાએ શકુંતલા સાથે ગાંધર્વલગ્ન કર્યું. લગ્નનું સર્વ કાર્ય સમાપ્ત કર્યા પછી આચાર્ય કણ્વનાં દર્શન કરવાનું પણ સાહસ દુષ્યંતરાજા કરી શકયા નહિ; કેમકે તેમણે અઘટિત કાર્ય કર્યું હતું. રાજા આથી કરીને આશ્રમમાંથી ચાલ્યા ગયા.

પછીથી કણ્વ આશ્રમમાં આવી પહોંચ્યા, ત્યારે તેમને સઘળા સમાચાર મળ્યા. તેમણે ધાર્યું કે, "ક્ષત્રિયની કન્યા ક્ષત્રિય પાસે ગઈ તે ઠીકજ થયું;" કેમકે હવે બીજું કંઇ થઇ શકે તેમ ન હતું. શકુંતલા ગર્ભવતી થયેલી હોવાથી પછી તેને પુત્ર જન્મ્યો. કેટલાક સમય પછી કણ્વે શકુંતલાને રાજા પાસે મોકલી. રાજા ખૂબ શરમિંદા થઈ ગયા. લજ્જાવશ થઇને તેમણે શકુંતલાસાથે ગાંધર્વલગ્ન કર્યાનો ઇન્કાર કર્યો. સાચેજ શકુંતલાનું આ ભારે અપમાન હતું. અપમાન સાથે શકુંતલા નિર્દોષ હોવા છતાંયે રાજાએ તેને "વ્યભિચારિણી મેનકાની પુત્રી" કહીને ધિક્કારી કાઢી !! આથી અત્યંત ક્રોધાયમાન થઇને **શકુંતલાએ જે ભાષણ કર્યું, તે પ્રત્યેક નવજુવાને ધ્યાનપૂર્વક વાંચવું જોઇએ.**

## (ણ) પતિને ધમકી

**राजन् सर्षपमात्राणि परच्छिद्राणि पश्यसि । आत्मनो बिल्वमात्राणि पश्यन्नपि न पश्यसि ॥**
**मेनका त्रिदशेष्येव त्रिदशाश्चानुमेनकाम् । ममैवोद्रिच्यते जन्म दुष्यंत तव जन्मनः ॥**
**क्षितावटासि राजेंद्र अंतरिक्षे चराम्यहम् । आवयोरंतरं पश्य मेरुसर्षपयोरिव ॥**
**महेन्द्रस्य कुबेरस्य यमस्य वरुणस्य च । भवनान्यनुसंयामि प्रभावं पश्य मे नृप ॥**
**विरूपो यावदादर्शे नात्मनः पश्यते मुखम् । मन्यते तावदात्मानमन्येभ्यो रूपवत्तरम् ॥**
**अनृते चेत्प्रसंगस्ते श्रद्दधासि न चेत्स्वयम् । आत्मनो हंत गच्छामि त्वादृशे नास्ति संगतम् ॥**
**त्वामृते चापि दुष्यंत शैलराजावतंसिकाम् । चतुरंतामिमामुर्वीं पुत्रो मे पालयिष्यति ॥**

( મહા૦ આદિ૦ અ૦ ૭૪ શ્લો૦ ૮૩ થી ૮૬,૮૮ અને ૧૦૯–૧૦)

શકુંતલાએ કહ્યું કેઃ–"હે રાજન્ ! પારકો દોષ સરસવના દાણા જેટલો હોવા છતાં પણ જોઇ શકો છો; અને આપનો પોતાનો દોષ બીલા જેવડો છે તે પણ જોઇ શકતા નથી ! હે દુષ્યંત ! મેનકા દેવોની પ્રેમી છે અને દેવો મેનકાના પ્રેમી છે, તેથી આપના જન્મ કરતાં મારો જન્મ શ્રેષ્ઠ કુળમાં છે. જુઓ, મેરુ અને સરસવના જેટલો આપણા બન્નેમાં ભેદ છે. આપ ધરતી ઉપર ચાલો છો અને હું અંતરિક્ષમાં ચાલું છું. મારો પ્રભાવ કેટલો છે, તે જુઓ. હું મહેંદ્ર, કુબેર, યમ અને વરુણનાં મંદિરોમાં જઇ શકું છું. કુરૂપ માનવી જ્યાંસુધી દર્પણમાં પોતાનું મુખ નથી જોતો, ત્યાંજસુધી તે પોતાને બીજાઓના કરતાં સુંદર માન્યા કરે છે. જ્યારે તે દર્પણમાં પોતાનું મુખ ખરાબ જુએ છે, ત્યારેજ તે જોઇ શકે છે કે બીજા અને પોતાની વચ્ચે કેટલું અંતર છે. અસ્તુ. અંતમાં એટલુંજ કહેવાનું છે કે, જો આપને અસત્ય ઉપરજ પ્રેમ હોય અને આપને સત્યની પ્રતીતિ નજ થતી હોય, તો તો પછી હું પોતેજ

અહીંથી ચાલી જાઉં છું; કેમકે આપને–સત્યદ્વેષી અને અસત્યપ્રેમીને–મળવાનું મારે કંઇપણ પ્રયોજન રહેતું નથી. હે દુષ્યંત! આપ નહિ સ્વીકારો તોપણ મારો આ પુત્ર શૈલરાજથી સુશોભિત એવી આ પૃથ્વીનું ચારે સમુદ્રપર્યંત રાજ્ય કરશે."

શકુંતલાનું આ ભાષણ વિચારવા જેવું છે. પરરાજ્યની અને ખાસ કરીને વિજયી પરરાષ્ટ્રની પુત્રી આવીજ રીતે બોલી શકે છે. એજ શંકુતલાનું ભાષણ હાલની પરિસ્થિતિમાં બોલાય તો નીચે પ્રમાણે હોઇ શકેઃ–

યૂરોપ અમેરિકાની ગોરી યુવતી પોતાના કાળા પતિ ઉપર ક્રોધાયમાન થઇને એમજ કહે કેઃ–"ઓ કાળા માણસ! તું તારા મનમાં શું સમજે છે? તું મારા ઉપર દોષ ચઢાવે છે, પણ તું તારો દોષ જોઇ શકતો નથી. મારી માતા એક એવા વિજયી દેશની રહેનારી અને મોટા મોટા હોદ્દેદારો સાથે લાગવગ ધરાવનારી છે કે, તેથી હું જ્યારે પણ ઇચ્છું ત્યારે કોઈપણ હોદ્દાવાળાને મળી શકું છું. વાઇસરૉય અને ગવર્નર સાહેબોના પણ બંગલાઓમાં હું જઇ શકું છું કે જ્યાં તારો પોતાનો તો કોઈ ભાવ પણ પૂછે નહિ. તું તો પગેજ ચાલે છે પણ મારી ઇચ્છા થાય તો હું તેમની મોટરોમાં પણ ફરી શકું છું. તું સરસવસમાન ક્ષુદ્ર છે, હું પહાડીના જેવી જબરી છું. જો, તારામાં અને મારામાં આટલું બધું અંતર છે. તું તારૂં કાળું મોં જરા અરિસામાં તો જો! અને પછી મારૂં મોં કેવું છે તે પણ જો; એટલે તરતજ તને માલમ પડશે કે, તું કેટલો રૂપહીન છે અને હું કેટલી રૂપાળી છું. મારૂં કહેવું તારે નજ માનવું હોય, તો હું હમણાંજ અન્ય ઠેકાણે ચાલી જાઉં છું. રખે તું મનમાં એવું ધારતો કે તારી અલ્પ મદદવિના મારૂં ગુજરાન નહિ થાય! મારે મોટા હોદ્દેદારો પાસે જવું–આવવું સહજ હોવાથી મારી આજીવિકા તો હું સુગમતાથી મેળવી શકીશ. વળી તું એમ પણ રખે સમજતો કે તારી મદદવિના મારો પુત્ર અનાથ થઈ જશે. કદી નહિ, એ મારો પુત્ર હોવાને લીધે તેને મોટો હોદ્દેદાર થવું એ સહજ વાત છે. માટે ખૂબ યાદ રાખ કે, તારો ત્યાગ કરવાથી મારૂં કંઇપણ બગાડવાનું નથી; પરંતુ હું તારી સાથે હોઉં તેથીજ તારૂં મહત્ત્વ વધી શકે તેમ છે."

યૂરોપ–અમેરિકાની તરુણીઓ સાથે પોતાની રાષ્ટ્રીયતાનો વિચાર કર્યાસિવાય લગ્ન કરનારાઓએ શકુંતલાનું આ ભાષણ વારંવાર વાંચવું જોઇએ. અમે યૂરોપીયન પત્ની અને હિંદી પતિ વચ્ચે થયેલા કેટલાય ઝગડા જોયા છે. તેમની ભાષા આજ પ્રકારની હતી. કેટલીયે વાર અંતે ડરી જઇને અપમાન સહન કરીને પણ ગોરી પત્નીનુંજ કહેવું માનવું પડતું. દુષ્યંતની બાબતમાં પણ એમજ બન્યું. કુબેર વગેરે દેવોનાં નામ સાંભળતાંજ દુષ્યંતે શકુંતલાની વાત તરત માની લીધી અને શકુંતલાને પોતાની પટરાણી બનાવી! અર્થાત્ (સૌંદર્યના મોહમાં પડી સ્વદેશીયતાનો સિદ્ધાંત ભૂલી જવાને લીધેજ એક મોટા રાજાને હાથે પોતાની) પહેલી રાણીનો–એક આર્ય સ્ત્રીનો–અધિકાર છીનવી લેવાયો અને બીજી અનધિકારી સ્ત્રીને તે અધિકાર અપાયો! પરિણામ એનું એજ આવ્યું કે, પહેલી પટરાણીના પુત્રને બદલે રાજ્યનો અધિકારી શકુંતલાનો પુત્ર થયો! આ અન્યાય એટલાજ માટે થયો કે શકુંતલા મિશ્રજાતની પરરાષ્ટ્રીય સ્ત્રીથી જન્મેલી હતી અને સમયાનુસાર તે ગંધર્વરાજાઓદ્વારા મહારાજા દુષ્યંતને ડરાવી શકે તેમ હતી!

જુઓ, વિજયી રાષ્ટ્રની તરુણીઓ સાથે લગ્નસંબંધ બાંધવાથી કેવા કેવા અનર્થો થાય છે! જે રીતે શકુંતલાએ કહ્યું કે, હું મહાન મહાન દેવોનાં મંદિરોમાં જઈ શકું છું; તેજ વાત ઉપર કહેલા આસ્તીકમુનિની હતી. તે આર્યમુનિ હોવાથી જેમ જનમેજયના

યજ્ઞમાં કશા પણ અટકાવવિના જઇ શકતા હતા; તેમ મોટા મોટા સર્પરાજોનાં ઘરોમાં પણ જઇ શકતા હતા. આર્યજાતિ અને સર્પજાતિ વચ્ચે વૈર હોવા છતાં પણ આસ્તીકને કોઇ પણ રોકી શકતું નહિ. તે પિતાને લીધે આર્ય હતા અને માતાને લીધે સર્પ હતા; તેથીજ જનમેજયના યજ્ઞમાં પહોંચી જઇને તેમણે પોતાના મામાઓનું કલ્યાણ સાધ્યું અને પિતાની જાતિના લોકોના અકલ્યાણનું કારણ બન્યા !

## (ત) ભેદનીતિનું સાધન

આ રીતે મિશ્રલગ્ન કરવાથી ઘરમાં (તેમજ જાતિમાં અને દેશમાં પણ) ફૂટ પડે છે; કેમકે પત્નીનું મન સ્વજાતિના કલ્યાણમાં હોવું સ્વાભાવિક છે અને તેની પાછળ તેની વિજયી જાતિનું બળ હોવાથી તેનું બળ જન્મસિદ્ધજ વધારે હોય છે. પરંતુ આ તરફ પતિની પાછળ એવું કોઇ બળ ન હોવાથી અને તે "કાળો આદમી અથવા નિગ્રો" હોવાને લીધે તેને હમેશાં ભયભીતજ રહેવું પડે છે. કેટલાક આર્યરાજાઓના ઘરમાં આજ કારણે ફૂટ પડયાનો ઇતિહાસ આપણા ગ્રંથોમાં મોજુદ છે.

## (થ) આર્યરાજાનું પારસી સ્ત્રીસાથે લગ્ન

આ વિષે અહીં એકજ ઉદાહરણ જુઓ. દશરથરાજાની કૌશલ્યા, સુમિત્રા અને કૈકેયી એ ત્રણે ધર્મપત્નીઓ રામાયણમાં પ્રખ્યાત છે. યુવરાજ રામચંદ્રજીના રાજ્યાભિષેકપ્રસંગે કૈકેયી રાણીએ કેટલી મુશ્કેલી ઉભી કરી અને તેના આગ્રહથી રામચંદ્રજીને ચૌદ વર્ષ વનવાસ ભોગવવો પડયો, એ ઇતિહાસ સુપ્રસિદ્ધજ છે. આ કૈકેયી પણ ભારતીય આર્ય સ્ત્રી નહોતી. રાવણની માતા "કૈકસી," દશરથની સ્ત્રી "કૈકેયી" અને હાલના પારસીઓનાં નામોમાં 'કૈકશ્રુ' વગેરે નામો હોય છે. અનેઃ—

(૧) કૈક–સી (૨) કૈકે–યી તથા (૩) કૈક–શ્રુ

આ ત્રણે નામોની શરૂઆતમાં "કૈક" એ અક્ષરોથી શરૂ થતાં નામ માત્ર પારસીઓનીજ ભાષામાં હોય છે. સંસ્કૃતમાં તો આ નામોની કંઇ વ્યુત્પત્તિજ નથી; તેથી એ તો સ્પષ્ટ વાત છે કે, કૈકેયી ભારતીય આર્યકન્યા નહોતી, પરંતુ ઇરાની–કૈકેય–દેશમાં જન્મેલી કન્યા હતી. શુદ્ધ પારસી સ્ત્રીઓની પેઠે કૈકેયી પણ કૌશલ્યા વગેરે ઘઉંવર્ણી આર્યસ્ત્રીઓ કરતાં વિશેષ સુંદર હતી. આથીજ રાજા દશરથનો કૈકેયી તરફ વધારે પ્રેમ હતો; પરંતુ આ પરરાષ્ટ્રીય સ્ત્રીને કારણે દશરથના ઘરમાં કેટલો ઉત્પાત મચ્યો ! અંતે રાજા દશરથને એ પરરાષ્ટ્રીય સ્ત્રીનાજ પ્રતાપે પુત્રશોકમાં મરવું પડયું. વળી એના પ્રતાપે ધર્મપરાયણ આર્યસ્ત્રીઓને પણ (કૌશલ્યા, સુમિત્રા, લક્ષ્મણપત્ની, સીતાજી, ભરતપત્ની વગેરેને ) કેટકેટલું દુઃખ ભોગવવું પડયું, એ પણ રામાયણમાં પ્રસિદ્ધ વાત છે. દશરથના ઘરમાં જે ફૂટ કૈકેયીએ પાડી, તે કૌશલ્યા અથવા સુમિત્રાથી તો થવીજ અસંભવિત હતી; કેમકે કૈકેયીને પોતાના સૌંદર્યનું અભિમાન હતું. રાજા મારે તાબે છે; તેમની પાસે જે કામ કરાવવું હોય તે હું કરાવી શકું છું; એવો તેને વિશ્વાસ હતો. વળી પોતાની પાછળ અનેક અસુરોપાસક રાજાઓનું બળ છે, તેનું પણ તેને અભિમાન હતું. આજ કારણે કૈકેયીએ આટલું સાહસ કર્યું. ઘરમાં ફૂટફાટ કેવાં કારણોથી અને કેવી રીતે થાય છે, તે આ ઉદાહરણમાંથી મળે છે.

વિદેશી અને પરરાષ્ટ્રીય સ્ત્રીની સાથે લગ્ન કરવાથી કેટલો બધો અનર્થ થાય છે; તેનું થોડુંક વર્ણન આ લેખમાં કરેલું છે. તે સ્ત્રી હમેશાં પોતાનાજ દેશનો વિચાર કરતી હોય છે; પુત્રને દૂધ પાતાં પાતાં પોતાનાજ દેશનું ગૌરવ શીખવે છે; પોતાની સાથે કોઇ કોઇ વાર તે પોતાનાં માતાપિતા પાસે પણ તેને લઇ જાય છે. આથી તે પુત્રના મનમાં માતાનાં સગાંસં-

બંધીઓ અને માતાના દેશપ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે. જ્યારે કોઈવાર માતાના દેશવાળાઓ સાથે પિતાના દેશવાળાઓને યુદ્ધ થાય, ત્યારે બહુજ સંભવિત છે–અને આપણે આસ્તીક વગેરેનાં ઉદાહરણોમાં જોયું છે–કે તે મિશ્રિત સંતાન માતાના દેશવાળાઓનુંજ કલ્યાણ ઇચ્છી પિતાના દેશનું અકલ્યાણ કરવાને માટે તૈયાર થાય છે; કેમકે માતાનો પ્રભાવ સંતાન ઉપર વિશેષ રહ્યા કરે છે.

મહાભારતમાં આવાં મિશ્રલગ્ન અનેક છે; પરંતુ બધામાં વાત તો આજ છે. જ્યાંસુધી માતાની જાતિવાળાઓને પિતાની જાતિવાળાઓ સાથે યુદ્ધ નથી થયું, ત્યાંસુધીજ તે પિતાની સાથે રહે છે, અને અનેક કાર્યો કરે છે; પણ જ્યારે ઉપર પ્રમાણે જાતિ જાતિમાં વિગ્રહ થાય છે, ત્યારે તો તે મિશ્રસંતાન માતૃજાતિનુંજ કલ્યાણ કરવાને તૈયાર થાય છે. ઉદાહરણતરીકે ભીમસેનના હિડંબાથી જન્મેલા ઘટોત્કચને લ્યો. પાંડવોના ભાઇ કૌરવોની સાથેની લડાઈમાં તે પાંડવો સાથેજ રહ્યો, કેમકે તેઓ રાક્ષસજાતિના નહોતા; પરંતુ જો પાંડવોને રાક્ષસોસાથે યુદ્ધ થયું હોત, તો તો ઘટોત્કચ પાંડવોના પક્ષમાં રહેવાનો બહુજ ઓછો સંભવ હતો. આજ દૃષ્ટિએ મહાભારતનાં મિશ્રલગ્નનું નિરીક્ષણ કરવું જોઇએ.

મહાભારતમાં જે વર્ણન છે તે સ્પષ્ટ દર્શાવે છે કે, સૌંદર્યતા વગેરેથી મોહિત થઇને પરરાષ્ટ્રની તરુણી સાથે લગ્ન કરી નાખવું, એ તો પોતાના રાષ્ટ્ર ઉપર આફતજ લાવવા જેવું છે. વાંચનાર પણ આ ઉપર વિશેષ વિચાર કરે એવી આશા છે.

## (૬) કૌરવ–પાંડવોના વૈમનસ્યનું કારણ

હવે આ પ્રસંગે કૌરવ–પાંડવોના વૈમનસ્યનું કારણ જોવા જેવું છે. ઉપરથી જોતાં તો દ્રૌપદીના છળના કારણે, તથા રાજ્યનો ભાગ ન મળવાથી કૌરવ–પાંડવોનું ઘોર યુદ્ધ થયું; પરંતુ તેનું મૂળ કારણ તેમની ઉત્પત્તિમાં અને જન્મકથામાંજ છે. રાષ્ટ્રીય યુદ્ધ વગેરે માટે બાહ્ય અને આંતરિક કારણ જૂદાં જૂદાં હોય છે. ઉદાહરણતરીકે જુઓઃ–ગયા યૂરોપીય યુદ્ધનું આહ્યકારણ તો એક નાનાશા રાજાના "યુવરાજનો વધ" હતું; પરંતુ આંતરિક કારણ યૂરોપનાં જૂદાં જૂદાં રાજ્યોની વેપારની હરીફાઈ જ હતું.

આજ રીતે કૌરવ–પાંડવોના મહાયુદ્ધનું કારણ કયું છે, તે ખાસ વિચારપૂર્ણ દૃષ્ટિએ જોવું જોઇએ. (૧) સતી દ્રૌપદીને જીતવામાં થયેલું છળકપટ; અને (૨) રાજ્યનો અર્ધો ભાગ ન મળ્યો તે. આ બે કારણો બહાર બતાવવા માટે પૂરતાં છે; પરંતુ વાસ્તવિક રીતે જે આંતરિક કારણો છે, તે "ભિન્ન ભિન્ન મનોવૃત્તિનાં" છે. આ મનોવૃત્તિની વિષમતા તેમના જન્મ સાથે સંબંધ ધરાવે છે.

રાજા પાંડુ અને રાજા ધૃતરાષ્ટ્ર બન્ને એકજ વીર્યથી ઉત્પન્ન થયેલા ભાઇઓ હતા. વીર્યમાં કોઇપણ પ્રકારનો દોષ ન હતો, કેમકે તે શ્રીવેદવ્યાસજીનું વિશુદ્ધ વીર્ય હતું; પરંતુ ક્ષેત્ર જૂદાં હતાં અને ક્ષેત્રમાં કંઇક દોષ પણ હતો. આથીજ એક આંધળો અને બીજો પાંડુરોગી થયો હતો; છતાંપણ વીર્યની એકતા હોવાથી ધૃતરાષ્ટ્ર અને પાંડુમાં અત્યંત ઉજ્જવલ બંધુપ્રેમ હતો. વીર્યની એકતાનું આ પરિણામ વાંચનાર જરૂર ધ્યાનપૂર્વક જુએ.

ત્યારપછી ધૃતરાષ્ટ્રના વીર્યથી આર્ય સ્ત્રી ગાંધારીના ક્ષેત્રમાં સો પુત્ર થયા. તેમાં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે, બધામાં એકજ વીર્યનો સંબંધ હતો.

પરંતુ પાંડવોમાં એ પ્રમાણે નથી થયેલું. જે વીર્યથી પાંડવોની ઉત્પત્તિ થઇ હતી, તે પાંડુનું નહોતું. કુંતી સાથે પાંડુ હિમાલયના પહાડોમાં રહેતો હતો. ક્ષયરોગી હોવાથી હસ્તિનાપુરમાં રહેવું તેને માટે નુકસાનકારક હતું; તથા અત્યંત રોગી હોવાથી સ્વવીર્યથી

સંતાન ઉત્પન્ન કરવાં તેને માટે અઠીક હતાં. આથી તેની રજાપૂર્વક કુંતીનો નિયોગ તિબેટ દેશના ત્રણ દેવતાઓ સાથે થયો; અને માદ્રીનો નિયોગ તેજ દેશના અશ્વિનીકુમારો સાથે થયો. આ નિયોગથી કુંતીને ત્રણ અને માદ્રીને બે સંતાન થયાં. અર્થાત્ પાંડવોની ઉત્પત્તિમાં વીર્યની જૂદાઇ કેટલી છે, તે વાંચનાર જોઇ શકશે.

તિબેટના લોકોના વીર્યથી જન્મેલા પાંડવો અને ભારતીય આર્યરાજાના ઔરસપુત્ર કૌરવો વચ્ચે વીર્યની જૂદાઇને લીધે બંધુપ્રેમ હોવો અશક્ય હતો. જો પાંડુના પોતાનાજ વીર્યથી પાંડવો જન્મ્યા હોત તો ઘણેભાગે ભારતીય મહાયુદ્ધ થવુંજ અસંભવિત હતું.

આમાં બીજી પણ એક વાત વિચારવા જેવી છે કે, જે વખતે પાંડવો જન્મ્યા ત્યારે તિબેટના ઇંદ્ર વગેરે દેવરાજાઓ વધુ બળવાન તેમજ વીર્યવાન હતા. તેમના વીર્યથી ઉત્પન્ન થવાને લીધે રંગરૂપમાં પણ પાંડવોમાં વિશેષતા હોવાનો સંભવ છે;તથા વીર્યથી જે મનઃપ્રવૃત્તિ બને છે, તે પણ જૂદીજ હોય છે. જે રીતે હાલમાં વિજયી યૂરોપિયન પુરુષ અને જીતાયેલી ભારતીય સ્ત્રીથી જન્મેલાં "યુરેઝીઅન" મિશ્રસંતાન સ્વવીર્યના અભિમાનથી પોતાને "મોટા સાહેબ લોકો"માં ગણુવે છે; અને બીજા કાળા માણસો ઉપર અધિકાર ભોગવવા તૈયાર થાય છે. એજ રીતે મહાભારતમાં ભીમ અને અર્જુન એ બન્ને પાંડવો, કૌરવોને તથા બીજા કોઇ આર્યરાજાને પણ કશા હિસાબમાંજ ગણતા નહોતા; કેમકે દેવોના વીર્ય સાથેજ આવેલી બીજાઓ કરતાં પોતાને કંઇક વિશેષ સમજવાવાળી મનોવૃત્તિ પાંડવોમાં હતી.

સાથોસાથ કૌરવો પિતાના ઔરસપુત્રો હોવાથી તેમનામાં "રાજ્યમદ" જન્મથીજ હતો. જે રીતે હાલના રાજા-રજવાડાઓના રાજકુમારો પોતાને જન્મથીજ રાજ્યાધિકારી અને બીજા સાધારણ લોકો કરતાં "ઉચ્ચ" માને છે; બરાબર તેજ રીતે કૌરવો પણ પોતાને જન્મથીજ રાજ્યના હક્કદાર ગણાતા હતા. આમાં બીજી પણ એક વાત છે કે, કૌરવો જન્મથીજ પોતાના રાજ્યમાં ઉછર્યા હતા, તેથી તેમનામાં રાજ્યમદ હતો; અને એજ કારણથી કૌરવો સામ્રાજ્યવાદી-ઇમ્પીરીયાલીસ્ટ-હતા. દુર્યોધન સામ્રાજ્ય અથવા મૃત્યુ, બેમાંથી એકનેજ પસંદ કરતો હતો. આજ કારણથી તેને વચલી સ્થિતિ પસંદ નહોતી.

પરંતુ હવે પાંડવો તરફ જુઓ. તેઓ ધાર્મિક વૃત્તિવાળા જણાઇ આવે છે. આમ કેમ બન્યું? તેનું કારણ તપાસીએ. કુંતી અને માદ્રીની સાથે પાંડુ સાધુવૃત્તિથી તપસ્વી ઋષિઓના આશ્રમોની વચમાં રહેતો હતા. તપોભૂમિમાં હમેશાં ધાર્મિક વાતાવરણજ રહેતું હતું. તેની અસર કુંતી અને માદ્રીના ઉપર ખૂબજ થઈ હતી; **કેમકે પુરુષ કરતાં સ્ત્રીમાં ધર્મભાવના ગ્રહણ કરવાની શક્તિ વધારે હોય છે.** ધર્મ, ભીમ વગેરે પાંડવો,જન્મ્યા પછી પણ બાર વર્ષસુધી ઋષિઆશ્રમમાંજ રહ્યા હતા. આજ કારણથી પાંડવોની નૈસર્ગિક વૃત્તિ ધર્મમાર્ગેજ વળી હતી. **જેમનો બાલ્યકાળ ઋષિઆશ્રમમાં ગયો હોય તેમને રાજવૈભવ ઓછાજ ગમે છે;** અને તેથી પણ પાંડવોને, રાજધાનીની સમૃદ્ધિની છાકમછોળોમાં ઉછરેલા કૌરવો સાથે મિત્રતા જામવી અસંભવિત હતી. આ પ્રમાણે મનોવૃત્તિની જૂદાઈજ કારણરૂપ હતી.

વીર્યનું પરિણામ જોવા માટે અત્રે આ વાત પણ જુઓ કે, બધા કૌરવોનો સ્વભાવ વીર્યની એકતાને લીધે લગભગ એકસરખોજ છે; પરંતુ પાંડવોના સ્વભાવમાં વિચિત્રતા છે. જુઓઃ-(૧) ધર્મરાજ યુધિષ્ઠિરની મનોવૃત્તિ સત્યાગ્રહ તરફ, (૨) ભીમસેનનો સ્વભાવ મારવા-ઝુડવાનો, (૩) અર્જુનની વૃત્તિ ક્ષાત્રભાવના તરફ અને (૪) નકુળસહદેવની વૃત્તિઓ બીજા ભાઈઓને પગલે ચાલવામાટે પ્રસિદ્ધ છે. આ જૂદી જૂદી મનોવૃત્તિનું કારણ જૂદું જૂદું વીર્યજ છે. યમ-ધર્મનું ધાર્મિક વીર્ય યુધિષ્ઠિરમાં, વાયુદેવનું પહેલવાની વીર્ય ભીમમાં,

દેવાધિદેવ ઇંદ્રનું વીર્ય અર્જુનમાં અને ઔષધની ગોળીઓ બનાવનારા અશ્વિનીકુમારોનાં વીર્ય નકુળસહદેવમાં કાર્ય કરતાં હતાં. આ વીર્યભેદને લીધે ભિન્ન ભિન્ન મનોવૃત્તિઓ પાંડવોમાં જણાઇ આવે છે.

વીર્યની જૂદાઇ હોવા છતાં પણ એકજ માતા હોવાથી બધા પાંડવો એકઠા રહ્યા હતા; અને (કૉમન કૉઝ) 'સમાન પરિસ્થિતિ'ને લીધે પણ તેઓમાં એકતા રહી હતી. અસ્તુ.

આ ઉપરથી કૌરવપાંડવોના મહાયુદ્ધનાં આંતરિક ગુપ્ત કારણો શાં શાં હતાં, તે પણ હવે વાંચનારના ખ્યાલમાં આવ્યુંજ હશે.

### (ધ) કૌરવ-પાંડવોના યુદ્ધનું મૂળકારણ તો જૂદુંજ હતું.

| પાંડવ | કૌરવ |
|---|---|
| (૧) માતાપિતા વનમાં રહ્યાં હતાં. | (૧) માતાપિતા શહેરમાં રહ્યાં હતાં. |
| (૨) એક માતા અને અનેક પિતાઓથી નિયોગના નિયમ પ્રમાણે ઉત્પત્તિ થઇહતી. | (૨) એકજ માતાપિતાથી ઉત્પત્તિ થઇ હતી. |
| (૩) જૂદાં વીર્યથી સ્વભાવભેદ અને રુચિભેદ | (૩) વીર્ય સમાન હોવાથી સ્વભાવમાં સમાનતા |
| (૪) ઋષિઆશ્રમોમાં બાલ્યકાળ ગાળવાને લીધે બધાની ધાર્મિક વૃત્તિ | (૪) શહેરમાં ઉછેરલા હોવાથી ભોગવિલાસી વૃત્તિ |
| (૫) ન્યાયી માર્ગે ઉન્નતિ કરવાની ઇચ્છા | (૫) કોઇપણ રીતે સામ્રાજ્ય વધારવાની ઇચ્છા |
| (૬) નિયોગનાં સંતાન | (૬) પિતાનાં ઔરસ સંતાન |

માતાપિતાની પરિસ્થિતિ, જન્મ વખતની પરિસ્થિતિ, બાલ્યકાળની પરિસ્થિતિ, વન અથવા શહેરમાં રહેવું, સંગત, સામાજિક અને રાજકીય બનાવો તથા પોતાનો પુરુષાર્થ, એ સૌ મળીને સ્વભાવ બંધાય છે. આ વિષે વધુ વિચાર વાચકો મહાભારત વાંચતી વખતે પણ કરે અને યોગ્ય બોધ લે.

લગ્ન કરતી વખતે "પોતાની રાષ્ટ્રીયતા સાથે આગળ વધો" એવો જે ઉપદેશ વેદોએ આપ્યો છે, તે કેટલો જરૂરનો છે; અને વીર્ય તથા ક્ષેત્રનું મહત્ત્વ માનવી સ્વભાવના બંધારણમાં કેટલું છે; તથા વીર્યભેદ અને ક્ષેત્રભેદને લીધે રાષ્ટ્રમાં કેવી કેવી આપત્તિઓ આવી પડે છે; તેવગેરે બાબતોની ખાત્રી મહાભારત વગેરે ગ્રંથોમાં વર્ણવેલી કથાઓનું ઉપર પ્રમાણે મનન કરવાથી થઇ શકે છે.

મહાભારતમાં જે ઇતિહાસ છે, તે કાવ્યમય વર્ણનમાં છે; પરંતુ વિચાર અને મનન કરવાથી કાવ્યનો પડદો દૂર કરવો સહેલો છે. એ પડદો દૂર કરવાથી તે સમયના ભારત તથા આસપાસના બીજા દેશોનો સાચો ઇતિહાસ જણાઇ આવે છે. તે સાચો ઇતિહાસજ જોવો-જાણવો જોઇએ અને તેમાંથી મળતો યોગ્ય બોધ ગ્રહણ કરવો જોઇએ.

આશા છે કે વાચકો પોતાના ગ્રંથો ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર અને મનન કરશે તથા તેમાંથી યોગ્ય બોધ લેશે અને તે પ્રમાણે આત્મસુધારણા કરશે.

## ૮—બકાસુરની લીલા

### (ક) ભારતકાળના વિવિધ દેશો

જેઓ મહાભારતને ઐતિહાસિક દૃષ્ટિએ વાંચે છે, તેમને તરતજ સમજાય છે કે અસુર, સુર, ગંધર્વ, કિન્નર, ભૂત, આર્ય, સર્પ, વાનર, વગેરે અનેક જાતિના લોકોનો સંબંધ મહાભારતની કથામાં આવી ગયેલો છે. વિશેષ ચર્ચા પછી અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે:—

(૧) "અસુરલોક" અથવા અસુરદેશ, તે હાલના બેક્ટ્રિયા તથા આસીરિયા છે. બેક્ટ્રિયા દેશમાંથી "બક" નામના અસુરો આ તરફ આવતા, તેમને તે વખતના લોકો બકાસુર કહેતા હતા. (૨) "સુરલોક" અથવા સુરો કિંવા દેવોનો પ્રદેશ, તે "ત્રિવિષ્ટપ" અર્થાત્ હાલનો તિબેટ છે. (૩) "ગંધર્વલોક" અથવા ગંધર્વજાતિને રહેવાનું સ્થાન હિમાલયના ઢોળાવનો પ્રદેશ છે. (૪) "કિન્નરલોક" ગંધર્વલોકની નીચેનાં સ્થાનોમાં છે. (૫) "ભૂતલોક" અથવા ભૂતીઆઓનું રહેઠાણ હાલનું "ભૂતાન"છે, અને તેનું નામ 'ભૂતસ્થાન'જ છે. (૬)"આર્યલોક" તે 'આર્યાવર્ત'જ છે. (૭) "સર્પલોક" અર્થાત્ સર્પજાતિના લોકોનું રહેઠાણ દક્ષિણભારત; અને (૮) દંડકારણ્યના કેટલાક ભાગમાં "વાનર" જાતિના લોકોનું રહેઠાણ છે. એમનું ચોક્કસ સ્થાન નક્કી કરવાનું કાર્ય ચાલુ છે, તે સમાપ્ત થતાં વાચકો સમક્ષ તેનાં ચિત્રો પણ રજુ કરીશું.

## (ખ) બનાવટી મોંઢાં પહેરવાની પ્રથા

અસુરલોકો નરમાંસભક્ષક, ક્રૂર અને અત્યાચારી હતા. સુર અથવા દેવલોકો ગણસંસ્થા અનુસાર રહેતા હતા અને તેમનામાં ગણસ્ત્રીઓનો રિવાજ હતો. ગણસંસ્થાનું વર્ણન અમે એક સ્વતંત્ર લેખમાં કરીશું. ગંધર્વલોક નાચવા, ગાવા અને વગાડવામાં કુશળ હતા. ભૂતલોકો વિવિધ પશુપક્ષીઓનાં બનાવટી મોઢાં પહેરીને ફરતા હતા, તેથી તેમને "કામરૂપી" કહેતા હતા. રાક્ષસો પણ આ પ્રમાણે કરતા હતા. ઘોડો, ઉંટ અને વાઘ વગેરે પશુઓનાં બનાવટી મોઢાં પહેરવાં અને લોકોને ડરાવવા, એ તેમનો રોજનો ધંધો હતો. દશ મુખવાળો રાવણ પણ કદાચ પોતાના માથા ઉપર દશમુખાળું બનાવટી મોં પહેરતો હશે. ભૂતાન અને હિમાલયના કેટલાય ભાગોમાં આ રીતે બનાવટી મોં પહેરવાની રીત હાલમાં પણ પ્રચલિત છે. આ રીત મહાભારતના કાળમાં ખૂબજ પ્રચલિત હતી.

એનો ઉદ્દેશ સામાન્ય અજ્ઞાન માણસોને ડરાવવાનો હતો. હાલમાં પણ આપણા દેશબંધુઓજ ગોરાઓની પેઠે બૂટ, કોટ, પાટલૂન, હૅટ વગેરે પહેરીને જાતેજ પોતાને "સાહેબ લોક" જેવા દેખાડીને રેલગાડીમાં પોતાનાજ ગરીબ અને અજ્ઞાન ભાઈઓને કેટલા સતાવે છે તથા ડરાવે છે, તે તો સુપ્રસિદ્ધ વાત છે. એજ માનવસ્વભાવ પાંચહજાર વર્ષ પહેલાં ઉપર કહ્યાં તેવાં બનાવટી મુખ પહેરવામાં દેખાઈ આવતો હતો. આર્યાવર્તના અભણ લોકોને ડરાવવા અને પોતાના મનમાન્યા મનોરથ સિદ્ધ કરવા એટલાજ માટે આ પ્રમાણે થતું હતું.

આર્યલોકો રાક્ષસોની પેઠે નરમાંસભક્ષક,દેવોની પેઠે ગણસંસ્થાથી રહેનારા કે ભૂતીઆઓની પેઠે બીજાને ડરાવવા માટે બનાવટી મોં પહેરનારા ન હતા; પરંતુ તેઓ રાક્ષસોનું શૌર્ય, દેવોની સભ્યતા અને ભૂતીઆઓના યુદ્ધકૌશલ્યને પોતાનાં કરી પોતાની સંપૂર્ણ ઉન્નતિ કરવામાં ચતુર હતા; પણ તે છતાં પણ સામાન્ય જનતા તો સહેજ વાતમાં ડરનાર, મુડદાલ, દુર્બળ અને અજ્ઞાનીજ હતી.

સર્પલોકો સંતાઈને હુમલો કરતા હતા અને વાનરલોકો લગભગ નાગાજ રહેતા હતા. તેઓમાંથી કેટલાક બહુ થોડાં વસ્ત્ર પહેરતા પણ ખરા. આ જાતિ હજી પણ મ્હેસૂર રાજ્યનાં જંગલોમાં હયાત છે. તે કપડાં આપવા છતાં પણ તેને પહેરવામાં "અધર્મ" માને છે; અને પોતાના માળા ઝાડ ઉપરજ બનાવીને રહે છે.

પાંચહજાર વર્ષ પહેલાંના સમયમાં આટલી જાતિઓ સાથે આર્યોનો રાજકીય, ધાર્મિક તથા બીજા પ્રકારનો સંબંધ હતો. એ સમયનો મનોરજંક ઇતિહાસ મહાભારતમાં મળી આવે છે. દાખલાતરીકે "બકાસુર"ની કથા લ્યો. આદિપર્વના ૧૫૯ મા અધ્યાયથી ૧૬૬ મા અધ્યાયસુધીમાં આ કથા આવેલી છે; અને તે વાંચવાથી તે સમયનું સામાજિક ચિત્ર વાંચના-

રની દૃષ્ટિસમક્ષ રજુ થાય છે. એ કથા આ પ્રમાણે છેઃ–

## (ગ) વેત્રકીય રાજ્ય

વેત્રકીય ગૃહ નામનું એક નાનકડું રાજ્ય અથવા નાનકડી રિયાસત ગંગા નદીને ઉત્તર-કિનારે અને હિમાલયની દક્ષિણદિશામાં હતી. આ પ્રાંત હાલના સંયુક્ત પ્રાંતમાં લખનૌની ઉત્તર દિશાએ હતો. ત્યાં એક નાનોશો દુર્બળ અને અભણ રાજા રાજ્ય કરતો હતો. તેનું વર્ણન આ પ્રમાણે છેઃ–

**वेत्रकीय गृहे राजा नायं नयामिहास्थितः । उपायं तं न कुरुते यत्नादपि स मंदधीः ॥ अनामयं जनस्यास्य येन स्यादद्य शाश्वतम् ॥ एतदर्हा वयं नूनं वसामो दुर्बलस्य ये । विषये नित्यमुद्विग्नाः कुराजानमुपाश्रिताः ॥** (મહા૦ આદિ૦ અ૦ ૧૬૨ શ્લોક ૯થી ૧૧)

અર્થાત્–"એ સ્થાનમાં વેત્રકીય ગૃહ નામની એક જગ્યા છે. ત્યાં તે દેશનો રાજા રહે છે. તે બુદ્ધિહીન હોઇને રાજનીતિનિપુણ નથી. રાક્ષસોનો વધ કરવાને તે પોતે અસમર્થ છતાં લોકકલ્યાણને ખાતર પણ પ્રયત્નપૂર્વક કોઇ ઉપાય નથી શોધતો. અમે એ દુર્બળ અને ખરાબ રાજાને ભરોસે હમેશાં ભયભીત રહેતા છતાં તેનાજ તાબામાં રહીએ છીએ, તેથી અમે એવાં દુઃખ ભોગવવાને પાત્રજ છીએ."

## (ઘ) પાંડવોનો નિવાસ

આ વેત્રકીય ગૃહ નામની નાનકડી રિયાસતમાં એકચક્રા નામની એક નગરી હતી. આ નગરીમાં એક વિદ્વાન બ્રાહ્મણને ઘેર કુંતીસહિત પાંચે પાંડવો ગુપ્તવેશે રહીને વિદ્યાધ્યયન કરતા અને ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરતા હતા. દુષ્ટ દુર્યોધનની પાંડવોને લાક્ષાગૃહમાં બાળી નાખવાની યોજના પહેલેથી જાણી જઇને ગુપ્તરીતે મહાત્મા વિદુરજીની મદદ લઇ તે લાક્ષાગૃહને જાતેજ આગ લગાડીને પાંડવો સંતાતા–છુપાતા નાસી છૂટ્યા હતા; તેઓ જંગલો અને વનોમાં ભ્રમણ કરતા કરતા મહાબુદ્ધિશાળી શ્રીવ્યાસમુનિની પ્રેરણાથી આ એકચક્રા નગરીમાં આ બ્રાહ્મણને ત્યાં રહેતા હતા. સૌ કોઇ પાંડવો બળી મુઆ, એમજ માનતું હતું; પરંતુ માત્ર મહાત્મા વિદુર અને મહાબુદ્ધિમાન વ્યાસદેવ–એ બે તથા ત્રીજો વિદુરનો શિલ્પી, એ ત્રણજ પાંડવોને જીવતા જાણતા હતા. જો કૌરવો પાંડવોને જીવતા જાણતા હોત, તો તો તેઓ યુક્તિપ્રયુક્તિથી તેમનો નાશ કરવાને તૈયારજ હતા; તેથી એ સમયે પાંડવોને બ્રાહ્મણવેશમાં વેદાધ્યયન અને ભિક્ષાવૃત્તિથી ગુજારો કરી એકચક્રા નગરીમાં રહેવું પડયું હતું. રાજકીય ઘટનાઓને લીધે મોટા મોટા માણસોને પણ વખતોવખત આ રીતે ગુપ્તવેશે રહેવાની જરૂર આવી પડે છે.

જે બ્રાહ્મણના ઘરમાં પાંડવો રહેતા હતા, તે બ્રાહ્મણના કુંતી સાથેના સંભાષણમાં ઉપલા શ્લોકો આવે છે. તે શ્લોકોમાં જે ઇતિહાસ છે, તે ઉપરથી નીચેની રાજકીય ઘટનાનો સ્પષ્ટ પત્તો મળે છે.

## (ચ) વેત્રકીય રિયાસતનો દુર્બળ રાજા

(૧) વેત્રકીય ગૃહ નામની રિયાસતનો રાજા અત્યંત દુર્બળ, રાજનીતિ નહિ જાણનાર, જાતે રાક્ષસો સાથે યુદ્ધ કરવાને અસમર્થ, એક પણ રાક્ષસ સાથે ટકી રહેવાને અશક્ત તથા બીજી રિયાસતોની મદદ લઇને પણ રાક્ષસોને હરાવવાને અસમર્થ હતો.

(૨) આ રિયાસતમાં ગામે ગામ રાક્ષસો રહેતા હતા. તેઓ ગામ બહાર વન તથા બાગબગીચાઓમાં તેમનાં જુથ જમાવીને રહેતા હતા; અને જે ગામ પાસે તેઓ તેમનાં જુથ

જમાવતા હતા, તે ગામમાંથી તેમની આજીવિકા માટેના ભોજનાદિ સઘળા પદાર્થો બળજોરીથી લેતા હતા; અને ન આપે તો તે ગામના લોકો ઉપર મનમાન્યા અત્યાચાર કરતા હતા.

(૩) આ રાક્ષસોને સજા કરવાનું બળ તે રિયાસતી રાજાઓમાં ન હતું. આથી સામાન્ય જનતાને પોતાના રાજાના ભય ઉપરાંત રાક્ષસોનો પણ ત્રાસ ઉમેરાયો હતો.

(૪) આથી જનતા અત્યંત દુઃખી અને ગરીબ થઇ ગઇ હતી.

જે એકચક્રા નગરીમાં પાંડવો ગુપ્તવેશે રહેતા હતા, તે નગરીની પાસેના વનમાં "બકાસુર" નામનો એક રાક્ષસ તેના વિશાળ પરિવારસાથે રહેતો હતો. તેનું વર્ણન આ પ્રમાણે છેઃ–

**समीपं नगरस्याऽस्य वको वसति राक्षसः । ईशो जनपदस्याऽस्य पुरस्य च महाबलः ॥**
**पुष्टो मानुषमांसेन दुर्बुद्धिः पुरुषादकः । रक्षत्यसुरराट् नित्यमिमं जनपदं बली ॥**
**नगरं चैव देशं च रक्षोबलसमन्वितः । तत्कृते परचक्राच्च भूतेभ्यश्च न नो भयम् ॥**
**वेतनं तस्य विहितं शालिवाहस्य भोजनम् । महिषौ पुरुषश्चैको यस्तदादाय गच्छति ॥**
**एकैकश्चापि पुरुषस्तत्प्रयच्छति भोजनम् । स वारो वहुभिर्वर्षैर्भवत्यसुकरो नरैः ॥**

( મહા૦ આદિ૦ અ૦ ૧૬૨ શ્લોક ૩ થી ૭ )

અર્થાત્–"આ નગરની પાસે બક નામનો એક બળવાન રાક્ષસ રહે છે. તે નરભક્ષક આ નગર અને આ પ્રદેશના રાજા જેવોજ છે. મનુષ્યના માંસથી હૃષ્ટપુષ્ટ, બળવાન અને દુષ્ટ બુદ્ધિવાળો તે અસુરરાજાજ હમેશાં આ દેશનું રક્ષણ કરે છે. આ દેશ રાક્ષસી બળથી સુરક્ષિત હોવાથી તેને બીજા દેશ તરફથી અથવા કોઇ પ્રાણીઓ કે ભૂતીઆઓ તરફથી ભયનો સંભવ નથી. એક ગાડી અન્ન, બે પાડા અને તેને લઈ જનારો એક માણસ, એટલું તે રાક્ષસના ભોજનને માટે વેતનરૂપે નક્કી કરેલું છે. આ દેશનો દરેક ગૃહસ્થ પોતપોતાની વારી પ્રમાણે એક દિવસના હિસાબે હમેશાં એટલું ભોજન તેને પહોંચાડે છે. પ્રત્યેક ગૃહસ્થને માથે આવી કઠોર વારી ઘણાં વર્ષો પછી પાછી ફરીથી પણ આવે છે."

આ બ્રાહ્મણના કથનથી રાક્ષસના વેતનનું સ્વરૂપ સમજાય છે તથા બીજી પણ કેટલીયે બાબતોનો પત્તો મળે છે. જેમકેઃ—

(૧) અસુરદેશમાંથી કેટલાય રાક્ષસો આ આર્યાવર્તમાં આવીને કેટલાંક ગામોમાં અથવા ગામોની બહાર રહેતા હતા.

(૨) આ અસુરોમાંના દરેક બળ પણ એટલું બધું હતું કે, તેના આગળ ગામ અને નગરોના લોકો પોતાને ઘણાજ દુર્બળ માનતા હતા.

(૩) તે વખતના ભારતવર્ષની રિયાસતોના રાજામહારાજાઓ પણ આ રાક્ષસો કરતાં પોતાને દુર્બળ માનતા હતા.

(૪) કોઇપણ રિયાસતી રાજાના નગરમાં રાક્ષસ આવીને રહે, તો તે રાજા તેને દૂર કરવાને તદ્દન અસમર્થ હતો. ઘણેભાગે રિયાસતી રાજાઓ તેને કોઇપણ રીતે અટકાવી શકતા નહિ; અને તેથી નગરવાસીઓ ઉપર તે ઘણોજ જુલમ ગુજારતો હતો.

(૫) આ રાક્ષસો ગામ અને નગરોનું સર્વ પ્રકારે રક્ષણ કરવાનું કામ પોતાના ઉપર રાખતા હતા; અને તેઓમાં આ એક ગુણ પણ હતો કે, જે ગામનું રક્ષણ કરવાની જવાબદારી તેઓ પોતાને માથે લેતા હતા; તેમનું તેઓ સંપૂર્ણ રીતે રક્ષણ કરતા હતા. તે ગામ ઉપર બીજા શત્રુઓ હુમલો કરે; વાઘ, સિંહ વગેરેનો ત્રાસ જાગે; ભૂતલોકો–અર્થાત્ ભૂતાનીલોકો વગેરે હુમલા કરે; એ સર્વ પ્રકારના હુમલાઓથી આ રાક્ષસો તે ગામની સંપૂર્ણ રક્ષા કરતા હતા અને શત્રુઓસાથે તેઓ જાતે લડતા હતા.

આજ કારણથી તે બ્રાહ્મણ કુંતીને જે એમ કહે છે કે, આ બકાસુરને લીધે બહારના

હુમલા વગેરેનો અમને ભય નથી; તે તેના અનુભવનીજ વાત હતી.

## (છ) નગરની દુર્બળતા

(૬) આથી એમ થતું કે, નગરવાસીઓ દિનપ્રતિદિન વધારે ને વધારે દુર્બળ થતા હતા; અને તેટલાજ પ્રમાણમાં રાક્ષસો વધારે ને વધારે બળવાન થતા હતા. નગરવાસીઓ જાતેજ પોતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરે તોજ તેઓમાં સાહસ, શૌર્ય, ધૈર્ય વગેરે ગુણો વધી શકે; પણ આ કામ તો નગરવાસીઓએ રાક્ષસોને સોંપ્યું હતું. એટલે પછી નગરવાસીઓ તેથી દિનપ્રતિદિન દુર્બળ થતા ચાલે એમાં પણ આશ્ચર્યની વાત નથી. **જે કોઈ રાષ્ટ્ર અથવા રિયાસત પોતાનું રક્ષણ પોતેજ નહિ કરે અને તે કાર્ય બીજાઓને સોંપી દેશે, તો તે પણ એજ રીતે દુર્બળ થવા માંડશે.** જે પ્રમાણમાં નગરવાસીઓ દુર્બળ થતા હતા, તેજ પ્રમાણમાં રાક્ષસો રક્ષક હોવા છતાં પણ અધિક બળવાન હોવાથી તથા પોતાની સ્વશક્તિમાં વિશ્વાસ હોવાથી અને નાગરિકોની નિર્બળતા પણ જાણતા હોવાથી ગામના લોકો ઉપર અત્યાચાર કરવામાં નિર્ભય થઇ જતા હતા.

(૭) આવી અવસ્થામાં રાક્ષસોના અત્યાચારોની માત્રા દિનપ્રતિદિન વધતી જાય, એ સ્વાભાવિકજ છે. નગરવાસીઓ પૂર્ણ પરાવલંબી અને રાક્ષસોના રક્ષણથી સુરક્ષિત હોવાને લીધે રાક્ષસોના અત્યાચારોની પણ સીમા નહોતી. રાક્ષસો પણ મનમાં એમજ સમજતા હતા કે, અમને અટકાવનાર હવે કોઇ નથી. આ ગામના લોકો ફક્ત અમારી દયાપરજ જીવિત ધરનારા છે. આથી તેમના તરફનો અમને કંઇજ ભય નથી.

(૮) આથી રાક્ષસોનો સ્વભાવજ એવો બંધાઇ જતો હતો કે, " બસ જેટલી મોજ ઉડાવવી હોય તેટલી ઉડાવો. હવે તો આપણેજ નગરના માલિક છીએ. કેમકે આ લોકો આપણને કંઇ પણ કરી શકે તેમ નથી; તેમ આ રિયાસતનો રાજા પણ આપણું કશુંજ અહિત કરી શકે તેમ નથી અને તેણે તો આત્મરક્ષણને માટે આપણોજ આશરો લેવો રહ્યો." રાક્ષસોના આવા મનોભાવોને લીધે લોકોનાં દુઃખની કંઇ સીમાજ નહોતી.

## (જ) બકાસુરનું વેતન

(૯) એથીજ એકચક્રા નગરીના રક્ષક બકાસુરે તે નગરીના લોકો પાસેથી રોજરોજ વારી પ્રમાણે પ્રત્યેક ઘરવાળા પાસેથી એક ગાડી અનાજ, બે પાડા અને એક આદમીને પગારતરીકે લેવાનું ઠરાવ્યું હતું. હાલના બજારભાવે આ વેતનનું મૂલ્ય નીચે પ્રમાણે થાય છેઃ—

| | | |
|---|---|---|
| ૩૦ ગાડી અનાજની કિંમત | રૂ. | ૧૫૦૦ ) |
| ૬૦ પાડાની કિંમત | રૂ. | ૩૦૦૦ ) |
| ૩૦ મનુષ્યોના | રૂ. | ૧૫૦૦૦ ) |
| બકાસુરનો માસિક પગાર | રૂ. | ૧૯૫૦૦ ) |

બે પાડાની એક ગાડીમાં ઓછામાં ઓછું ૫૦ ) રૂપિયાનું અનાજ સમાય છે; બે પાડાની કિંમત ૧૦૦ ) રૂપિયા છે અને માણસની કિંમત સામાન્ય રીતે પાંચસો રૂપિયા ગણીએ—અર્થાત્ બકાસુરનો રોજનો પગાર રૂ. ૬૫૦ ) થાય છે. આ હિસાબે તેનો માસિક પગાર હાલના બજારભાવે ૧૯૫૦૦ રૂપિયા થાય. કોઈ જગ્યાએ અનાજ, પાડા અને મનુષ્યની કિંમતમાં વધઘટ હોય છે ખરી, પરંતુ તેનો અત્રે વિચાર કરવાની જરૂર નથી.

કેટલાક કહેશે કે, તે સમયમાં અનાજ અને પાડા બહુજ સસ્તા હતા, એ વાત સાચી છે; પરંતુ કહેવાનું તાત્પર્ય એ છે કે તે વખતે તેની ગમે તેટલી કિંમત ભલે હોય, પણ તેથી નાગરિકોને તો હાલના કોઇ ગામ ઉપર સાડીઓગણીસ હજારના કરના ત્રાસ જેટલોજ ત્રાસ

થતો હતો. જો હાલમાં કોઇપણ ગામને એટલા રૂપિયા આપીને પોતાનું સંરક્ષણ વેચાતું લેવું પડે, તો તે તેને જેટલું ત્રાસદાયક થશે, તેટલોજ ત્રાસ એકચક્રા નગરીના લોકોને થતો હતો.

## (ઝ) એકચક્રા નગરીની આબાદી

(૧૦) હવે આપણે એકચક્રા નગરીની આબાદીનો વિચાર કરીએ. તેનો પણ અંદાજ ઉપલા બ્રાહ્મણનાજ શબ્દોથી કાઢીએ.

स वारो बहुभिर्वर्षैर्भवत्यसुकरो नरैः ॥ ( મહા૦ આદિ૦ અ૦ ૧૬૨–૭ )

" ઘણાં વર્ષો પછી પ્રત્યેક ગૃહસ્થને ત્યાં આ કઠોર વારી આવે છે."

સંસ્કૃત ભાષામાં ઓછામાં ઓછાં ત્રણ વર્ષમાટે "वर्षैः"નો પ્રયોગ થાય, અને " बहुभिः वर्षैः " એ પ્રયોગ ઓછામાં ઓછા ત્રણથી ત્રણગણાં એટલે નવ વર્ષ માટે થવો સંભવિત છે; પરંતુ નવ–દશ વર્ષને માટે કોઇપણ માણસ "ઘણાં વર્ષો" તો નથીજ કહેતો. "ઘણાં વર્ષો" કહેવા માટે તો ઓછામાં ઓછાં વીસ વર્ષ વીતવાંજ જોઇએ. આ વાત બીજાં પણ પ્રમાણોથી સિદ્ધ થાય છે, તે જુઓ. તે બ્રાહ્મણ પોતાની પત્ની સાથેના સંભાષણમાં કહે છે કેઃ–

क्षेमं यतस्ततो गंतुं त्वया तु मम न श्रुतम् । इह जाता विवृद्धास्मि पिता चापि ममेति वै ॥
उक्तवत्यसि दुर्मेधे याच्यमाना मयाऽसकृत् ॥ ( મહા૦ આદિ૦ અ૦ ૧૫૯ શ્લોક ૨૭ )

" હે બ્રાહ્મણી ! આમાં અવળી મતિ તો તનેજ સૂઝી છે. મેં ઘણીએ વાર બીજે સ્થાને જવાનું કહ્યું; છતાંપણ તેં તો " આ મારૂં મૂળ વતન છે, હું અહીંજ જન્મ લઇને ઘરડી થઇ છું, તેને હું નહિ છોડું " એવીજ હઠ લીધા કરી છે."

અર્થાત્ તેની સ્ત્રી ઘરડી ડોશી થઇ હતી. લગ્ન પછી તેને બે સંતાન પણ થયાં હતાં. જે દિવસે તે બ્રાહ્મણને ભોજન દેવાની વારી આવી તે તેની પહેલીજ વારી હતી, અને પોતાની સ્ત્રીને લીધેજ તે આ ગામમાં રહ્યો હતો; નહિ તો તે ગામ છોડીને બીજે સ્થાને રહેવા જવા ઇચ્છતો હતો. સ્ત્રીનું લગ્ન કન્યાકાળમાં એટલે પંદર સોળ વર્ષની ઉંમરે થયું હશે અને આ વખતે તે સ્ત્રી ઓછામાં ઓછાં ૩૫ વર્ષની હશે–અર્થાત્ ઓછામાં ઓછાં વીસ વરસમાં બ્રાહ્મણને ત્યાં એક વારી આવી હતી. સંભવ છે કે એ કરતાં પણ ઘણો કાળ વીતી ગયો હશે; પરંતુ આ ગામની આબાદીનો હિસાબ કાઢવાને માટે અમે એમજ માની લઇશું કે, વીસ વરસમાં એકજ વારી આવતી હતી. દર વર્ષે ૩૬૦ દિવસના હિસાબે વીસ વરસના ૭૨૦૦ દિવસ થયા. આથી સ્પષ્ટ થાય છે કે તે એકચક્રા નગરીમાં ઓછામાં ઓછાં સાત–આઠ હજાર ઘર તો હશેજ; અને દરેક ઘેર પુરુષ, સ્ત્રી, બે બાળક અને એક ઘરડું માણસ ગણીને કુલ પાંચ માણસની સરેરાશ ગણીએ તો આઠહજાર ઘરોનાં ગામમાં ચાલીસ હજારની વસ્તી હોવાનો સંભવ છે.

ચાલીસ હજારની વસ્તીવાળા ગામમાંથી દરમાસે સાડીઓગણીસ હજાર રૂપિઆનો માસિક પગાર રાક્ષસ લેતો હતો–અર્થાત્ દરેક માણસ દીઠ માસિક આઠ આના આપવા પડતા હતા. તે ઉપરાંત રાજ્યનો કર હશે તથા બીજો સ્થાનિક ખર્ચ પણ હશેજ. જે ગામ સ્વયં-સેવકોદ્વારા પોતાનું રક્ષણ નથી કરતું, તેને આ પ્રમાણે કર આપવોજ પડે છે.

(૧૧) રોજ એક ઘેરથી ભોજન મોકલવાનો નિયમ હતો. નિયમ પ્રમાણે ભોજન આવ્યું તો ઠીક છે, નહિ તો તે રાક્ષસ તે ઘરનું મરજીમાં આવે તેમ કરતો હતો. આ રીતે તે નગરીના લોકો પોતપોતાનું ભોજન મોકલીને પોતાનો બચાવ કરતા હતા. જો કોઇને ઘેર ભોજન યોગ્ય મનુષ્ય ન હોય અથવા વારીવાળો માણસ પૈસાદાર હોય, તો તે બીજા કોઇને પણ ખરીદી લઇને પોતાનું કામ ચલાવી લેતો. આથી બ્રાહ્મણ રડતાં રડતાં કહે છે કેઃ–

## (૮) માણસનું વેચાણ

**सोऽयमस्माननुप्राप्तो वारः कुलविनाशनः । भोजनं पुरुषश्चैकः प्रदेयं वेतनं मया ॥**
**न च मे विद्यते वित्तं संक्रेतुं पुरुषं क्वचित् ॥** (મહા૦ આદિ૦ અ૦ ૧૬૨ શ્લોક ૧૫-૧૬)

"આજ અમારા કુળનો નાશ થવાની વારી આવી છે. રાક્ષસના ભોજનના પગારરૂપે મારે એક માણસ આપવું પડશે; પણ મારી પાસે તો કોઈ પણ જગ્યાએથી માણસ ખરીદવા જેટલા પૈસાજ નથી."

(૧૨) અર્થાત્ ધનવાનો કિંમત આપીને માણસ ખરીદી રાક્ષસના ભોજનમાટે મોકલતા હતા, અને તે વખતે આ રીતે માણસો પણ વેચાતાં મળતાં હતાં! હાલમાં લગ્નમાટે કન્યાવિક્રયની નિંદ્ય પ્રથા કેટલાંય સ્થળોમાં છે; પરંતુ મારવામાટે માણસ તો હાલમાં કિંમત આપવા છતાંયે મળી શકશે નહિ, પણ ઉપરોક્ત બ્રાહ્મણના કહેવાથી સમજાય છે કે, તે વખતે માણસો વેચાતાં પણ મળી શકતાં હતાં!

(૧૩) આટલા વિચારને અંતે એટલું તો નક્કી થાય છે કે, તે એકચક્રા નગરીમાં ઓછામાં ઓછી ચાલીસ હજારની વસ્તી હતી અને રોજ ઉપર પ્રમાણે પગાર તે રાક્ષસને પહોંચાડવો પડતો હતો; કારણકે ન પહોંચાડનાર ગૃહસ્થનો તે સંપૂર્ણ નાશ કરતો હતો. એક મહારાક્ષસ અને તેની સાથે બીજા નાનામોટા ત્રીસ ચાલીસ રાક્ષસોના અત્યાચાર ચાલીસ હજાર નાગરિકો ચૂપાચૂપ સહી લેતા હતા. ચાલીસ હજાર નાગરિકો બક રાક્ષસની મદદ વિના આત્મસંરક્ષણ નહોતા કરી શકતા; અને તે રાક્ષસને દૂર કરવો તે પણ તેમની શક્તિ બહાર હતું. વાંચનાર આ ઉપરથી એ નગરના લોકો કેટલા નિર્બળ હશે, તેનો તમે પણ વિચાર કરજો.

## (૯) રાક્ષસના વિરોધનું ફળ

(૧૪) કોઇ કોઈવાર કેટલાક નાગરિકો તે રાક્ષસથી બચવાનો પ્રયત્ન પણ કરતા હતા; પણ એથી પરિણામે તો ઉલટી તેમની પૂરેપૂરી કમબખ્તી થતી. જુઓ:—

**तद्विमोक्षाय ये केचिद्यतन्ति पुरुषाः क्वचित् । सपुत्रदारांस्तान्हत्वा तद्रक्षो भक्षयत्युत ॥**
(આદિ૦ ૧૬૨-૮)

અર્થાત્-"જો કોઈ આથી બચવાનો પ્રયત્ન કરે છે, તો તે રાક્ષસ તેનાં સ્ત્રીપુત્રાદિ બધાંયને મારી ખાય છે." આવી તે નગરની સ્થિતિ હતી. ઉપલા નિયમમાંથી બચી જવાનો પ્રયત્ન કરવા જતાં તે રાક્ષસ ત્યાંના રાજાની કચેરીમાં ફરિયાદ નહોતો કરતો, પરંતુ તે રાજાને પૂછ્યાવિનાજ નગરમાં આવીને તે વારીવાળા ઘરનાં બધાં માણસોને મારી ખાતો; તેનાં ઘરબાર નષ્ટભ્રષ્ટ કરી નાખતો; અને આ બધા અત્યાચાર બીજા નાગરિકો જોયા કરતા. તેઓ એટલા બધા નિર્બળ હતા. જો તેમનામાં સંઘબળ હોત અને શૌર્ય, વીર્ય વગેરેના થોડા પણ ગુણ-સ્વભાવ હોત તો તે રાક્ષસને મારી હઠાવવો એ ચાલીસહજારની વસ્તીવાળા ગામને માટે જરા પણ અશક્ય ન હતું; પરંતુ સંઘશક્તિના અભાવે તે નગર એટલું બધું કમજોર થઈ ગયું હતું કે, પ્રત્યેક માણસ પોતાનુંજ કલ્યાણ સાધવામાં કુશળ રહેતો અને સૌ મળીને સંઘબળ વધારી આત્મરક્ષણની તૈયારી કરવાની અક્કલ કોઈનામાં પણ ન હતી.

## (૧૦) મનની દુર્બળતા

ચાલીસ હજારની વસ્તીવાળું નગર અસુરદેશના એક રાક્ષસના ભયંકર અત્યાચારો સહી લે છે, અને તેની વિરુદ્ધ પોતાનો હાથ પણ ઉંચો કરતું નથી; એથી વધારે શરમની વાત તે નગરવાસીઓમાટે બીજી શી હોઇ શકે? તેજ બ્રાહ્મણના શબ્દોમાં તે સમયની પરિસ્થિતિ જુઓ:-

**न तु दुःखमिदं शक्यं मानुषेण व्यपोहितुम् ॥** ( મહા૦ આદિ૦ અ૦ ૧૬૨ શ્લોક ૨ )

"આ દુઃખ ટાળવું એ તો મનુષ્યની શક્તિ બહાર છે." અર્થાત્ બીજા કોઈ "રાક્ષસ"-ને બોલાવે અથવા કોઇ તિબેટનો "દેવ" આવે, તોજ તે રાક્ષસને દૂર કરી શકાય તેમ હતું. આ નગરનો કોઇપણ માણુસ રાક્ષસને જીતી શકનારજ નથી, એ મનોભાવ દરેક માણુસના મનમાં રહ્યા કરતો. એજ તેના નાગરિકોની બેહદ નિર્બળતાનું પ્રત્યક્ષ પ્રમાણુ છે.

આ બકાસુરનો ભીમસેને વધ કર્યો–અર્થાત્ એકજ મજબૂત માણુસ તેનો નાશ કરી શકે તેમ હતું; પરંતુ શોકની અને સાથે સાથે શરમની વાત તો એ છે કે, ચાલીસહજારની વસ્તીવાળા નગરમાંથી વખત આવ્યે પાંચ દશ પહેલવાનો પણુ ન નીકળી શકયા ! ! તે નગર આટલું બધું નિર્બળ હતું, કે જેથી વધુ નિર્બળતા હોવીજ અસંભવિત છે.

## (ઢ) શસ્ત્રાસ્ત્રોથી અજાણ્યા અસુરો

ભીમસેને મલ્લયુદ્ધથી એટલે કુસ્તીથી બકાસુરને માર્યો, ત્યારે બકાસુરના અનુયાયીઓએ અથવા બકાસુરે કોઇપણુ શસ્ત્ર કે અસ્ત્રનો ઉપયોગ ભીમસેન ઉપર નહોતો કર્યો. બકાસુરના તંબુમાં શસ્ત્રાસ્ત્ર હોત તો તેનો ઉપયોગ તેના અનુયાયીઓએ પણુ પોતાનો રાજા બક મરાયો તે વખતે કર્યોજ હોત. અર્થાત્ આ રાક્ષસો–કમમાં કમ બકાસુર અને તેના અનુયાયીઓ-શસ્ત્રાસ્ત્રવિદ્યા જાણુતા ન હતા. તેઓ માત્ર શારીરિક બળ, લાઠી, પથ્થર તથા બીજાં એવાંજ સાધનોથી લડનારા ધાતકી માણુસો હતા. આ રીતે પચીસ ત્રીસ ધાતકી રાક્ષસો ચાલીસ હજારની વસ્તીવાળા નગરવાસીઓને કેટલાંય વર્ષોથી સતાવતા હતા; અને તેઓ તેનો બિલકુલ વિરોધ કરી શકયા ન હતા. વાચકો વિચારી શકશે કે, આવા નમાલા અને નિર્બળ નાગરિકોને જીવવાનો પણુ શો અધિકાર છે ? ચાલીસ હજાર માણુસોએ એકેક તણુખલું પણુ ફેંકયું હોત તો તેની નીચે પણુ તે રાક્ષસ ચગદાઈ મરત; પરંતુ સંઘશક્તિના અભાવને લીધેજ તે રાક્ષસ આ ગામને આટઆટલો સતાવતો હતો. ભીમસેને તેનો નાશ કર્યો અને તે એકચક્રા નગરીને તથા વેત્રકીય રિયાસતને રાક્ષસના ભયથી મુક્ત કરી.

જે ભયને એકજ તેજસ્વી વીર દૂર કરી શકે તેમ હતું, તેને ચાલીસહજાર ડરપોક નિર્બળ માણુસો પણુ દૂર કરી શકયા નહિ. જ્યારે ભીમસેને બકાસુરનો વધ કર્યો, ત્યારે તેના સઘળા અનુયાયીઓ ગભરાઈ ગયા હતા. તેનું વર્ણુન આ પ્રમાણે છેઃ–

## (ણ) બકાસુરનો વધ

**ततः स भग्नपार्श्वांगो नदित्वा भैरवं रवम् । शैलराजप्रतीकाशो गतासुर भवद्बकः ॥**
**तेन शब्देन वित्रस्तो जनस्तस्याथ राक्षसः । निष्पपात गृहाद्राजन्सहैव परिचारिभिः ॥**
**तान्भीतान्विगतज्ञानान्भीमः प्रहरतां वरः । सान्त्वयामास बलवान्समये च न्यवेदयत् ॥**
**न हिंस्या मानुपा भूयो युष्माभिरिति कर्हिचित् । हिंसतां हि वधः शीघ्रमेवमेव भवेदिति ॥**
**तस्य तद्वचनं श्रुत्वा तानि रक्षांसि भारत । एवमस्त्विति तं प्राहुर्जगृहुः समयं च तम् ॥**
**ततः प्रभृति रक्षांसि तत्र सौम्यानि भारत । नगरे प्रत्यदृश्यन्त नरैर्नगरवासिभिः ॥**

( મહા૦ આદિ૦ અ૦ ૧૬૬ શ્લો૦ ૧ થી ૬ )

અર્થાત્–"મહારાક્ષસ બકે શરીર તૂટી પડતાં બહુજ ઘોંઘાટ મચાવીને પ્રાણુત્યાગ કર્યો. તેનાં કુટુંબીઓ તે અવાજથી ભયભીત બનીને નોકરચાકરોસહિત ઘરબહાર નીકળી પડયાં અને ભીમની પાસે આવી પહોંચ્યાં. મહાબળવાન ભીમસેને તેમને ભયભીત તથા જ્ઞાનરહિત જોઈને તેમને સમજાવ્યાં; અને પ્રતિજ્ઞા કરાવી કે "તમારે કોઈપણુ મનુષ્યને મારવો નહિ. જો મારશો તો તમારે પણુ તરતજ આવી રીતે મરવું પડશે." રાક્ષસોએ વૃકોદરની આ વાત સાંભળીને સમજણુપૂર્વક તેનો સ્વીકાર કર્યો, અને ત્યારથી તે નગરના નાગરિકો રાક્ષસોને શાંત સ્વભાવ-

વાળા જોવા લાગ્યા.”

(૧) ભીમસેને બકાસુરનો વધ કર્યા પછી ત્યાંના બીજા રાક્ષસો કે જેમાં (દક્ષિણના મહાભારત પ્રમાણે) બકાસુરનો એક ભાઇ પણ હતો, તેઓ બધા ડરી ગયા; અને ભીમસેનને શરણે આવીને ખૂબ વિનતિ કરવા લાગ્યા. આ વર્ણનથી જણાય છે કે, રાક્ષસો પણ બીજા માણસોની પેઠે જાતે જીવતા રહેવા ઇચ્છતા હતા. જ્યાંસુધી માણસો ડરતા હતા, ત્યાંસુધીજ તેઓ અત્યાચાર કરી શકતા હતા; પરંતુ જ્યારે માણસો પણ તેમને પડકારવાને તૈયાર થતા, ત્યારે તેઓ પણ મનુષ્યોની પેઠેજ ડરતા હતા–અર્થાત્ આ રાક્ષસો માણસના જેવાજ હતા, પણ જરા વધારે ઘાતકી હતા. તેથી એ તો સિદ્ધ વાત છે કે, ચાલીસહજારની વસ્તીના લોકોને આટલાં વર્ષોસુધી સતાવવાની કોઇ ખાસ શક્તિ તેમનામાં ન હતી; પરંતુ નગરના લોકોને અક્ષમ્ય અજ્ઞાન અને કુસંપનેજ લીધે તેઓ સતાવતા હતા.

## (ત) રાક્ષસો નરમ પડયા

(૨) ભીમસેને તે રાક્ષસોનો સંહાર ન કર્યો, પરંતુ એક પ્રશંસનીય આર્યવીરને છાજે તેવી રીતે તે રાક્ષસોને સમજાવ્યા; અને તેમની પાસે પ્રતિજ્ઞા કરાવી કે, “હવેથી તેઓ કોઈપણ મનુષ્યનો વધ નહિ કરે.” બધા રાક્ષસોએ ભીમસેન સન્મુખ મનુષ્યવધ નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી અને પોતાના જાન બચાવ્યા ! ! ભીમસેને તેમને નિશ્ચયપૂર્વક એમ પણ કહ્યું કે, જો ફરીથી તમે મનુષ્યવધ કરશો, તો તેજ વખતે તમને બધાને આવીજ રીતે મારી નાખવામાં આવશે. આ રીતે રાક્ષસોને આર્યસભ્યતા શીખવનાર ભીમસેનજ પહેલો આર્યવીર હતો. રાક્ષસો ઉપર પણ આ શિક્ષણની બહુજ અસર થઇ.

( ૩ ) તેજ દિવસથી ત્યાંના સઘળા રાક્ષસો એવા નમ્ર થયા કે પછી શહેરમાં ફરતી વખતે તેઓ નીચે મોઢેજ ચાલવા લાગ્યા. પહેલાં તો એ રાક્ષસો શહેરમાં છાતી કાઢીને ચાલતા અને કોઇપણ માણસનું અપમાન કરતાં તેમને વિચાર પણ આવતો નહિ. કોઇ ગૃહસ્થ તેમનો ઉપર જણાવેલો પગાર ચૂકવતો નહિ, તો તેનું સર્વસ્વ નષ્ટભ્રષ્ટ કરવામાં અને તેના ઘરનાં બધાં માણસોને મારી ખાવામાં તેમને જરા પણ સંકોચ થતો નહિ; પરંતુ એજ રાક્ષસો હવે એજ શહેરમાં આવતાં ડરવા લાગ્યા ! ! આ જબરદસ્ત ફેરફાર શાથી થયો ? માત્ર એકજ નગરવાસીની હિંમતથી ને ! જો તે શહેરમાં આવા બે–ચાર પણ ધીરવીર પુરુષો હોત તો તેમને કોઈપણ પ્રકારનું દુઃખ વેઠવું પડત નહિ; પરંતુ આ બનાવ ઉપરથી પણ તે શહેરના લોકોએ કંઇપણ બોધ લીધો નહિ. જુઓ:–

## (થ) કર્તવ્યમૂઢ લોકો

**तत्राऽऽजग्मुर्बकं द्रष्टुं सस्त्रीवृद्धकुमारकाः ॥ ततस्ते विस्मिताः सर्वे कर्म दृष्ट्वातिमानुषम् । दैवतान्यर्चयांचक्रुः सर्व एव विशांपते ॥** ( મહા૦ આદિ૦ અ૦ ૧૬૬ શ્લોક ૧૨–૧૩ )

“ સ્ત્રી, વૃદ્ધ, બાળક, જુવાન વગેરે સઘળા નગરવાસીઓ તે મરેલા બકરાક્ષસને જોવા માટે એકઠા થયા અને તે અમાનુષ કાર્ય જોઇને બધા આશ્ચર્યચકિત થયા. ત્યારપછી તેઓ દેવતાઓની ઉપાસના કરવા લાગ્યા.”

જોયું, બકાસુરનો વધ એક માણસેજ કરેલો જોવા છતાં તે શહેરના નમાલા લોકો અખાડા ખોલવાનો અને જાતે મલ્લયુદ્ધમાં પ્રવીણ થવાનો પ્રયત્ન કરવાને બદલે મંદિરોમાં દેવતાઓની પૂજા કરવામાં અને ઘંટ વગાડવામાંજ મશગુલ રહ્યા ! આનંદ થતાં પોતાને મનગમતી રીતે ઈશ્વરોપાસના કોઇ ન કરે એવું કહેવાનો અમારો આશય નથી; પણ

અત્રે એટલુંજ બતાવવાનું છે કે, એક બળવાન મનુષ્યે તે રાક્ષસનો વધ કરેલો નજરોનજર જોવા છતાં પણ તેમણે પોતાનું બળ અને સંઘશક્તિ વધારવાનો કંઇપણ પ્રયત્ન કર્યો નહિ. તેમણે શહેરમાં અખાડા ખોલ્યા નહિ, નવયુવકોને વ્યાયામ અને કુસ્તી શીખવી શક્તિ વધારવાને ઉત્તેજિત કર્યા નહિ; પરંતુ તેઓ પોતપોતાનાં મંદિરોમાં જઇને માત્ર પૂજાપાઠજ કરવા લાગ્યા તથા તેમણે પ્રાર્થના પણ ખૂબજ કરી હશે !!

તાત્પર્ય એ છે કે, પ્રત્યક્ષ બનેલા બનાવથી લેવા જેવો બોધ ના લીધો ! જેઓ આવા કર્તવ્યશૂન્ય હોય, તેઓ શું કદી પણ આત્મરક્ષણ કરી શકશે? કદી નહિ. તેમના ઉપર બકાસુર નહિ તો બીજો હિડિંબાસુર આવીને રાજ્ય ચલાવશે. આ બકાસુરની લીલા ઉપરથી આત્મબળ વધારવાનો બોધ દરેક નાગરિકે લેવો જોઇએ; અને પોતાનું રક્ષણ પોતે જાતેજ કરતાં શીખવું જોઇએ, એ વગેરે બાબતો સ્પષ્ટ દેખાઇ આવે તેવી છે.

## (૬) આ કથા ઉપરથી મળતો બોધ

બકાસુરની કથાનું નિરીક્ષણ કરવાથી તે વખતની સામાજિક સ્થિતિનું જે મનોમય ચિત્ર રજુ થાય છે, તે ઉપર આપેલું છે. એ ચિત્ર સમાધાનકારક છે કે નહિ તેનો વિચાર વાચકજ કરી લેશે. જે ન્યૂનતા પેલા નાગરિકોમાં હતી તેવી પોતામાં છે કે નહિ, તેનો પણ વાચકોએ વિચાર કરવો જોઇએ; અને જો તેવી ન્યૂનતા હોય તો તેને દૂર કરવી જોઇએ. આ પ્રાચીન કથામાંથી મુખ્યત્વે એજ બોધ લેવો જોઇએ.

વાંચનાર પૂછશે કે, હવે એ રાક્ષસો તો છે નહિ; તોપછી આપણે બળ વધારવાની શી જરૂર છે ? જેઓ હાલની પરિસ્થિતિ સમજશે અને નજર ખુલ્લી રાખીને ચારે તરફ જોશે, તેઓ તરતજ સમજી શકશે કે, હાલનું એકે એક શહેર એકચક્રા નગરીના લોકો જેટલુંજ કમજોર છે. કલકત્તા જેવા દશલાખથી પણ વધારે વસ્તીવાળા મહાનગરના લોકો પણ સો-પચાસ પઠાણોના તોફાન વખતે આત્મરક્ષણ કરી શકતા નથી. વળી એવડાજ મોટા મુંબઇ શહેરમાં પણ પઠાણોનો ત્રાસ એટલો બધો છે કે લોકો ઘણાજ દુઃખી થાય છે;પરંતુ આ તરફથી એના ઉપાયતરીકે કરી કરીને આખરે શું કરવામાં આવે છે? બસ, વાઘ મારવાનો એટલોજ કે વર્તમાનપત્રોમાં પઠાણો વિરુદ્ધ લેખો ચિતરી કાઢવા!! પરંતુ એ લેખોથી પઠાણોનું શું બગડવાનું છે? મુંબઇના કેટલાય મૂર્ખ ધનવાનો હજુપણ પઠાણોથીજ પોતાના ઘરનું સંરક્ષણ સારી રીતે થાય છે, એમ માને છે;અને અંતે તેમને તેમનું ખૂબજ ખરાબ પરિણામ ભોગવવું પડે છે ! મહારાષ્ટ્રમાં પણ ઘણેભાગે નાનામોટા દરેક ગામમાં બે-ચાર પઠાણો તો રહેતાજ હોય છે, અને તેઓ લેણદેણનો ધંધો કરે છે. જે ગરીબો-ખાસ કરીને ગરીબ સ્ત્રીઓ-તેમની પાસેથી રૂપિયા લે છે, તેમને એટલાં બધાં દુઃખ ભોગવવાં પડે છે કે તેનું અત્રે વર્ણન કરવું અશક્ય છે. આ રોગ એટલેથીજ નથી અટકતો. પુનાના પેશ્વાઓનાં દેવમંદિરોના રખેવાળ, તે પણ પઠાણ અથવા રોહિલાજ હતા; અને પેશ્વાઓના ધુરંધર દિવાન નાના ફડનવીસના પણ આત્મરક્ષણમાટે તેઓનેજ રાખેલા હતા, પણ એનું પણ પરિણામ શું આવતું ? એજ કે, જ્યારે એ પઠાણો આડા ફાટતા ત્યારે પેશ્વાઓ ઉપર પણ મહાન આફત આવી પડતી હતી ! પાંડવોના વખતમાં વેત્રકીય રિયાસતની એકચક્રા નગરીનું રક્ષણ અસુરદેશના રાક્ષસો કરતા હતા; તેમ પેશ્વાઓના મહેલો ઉપર પણ વિદેશી પઠાણ અને રોહિલાજ રક્ષકો હતા! જુઓ, આ રક્ષકો ક્યાંસુધી ફેલાયેલા છે !!

જે સ્થિતિ મહારાષ્ટ્રની છે, તેવીજ લગભગ મધ્યપ્રાંત અને સંયુક્ત પ્રાંતની પણ છે. પંજાબના લોકો ઘણાજ બહાદૂર છે, પરંતુ સરહદ ઉપરનાં પ્રાંતોનાં ગામડાંમાં અફગાન પઠા-

ણોને લીધે તેમને એટલાં બધાં દુઃખ હાલ પણ ભોગવવાં પડે છે કે તેનું વર્ણન સાંભળતાં હૃદય ફાટી જાય છે.

આ વીસમી સદીમાં સંપૂર્ણ સભ્યતા આટલી બધી વધી જવા છતાં અને અસ્ત્રશસ્ત્ર આટલાં બધાં ઉચ્ચ કોટિનાં હોવા છતાં પણ પઠાણ વગેરેથી ભારતવાસીઓને હાલ પણ આટલાં બધાં દુઃખ સહેવાં પડે છે; તો આજથી હજારો વર્ષ પહેલાં જ્યારે લોકોમાં અનેક જાતની નિર્બળતાઓ હતી ત્યારે પઠાણો અને રોહિલાઓ કરતાં પણ સેંકડોગણા ક્રૂર અને નરમાંસભક્ષક, લોહી પીનારા અસુર દેશના રાક્ષસોએ ઉપર કહ્યા પ્રમાણે એકચક્રાના નાગરિકોને જે દુઃખ દીધાં, તેને માટે તો હાલના ભારતવાસી નાગરિકોને પોતાના પૂર્વજોની જરાપણ હાંસી કરવાનો અધિકારજ નથી. એકચક્રા નગરીના રહેવાસીઓની પેઠેજ હાલના હિંદીઓ પોતાનાં ગામ, શહેર, પ્રાંત અને રાષ્ટ્રનું સંરક્ષણ કરવાને અશક્ત છે. ફેર માત્ર એટલોજ કે, ત્યારે તેમની પાસે ભીમ હતો **અને હાલમાં આપણી પાસે કોઇ ભીમ નથી** તથા અનેક પ્રકારની ફાટફુટને લીધે આપણે છિન્નવિચ્છિન્ન થઇ ગયા છીએ! ગયાં પાંચહજાર વર્ષોમાં આત્મરક્ષણની બાબતમાં આપણે સુધર્યાં છીએ કે બગડયા છીએ, તેનો વાચકો જરૂર વિચાર કરે અને વિચાર કરીને આ કથા ઉપરથી યોગ્ય બોધ લે, એ બહુજ જરૂરનું છે. દરેક માણસે અને દરેક કુટુંબે, ગામ, શહેર, પ્રાંત અને દેશના લોકોએ પોતાનું અને બીજાઓનું રક્ષણ કરવાની શક્તિ પોતામાં વધારવી જોઇએ. નિર્બળ રહેનારાઓને એકચક્રાના નાગરિકોની પેઠેજ દુઃખ વેઠવું પડશે. બકાસુર હમેશાં સર્વ જગ્યાએ રહે છેજ. પ્રાચીન કાળમાં બકાસુર માણસોનું લોહી નજરોનજર પીતો હતો; તો હાલમાં બીજી રીતે સતાવતો હશે અને ભવિષ્યમાં વળી કોઈ જૂદીજ રીતે સતાવશે. સતાવવાની—દુઃખ દેવાની—રીતો જૂદી જૂદી હોય તેથી કાંઇ દુઃખની માત્રા ઓછી થતી નથી, એ વાત તો જરૂર ધ્યાનમાં રાખવી જોઇએ. બકાસુર જનતાને શા સારૂ સતાવે છે? જવાબ એટલોજ છે કે, આપણા લોકો વૈદિક ઉપદેશ પ્રમાણે આચરણ કરતા નથી. વેદનો બળ વધારવામાટેનો ઉપદેશ સુપ્રસિદ્ધજ છે, તેમાંથી નમુનાતરીકે એકજ મંત્ર નીચે આપીએ છીએ.

## (ધ) વૈદિક ઉપદેશ

**अहमस्मि सहमान उत्तरो नाम भूम्याम्। अभीषाडस्मि विश्वाषाडाशामाशां विषासहिः॥**

( અથર્વ૦ ૧૨–૧–૫૪ )

હું આ (**भूम्यां**) મારી માતૃભૂમિમાં (**उत्तरः नाम**) અધિક શ્રેષ્ઠ થયો છું; હું (**सहमानः**) વિજયી છું; હું (**अभीषाड्**) સર્વ રીતે શત્રુનો પરાજય કરનારો, (**विश्वाषाट्**) સર્વત્ર વિજયી, અને (**आशामाशां**) પ્રત્યેક દિશામાં (**विषासहिः**) વિજયી છું.

અર્થાત્—જે નાગરિક આ રીતે પોતાને વિજયી થવા યોગ્ય બળવાન બનાવી શકે છે, તેજ બકાસુરને હરાવી શકે છે; અને જેઓ તેવા ન થઇ શકે તેઓ બકાસુરના પેટમાંજ હોમાઇ જશે!!

મહાભારતના કથાપ્રસંગોમાંથી રાજનીતિનું શિક્ષણ કેવી રીતે મળે છે, તે આ કથાના મનનથી વાંચનાર જોઇ શકે તેમ છે; અને તેથી નિવેદન એ છે કે, આ કથાઓને ગપ્પાં કહીને ફેંકી દેવી યોગ્ય નથી, પરંતુ મનન કરીને એ કથાઓમાંથી ઉચિત બોધજ લેવો જોઇએ.

વૈદિક ઉપદેશ પ્રમાણે નહિ ચાલવાથી એકચક્રા નગરીને કેવાં દુઃખ સહેવાં પડ્યાં હતાં અને વૈદિક ઉપદેશ પ્રમાણે પોતાનું બળ વધારનાર એકલો ભીમસેન પણ તે શહેરના નાગરિકોનું કેવી રીતે કલ્યાણ સાધી શક્યો હતો, એજ વાત આ કથામાં જોવાની છે; અને તેમાંથી

યોગ્ય બોધ લેવાનો છે. આશા છે કે, વાચક પોતેજ એમાંથી પોતાને લાભદાયક નિવડે એવો બોધ ગ્રહણ કરશે.

# ૯—એકતાનો પાઠ અથવા સંગઠનનો બોધ

## (ક) મહાભારત અને મહાયુદ્ધ

મહાભારતમાં મુખ્ય કથા કૌરવપાંડવોના અંદર અંદરના મહાઘોર યુદ્ધની છે. તે ખૂનખાર યુદ્ધનું પરિણામ એ આવ્યું છે કે, વખતોવખત વિનોદમાં પણ "મહાભારત" શબ્દ "મહાયુદ્ધ" ને બદલે વપરાય છે! પરંતુ એવું છતાં પણ એ તો દરેક મહાભારત વાંચનાર જાણે છેજ કે, "એકતાનો બોધ" જેટલો મહાભારતમાં અપાયો છે; તેટલો બીજા કોઈપણ ગ્રંથમાં અપાયેલો નથી.

મહાભારતમાં કૌરવપાંડવોના કુસંપનું વર્ણન છે, પરંતુ એ કુસંપને બહાને વ્યાસમુનિએ "એકતાનોજ બોધ" આપ્યો છે. વેદમાં કહ્યું છે કે:-

**मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा। सम्यंचः सव्रता भूत्वा वाचं वदत भद्रया ॥**
(અથર્વ૦ ૩–૩૦–૩)

અર્થાત્—"(૧)ભાઈ ભાઈમાં દ્વેષ ન કરવો,(૨)બહેનોએ આપસમાં ટંટો ન કરવો,અને(૩) તમે એકબીજા સાથે હળીમળીને, એક કાર્યમાં પરોવાઇ કલ્યાણકારક ભાવનાથી સંભાષણ કરો."

કૌરવપાંડવોના માંહોમાંહેના વ્યવહારોમાં વેદની આ શિખામણ પળાઇ નહિ, તેથીજ ભારતીય મહાયુદ્ધનો કઠોર પ્રસંગ ઉભો થયો. આ યુદ્ધપ્રસંગ વાંચવાથી વાંચનારને એમજ થાય છે કે, આ ભાઈઓ અંદર અંદર ન લડયા હોત તોજ તેમનું અધિક કલ્યાણ થાત—અર્થાત્ "આપસમાં લડવા કરતાં એકતાજ સારી છે."

## (ખ) મહાયુદ્ધનું પરિણામ

કૌરવપાંડવના મહાયુદ્ધના પરિણામ ઉપરથી પણ એજ બોધ મળે છે. કૌરવોનો તો સમૂળો નાશજ થયો; અને જો કે પાંડવોનો વિજય થયેલો દેખાયો, તો પણ આ વિજયથી પાંડવોને કોઇપણ રીતે ફાયદો નથી થયો. એ વિજય પણ પાંડવોને માટે એક રીતે દુઃખકારકજ નિવડયો.

સમ્રાટ યુધિષ્ઠિરે છેલ્લી ઘડી સુધી શોકજ કર્યા કર્યો. અર્જુને પણ તે પછી કોઇ ખાસ પરાક્રમ નથી કર્યું અને ભીમની શક્તિ પણ ક્ષીણજ થતી ગઈ; તે એટલે સુધી કે અંતે ચોરોએ અર્જુનને હરાવ્યો અને સ્ત્રીઓનું પણ અપમાન થયું. બીજી બાજુ યાદવો પણ અંદર અંદરના કુસંપ તથા દારૂના વ્યસનથી નાશ પામ્યા અને અર્જુનના દિગ્વિજયને લીધે આર્યસામ્રાજ્ય કોઇ પણ રીતે વધારે સુખી થયું નહિ.

આ ભારતીય મહાયુદ્ધમાં ભારતવર્ષના લાખો શૂરવીરો મૃત્યુ પામવાથી આ ભારતભૂમિ ક્ષાત્રતેજવિનાની થઇ ગઈ; અને પરદેશીઓને પ્રવેશ કરવો સરળ થઈ પડયો. આનાજ પ્રતાપે આ બધાં ભયંકર પરિણામો આપણે હજુસુધી ભોગવીએ છીએ. મહાયુદ્ધનું પરિણામ વીર અર્જુન જાણતોજ હતો, તેથીજ તે યુદ્ધની શરૂઆતમાં શ્રીકૃષ્ણચંદ્રને કહે છે કે:—

**न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥**
**तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान् स्वबांधवान् । स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥**
**यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः । कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥**
**कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् । कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥**
**कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः । धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥**
**अधर्माभिभवात् कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः । स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥**

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ॥ ( ગીતા અ૦ ૧ શ્લો૦ ૩૧ અને ૩૭ થી ૪૨ )

અર્થાત્ (૧) સ્વજનોને યુદ્ધમાં મારવામાં મને શ્રેય નથી દેખાતું, (૨) માટે અમારે અમારાજ કૌરવ ભાઇઓને મારી નાખવા ઉચિત નથી. હે માધવ ! સ્વજનોને મારી નાખીને અમે શી રીતે સુખી થઇશું ? (૩) લોભથી બુદ્ધિનો નાશ થયેલા તેઓને કુળના નાશથી લાગતા દોષ તથા મિત્રદ્રોહનું પાપ નથી દેખાતું; પણ હે જનાર્દન ! કુલનો નાશ થવાથી થતા દોષો અમને તો સ્પષ્ટ દેખાય છે, અને તેથી તે પાપથી દૂર રહેવાનો વિચાર કર્યાસિવાય અમે શી રીતે રહી શકીએ ? (૪) કુળનો નાશ થવાથી સનાતન કુળધર્મ નાશ પામે છે,અને તેથી આખું કુળ અધર્મી થાય છે. (૫) અધર્મ વધવાથી કુળની સ્ત્રીઓ પાપમાં પડે છે. (૬) સ્ત્રીઓ પાપમાં પડવાથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે; અને તે વર્ણસંકરતા કુળઘાતકને તથા કુળને પણ નરકમાં લઈ જાય છે.

આ રીતે યુદ્ધના દોષો અને રાષ્ટ્ર ઉપર થનારાં ઘોર અને સ્થાયી પરિણામોનું વર્ણન વીર અર્જુન કરે છે. પ્રત્યેક મહાયુદ્ધનાં આવાંજ ભયંકર પરિણામ આવે છે. યુવાન અને કાર્યકુશળ પુરુષાર્થી વીરો યુદ્ધમાં મરી જાય છે અને રાષ્ટ્રમાં માત્ર બાળક, ઘરડાં અને સ્ત્રીઓ બાકી રહે છે. યુવાનોનો નાશ થવાથી તરુણ યુવાન સ્ત્રીઓ દુરાચાર તરફ વળે, એ સ્વાભાવિકજ છે. આચારભ્રષ્ટ સ્ત્રીઓથી જે સંતાન થાય છે, તે વ્યભિચાર–દોષવાળાં હોવાથી ચારિત્રવાન અને ઉચ્ચ ભાવનાવાળાં નથી થતાં; તેથી મહાયુદ્ધ પછી રાષ્ટ્રનું અધઃપતનજ થાય છે, અને રાષ્ટ્રનાં ચારિત્ર, સદાચાર તથા વીર્યનો નાશ થાય છે. રાષ્ટ્રહિતની દૃષ્ટિએ આ ભયંકર અને મહાઘોર અધઃપતન છે. એ ઐતિહાસિક સત્ય, વીર અર્જુનના શબ્દોમાં ઉપર દર્શાવ્યું છે.

મહાભારતનું યુદ્ધ થયા પહેલાં જે વીર્ય,ઉત્સાહ અને પરાક્રમની શક્તિ આર્યક્ષત્રિયોમાં હતી,તે પાછલા સમયમાં ન રહી. તેનાં કારણ વાંચનાર ઉપલા વર્ણનમાં જોઇ શકશે. આટલા બધા અનર્થના પરિણામવાળું યુદ્ધ કરવામાટે પણ શ્રીકૃષ્ણ ભગવાન જેવા અદ્વિતીય પૂર્ણ પુરુષ અર્જુનને પ્રેરે છે, તે એટલાજ માટે કે તે મહાયુદ્ધ અપરિહાર્ય હતું. અધર્મ એટલો બધો વધ્યો હતો કે તેને પરિણામે યુદ્ધ થવું સ્વાભાવિકજ હતું. તાત્પર્ય એ છે કે, મહાયુદ્ધ અપરિહાર્ય હોય કે ગમે તેમ, પરંતુ તેનું ઘોર પરિણામ જનતાને કેટલાંયે સૈકાંઓસુધી ભોગવવુંજ પડે છે. આથીજ શ્રેષ્ઠ પુરુષો બનતાંસુધી યુદ્ધ ન થવા દેવાનું પસંદ કરે છે. વિશાળ મનવાળા યુધિષ્ઠિર, યોગેશ્વર શ્રીકૃષ્ણ વગેરે સત્પુરુષો ઉપલું ભારતીય યુદ્ધ નહિ કરવા પોતાના તરફથી તો છેલ્લી હદસુધીના પ્રયત્નો કરી ચૂક્યા હતા; પરંતુ દુર્યોધનની ઉચ્છૃંખલતાને લીધે યુદ્ધ કરવુંજ પડ્યું. એ વગેરેનું વર્ણન મહાભારત વાંચવાથી વાંચનાર પણ જોઇ શકશે કે, યુદ્ધનું વર્ણન કરતાં કરતાં પણ મહાભારતમાં વ્યાસદેવજીની પરમ શુદ્ધ બુદ્ધિ યુદ્ધથી નિવૃત્ત થવાનોજ ઉપદેશ કરે છે.

અર્થાત્–મહાભારત કાંઇ યુદ્ધને વધારવા માટે લખાયું નથી, પણ મહાયુદ્ધનું ભયંકર પરિણામ દર્શાવીને જનતાને યુદ્ધથી દૂરજ રાખવા માટે લખાયું છે; એ સાબીત કરનારા કથાપ્રસંગો મહાભારતમાં કેટલાય છે. અહીં તેમાંનું થોડુંક વર્ણન રજુ કરીએ છીએ.

## (ગ) આપસ આપસમાં લડ્યા કરનારા બે ભાઇઓ

મહાભારત આદિ પર્વ અધ્યાય ૨૯ માં નીચે લખેલી કથા આવે છે, તેનું ટુંકાણમાં તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ–

વિભાવસુ નામે એક મહાક્રોધી મહર્ષિ હતા અને તેમને સુપ્રતીક નામનો એક તપસ્વી ભાઇ હતો. સુપ્રતીક નાનો અને વિભાવસુ મોટા હતા. નાનો ભાઇ વડીલોપાર્જિત ધન એકનાજ હાથમાં રહે તેમ ઇચ્છતો નહોતો; તેથી તે વારંવાર મોટાભાઇને મિલ્કત વહેંચી

નાખવાનું કહેતો હતો; પરંતુ મોટાભાઇ બહુ સમજુ હતા. તે એકસંપતા રહેવાના લાભ જાણતા હતા, તેથી તે નાનાભાઇને નીચે પ્રમાણેની રીતે સમજાવતા હતાઃ-

**विभागं बहवो मोहात्कर्तुमिच्छन्ति नित्यशः ततो विभक्तास्त्वन्योन्यं विक्रुध्यन्तोऽर्थमोहिताः॥ ततः स्वार्थपरान्मूढान्पृथग्भूतान्स्वकैर्धनैः । विदित्वा भेदयन्त्येतानमित्रा मित्ररूपिणः ॥ विदित्वा चापरे भिन्नानन्तरेषु पतन्त्यथ । भिन्नानामतुलो नाशः क्षिप्रमेव प्रवर्तते ॥ तस्माद्विभागं भ्रातृणां न प्रशंसंति साधवः । गुरुशास्त्रे निबद्धानामन्योन्येनाभिशंकिनाम् ॥ नियन्तुं न हि शक्यस्त्वं भेदतो धनमिच्छसि ॥** (મહા૦ આદિ૦ અ. ૨૯ શ્લોક ૧૮ થી ૨૨)

અર્થાત્-"હે ભાઈ! ઘણા માણસો અજ્ઞાનતાને લીધે વડીલોપાર્જિત મિલ્કત વહેંચી લેવા ઇચ્છે છે; પણ ભાગ વહેંચી લેતાંજ ધન મળવાથી તેઓ વધારે ધનલોભમાં પડીને આપસઆપસમાં ઝગડો કરે છે. સ્વાર્થી અને અજ્ઞાન ભાઇઓએ મિલ્કત વહેંચી લીધા પછી તરતજ શત્રુઓ તેમના મિત્ર અને શુભેચ્છક બનવાનો ડોળ કરીને તે ભાઇઓમાં વધારે વિરોધ ઉભો કરે છે; અને ભવિષ્યમાં જ્યારે તેમની વચ્ચે શત્રુતા વધી જાય છે, ત્યારે પછી એજ શત્રુઓ તેમના અવગુણ ગાવા માંડે છે. આથી તે ભાઈઓનો સંપૂર્ણ વિનાશ થાય છે; તેથીજ સત્પુરુષો, વડીલ અને શાસ્ત્રોની આજ્ઞા ન માનનારા તથા આપસ આપસમાં લડતા ભાઇઓ જૂદા પડે તેમનાં કદી વખાણ કરતા નથી. માટે હે ભાઇ! તું તારાજ ભાઇસાથે બગાડ કરીને ધનની ઇચ્છા રાખે છે, તે સારૂં નથી."

આ ઉપદેશ કેટલો સરસ છે! પ્રત્યેક ભાઇઓએ તે નિરંતર ધ્યાનમાં રાખવો જોઇએ. હાલના કચેરીઓમાં લડનારા અને વકીલોના પેટમાં હજમ થઇ જનારા ભાઇઓએ આ ઉપદેશ તેમનાં હૃદયોમાં સુવર્ણાક્ષરે લખી રાખવો જોઇએ. વેદમાં કહ્યું છે કેઃ-

**मा भ्राता भ्रातरं द्विक्षत् ।** (અથર્વ૦ ૩-૩૦-૩)

અર્થાત્-"ભાઈભાઈમાં દ્વેષ ન કરવો." આ ઉપદેશ વાચકોના મનમાં સુદૃઢ કરવા-માટેજ આ કથા મહાભારતમાં આપેલી છે.

## (ચ) આપસમાં ઝગડો કરવાનું પરિણામ

આ પ્રમાણે આપસમાં લડનારા ઉપલા તપસ્વી ભાઈઓ એકબીજાનો દ્વેષ કરવાથી બીજા જન્મે પશુ થયા. નાનો ભાઇ મહા જબરજસ્ત હાથી અને મોટો ભાઇ કાચબો થયો; અને કશ્યપાશ્રમ પાસેના સરોવરમાં એ બન્ને ખૂબ લડતા રહ્યા! પછી એ બન્ને લડનારા ભાઇઓને હજમ કરી જનારો ગરુડ ત્યાં આવ્યો; અને-

**नखेन गजमेकेन कूर्ममेकेन चाक्षिपत् । समुत्पपात चाकाशं तत उच्चैर्विहंगमः ॥**
(મહા૦ આદિ૦ અ૦ ૨૯ શ્લો૦ ૩૮)

"તે પછી અતિ વેગવાળો તે ગરુડ તેના એક નખથી હાથીને અને બીજા નખથી કાચબાને ઉપાડીને આકાશમાં ઉડી ગયો."

**ततस्तस्य गिरेः शृंगमास्थाय स खगोत्तमः । भक्षयामास गरुडस्तावुभौ गजकच्छपौ ॥**
(મહા૦ આદિ૦ અ૦ ૩૦ શ્લો૦ ૩૦)

"પછી પક્ષીરાજ ગરુડ પહાડના શિખર ઉપર બેસીને હાથી અને કાચબો એ બન્નેને ખાઇ ગયો." આ રીતે આપસમાં લડનારા બન્ને ભાઇઓ ત્રીજાનાજ પેટમાં હજમ થઇ ગયા. અંદર અંદરના ઝગડાનું આવુંજ પરિણામ આવે છે!

જો કે ભગવાન વ્યાસદેવે આ કથા "હાથી અને કાચબા"નાં નામોથી લખી છે; તથાપિ તેની સત્યતા તો માનવસમાજમાં પણ નજરોનજર દેખાઇ આવે છે. આ કથા વાંચવાથી નીચેની બાબતો સમજાય છેઃ-

(૧) બે તપસ્વી ભાઈઓ ધનલોભથી આપસમાં લડતા હતા.
(૨) અંતે તેઓ પશુ થયા, અને પછી–
(૩) તેઓ બન્ને ત્રીજાના પેટમાં હજમ થયા !
આપસમાં લડનારા ભાઈઓનું આવુંજ પરિણામ આવે છે. જુઓઃ–
(૧) બે ભાઇ વડીલોપાર્જિત મિલ્કતને ખાતર અંદર અંદર લડે છે.
(૨) કેટલા વખત પછી તેમનું મનુષ્યત્વ હણાય છે,અને તેઓ પશુની પેઠે વર્તે છે.
(૩) અંતે તેઓ બન્ને વકીલોના પેટમાં હોમાય છે અથવા બીજી રીતે તેમનો નાશ થાયછે.
એજ સત્ય રાષ્ટ્રના ઇતિહાસમાં પણ એટલુંજ સાચું છે. જુઓઃ–
(૧) એક દેશની બે જાતિઓ આપસમાં લડે છે.
(૨) લડતાં લડતાં તેમનો પરસ્પર વ્યવહાર મનુષ્યને છાજે તેવો નથી રહેતો અને તેઓ પશુની પેઠે વર્તવા લાગે છે. અંતે–
(૩) તે બંને આપસમાં લડનારી જાતિઓ ઉપર ત્રીજી જાતિ રાજ્ય ચલાવે છે.
(૪) તેને પરિણામે બન્ને જાતિઓ સંપૂર્ણ પરતંત્ર બને છે, અને તેથી તે બન્ને જાતિઓની પ્રતિદિન વધારે ને વધારે દુર્દશા થાય છે.

## (ચ) ઉપદેશ

આથી જેમ ભાઇઓએ આપસમાં લડવું યોગ્ય નથી; તેમ એક રાષ્ટ્રની બે જાતિઓએ પણ આપસમાં લડવું યોગ્ય નથી. હાલના ભારતવાસીઓને પણ આ કથામાંથી બહુજ બોધ મળે તેમ છે. આ દેશમાં અનેક જાતિઓ અને અનેક ધર્મપંથ હયાત છે. એ બધાએ એક-બીજાસાથે એકતાપૂર્વક હળીમળીને પોતાના દેશની ઉન્નતિ કરવી ઘટે છે; પરંતુ દુઃખ-પૂર્વક જોઇએ છીએ કે, તેઓ આપસમાં એકતા કરવા કરતાં લડવાનુંજ વધુ પસંદ કરે છે ! પરસ્પરના ઝગડાઓને લીધે આપણી દુર્દશા થતી જાય છે, એ પ્રત્યક્ષ હકીકત પણ તેઓ જોતા નથી. આ લોકો પોતાની પરિસ્થિતિ જુએ અને એકતાથી રહેવામાંજ પોતાનું હિત સમજે તો કેવું સારૂં !

આજની પરિસ્થિતિમાં ઉપલી–ઝગડો કરનારા તપસ્વીઓની કથા અત્યંત બોધપ્રદ છે; પરંતુ આ કથામાંથી લેવા જેવો બોધ નહિ લેતાં કોઇ કહે કે આ કથામાં ઐતિહાસિક સત્ય નથી, એટલે તે એક "ગપ" છે, તો તેને તો કહેવુંજ શું ! આ કથાપ્રસંગમાં જે કહ્યું છે કે, (૧) તે બે તપસ્વી ભાઇઓ આપસમાં લડતા હતા, (૨) વડિલોપાર્જિત ધનને ખાતર તેઓ લડતા હતા, (૩) લડતાં લડતાં મનમાં બહુજ ખરાબ ભાવો જાગ્યા અને તેઓ મૃત્યુબાદ પણ હાથી અને કાચબો થયા; અને જે વનમાં તેઓ રહેતા હતા, ત્યાં પણ અંદર અંદર લડવા લાગ્યા. (૪) હાથીની ઉંચાઇ છ યોજન અને લંબાઇ બાર યોજન હતી અને કાચબાની ઉંચાઇ ત્રણ યોજન અને ગોળાઇ (પરિઘ) દશ યોજન હતી. (૫) આ બંને ઝગડો કરતા ભાઇઓને ગરુડે પકડીને હજમ કર્યા.

આ વાત ગપ પણ હોય, તોપણ ઉપદેશ મેળવવા જેટલી ધાર્મિક સત્યતા તો તેમાં છેજ. તે સત્ય ન સમજતાં હાથી તથા કાચબાની લંબાઇપહોળાઇના સાચાપણા ઉપર વાદવિવાદ કરવો, એ તો એજ બતાવી આપે છે કે જે કાવ્યદષ્ટિએ આ ગ્રંથ લખાયો છે, તે દષ્ટિથી કેટલાય લોકો તેને જોતા નથી. જોતા હોય તો આવી શંકાઓને સ્થાનજ નથી.

ધારો કે તે પ્રાણીઓની હાલના જેટલીજ લંબાઇ પહોળાઇ લખી હોત, તો તેનાથી શો વધારે બોધ મળત ?

ચરિત્રોના સાચાપણાની બાબતમાં જૂદી જૂદી કેટલી બાજુઓ હોય છે, તે વિચારક વાચકો જાણતાજ હોય છે. શ્રીસ્વામી દયાનંદ સરસ્વતીજીને નજરોનજર જોનારા હજુ પણ હયાત છે; પરંતુ તેમના જન્મસ્થાનવિષે કેટલી ચર્ચા થઇ હતી, તે તો પ્રસિદ્ધજ છે. મહાત્મા લોકમાન્ય તિલકનું જીવનચરિત્ર તેમની સાથે ૨૯ વર્ષસુધી રહેલા સુયોગ્ય વિદ્વાને લખેલું હોવા છતાં પણ તેમાં લખેલાં વિધાનોની સત્યતાવિષે મહારાષ્ટ્રનાં વર્તમાનપત્રોમાં કેટલું વાગ્યુદ્ધ ચાલે છે! તેજ રીતે પ્રતાપી વીર શિવાજી મહારાજનાં જે જીવનચરિત્રો છપાયાં હતાં અને હાલમાં જે પ્રસિદ્ધ થતાં જાય છે, તેમાં પણ એકબીજા વચ્ચે જમીન–આસ્માનનું અંતર છે. આ ઉપરથી સમજાશે કે, હાલના ઇતિહાસમાં પણ ઐતિહાસિક સત્ય કેટલું હોય છે. જેના જે ભક્ત હોય છે,તેઓ પોતાના આરાધ્યનું ચરિત્ર અધિક ગુણસંપન્ન ચીતરવાનો પ્રયત્ન કરે છે. સત્યની પરવા કર્યાસિવાય તે પોતાના આદર્શ પુરુષના દુર્ગુણોને પણ સદ્‌ગુણોનો રંગ ચઢાવવાનો પ્રયત્ન કરે છે; તથા જેના વિષે અંતરમાં ભક્તિભાવ નથી હોતો, તેના ગુણોને પણ દુર્ગુણોનો રંગ લગાવી દે છે. આવું હાલમાં પણ થાય છે; એ વાતનો જે વિચાર કરશે, તેઓને ઐતિહાસિક સત્યવિષે તકરાર કરવાનું ખાસ પ્રયોજન રહેશે નહિ.

પરંતુ જે ગ્રંથ "કાવ્ય" લખવાના ઉદ્દેશથીજ લખાયો હોય; અને કહેવાનું તાત્પર્ય જૂદુંજ હોય એવી કવિએ યોજેલી કથામાં દશ યોજન વિસ્તારનો હાથી તથા આઠ યોજનનો કાચબો લખ્યો હોય, તેનું કંઇ ખાસ મહત્ત્વ નથી. આ કથામાં રહેલું "ભાઇઓની એકતા"નું તાત્પર્ય તો ઉપર દર્શાવેલું છે, તેજ જોવું જોઇએ. કથાના ઉપલક વિષય ઉપર ફોકટ વાદવિવાદ કરવો નકામો છે.

સગા ભાઇઓ પણ આપસમાં લડવાથી કેવા પશુ બને છે, તે તો લગભગ પ્રત્યેક વાચકે જોયુંજ હશે; તથા પરસ્પરના ઝગડાથી કેવી રીતે બન્નેનો નાશ થાય છે તે પણ વાચકોના અનુભવનીજ વાત છે. વાચકે આ સત્ય જાતે સમજીને પોતાના વ્યક્તિગત, કૌટુંબિક, રાજકીય, સામાજિક તથા ધાર્મિક જીવનમાં પણ આચારમાં ઉતારવું જોઇએ. અસ્તુ. ઉપરની કથામાંથી "એકતાનો બોધ" મળે છે, એ તો સત્યજ છે. આ વિષે મહાભારતનો ઉપદેશ પણ અત્રે થોડોક જોઇએ.

न वै भिन्ना जातु चरंति धर्मं । न वै सुखं प्राप्नुवंतीह भिन्नाः ।
न वै भिन्ना गौरवं प्राप्नुवन्ति । न वै भिन्नाः प्रशमं रोचयन्ति ॥

( મહા૦ ઉ૦ ૩૬–૫૮ )

"જેઓમાં પરસ્પર જૂદાઇ–અર્થાત્ કુસંપ છે, તેઓ ધર્મમાર્ગે ચાલી શકતા નથી, સુખ તેમજ આબરૂ મેળવી શકતા નથી, અને શાંતિ પણ ભોગવી શકતા નથી."

અર્થાત્–જેઓ અંદર અંદર લડતા–ઝગડતા હોય છે; તેમને ધર્મ, સુખ, આબરૂ તથા શાંતિ, એમાંનું કંઇપણ મળતું નથી. પરંતુ આપસમાં લડાઇટંટા વધારનારાઓમાં તો અધર્મ, દુઃખ, બેઆબરૂ અને અશાંતિજ ફેલાય છે; માટે બને ત્યાંસુધી આપસમાં કુસંપ ન થાય એવોજ પ્રયત્ન કરવો જોઇએ. વધારેમાં જુઓ કેઃ—

न वै तेषां स्वदते पथ्यमुक्तम् । योगक्षेमं कल्पते नैव तेषाम् ।
भिन्नानां वै मनुजेंद्र परायणम् । न विद्यते किंचिदन्यद्विनाशात् ॥ ( મહા૦ ઉ૦ ૩૬–૫૭ )

"જેઓ આપસમાં ટંટોફિસાદ કરે છે, તેમને નથી તો હિતકારી ઉપદેશ પસંદ આવતો કે નથી તેમનું ગુજરાન સારી રીતે ચાલતું."

તાત્પર્ય એજ કે, જેઓ માંહોમાંહે ઝગડો કરે છે, તેઓનો નાશજ થાય છે. જે પણ કુળમાં, જ્ઞાતિમાં, જાતિમાં, ગામમાં કે દેશમાં એકબીજા વચ્ચે કુસંપજ રહ્યા કરે છે,

તેની ઉન્નતિ તો કદીપણ થઇ શકતીજ નથી; માટે ઉન્નતિ ઇચ્છનારાઓએ તો અંદર અંદર ઝગડાઓ નહિ કરતાં એકબીજા વચ્ચે સંપજ વધારવો જોઇએ અને વધારેમાં વધારે સંઘબળ ખીલવવું જોઇએ.આનું એક ઉદાહરણ પણ મહાભારતમાં આપેલું છેઃ—

धूमायंते व्यपेतानि ज्वलंति सहितानि च । धृतराष्ट्रोल्मुकानीव ज्ञातयो भरतर्षभ ॥

( મહા૦ ઉ૦ ૩૬-૬૦ )

"હે ધૃતરાષ્ટ્રરાજા ! જે પ્રમાણે ચૂલામાં લાકડાં એકસાથેજ રાખવાથી સળગે છે, અને જૂદાં જૂદાં રાખવાથી તો ધુમાડોજ નીકળ્યા કરે છે, તેજ પ્રમાણે જ્ઞાતિઓની પણ દુર્દશાજ થાય છે."

તાત્પર્ય એજ કે, જે રીતે લાકડાં એકઠાં રહેવાથી સળગીને તાપ આપે છે અને જૂદાં જૂદાં રહેવાથી ધુમાડો કરે છે, તેજ પ્રમાણે જ્ઞાતિઓમાં પણ એકતા હોવાથીજ તે જાતિનું તેજ વધે છે અને સર્વ તરફ ફેલાય છે. જો એકબીજા વચ્ચે કુસંપ તથા ઝગડાજ થયા કરે તો તે જાતિનું તેજ નાશજ પામે છે. જાતીય ઉન્નતિનો તેમજ અવનતિનો આ નિયમ પ્રત્યેક મનુષ્યે અવશ્ય ધ્યાનમાં રાખવો જોઇએ. મહાભારત આ રીતે "જાતીય એકતાનો બોધ" આપે છે. વળી વધારેમાં જુઓઃ—

## (છ) સુંદ અને ઉપસુંદની કથા

આર્ય લોકોના વિદ્યાભ્યાસનો ક્રમ જોવાથી જણાય છે કે, તેઓ જેમ આર્યવીરોનો ઇતિહાસ શીખતા હતા, તેમ અસુર અને રાક્ષસોનો તથા અન્યાન્ય જાતિઓનો ઇતિહાસ પણ જાણતા હતા. મહાભારતમાં રાક્ષસોની કથાઓ પણ એટલાજ માટે આપેલી છે કે, આર્યો 'કૂપમંડૂક' નહિ રહેતાં અન્યાન્ય જાતિઓની વિદ્યાઓ પણ જાણી શકે; અને તે બધામાંથી લેવા જેવો બોધ લઇને પોતાની ઉન્નતિ કરવામાં તેનો ઉપયોગ કરે. "એકતાના બોધ"માં જેમ ઉપલા હિસાદખોર તપસ્વીઓની કથા સમજવા જેવી છે; તેમ સુંદ અને ઉપસુંદની કથા પણ સમજવા જેવી છે. એ કથા નીચે પ્રમાણે છેઃ—

મહા અસુર હિરણ્યકશિપુના વંશમાં નિકુંભ નામનો એક અસુર જન્મેલો, તેને સુંદ અને ઉપસુંદ નામના બે પુત્ર હતા. તેમનાં જીવન કેવાં હતાં તે જુઓઃ—

सुन्दोपसुन्दौ दैत्येन्द्रौ दारुणौ क्रूरमानसौ ॥
तावेकनिश्चयौ दैत्यावेककार्यार्थसंमतौ । निरन्तरमवर्तेतां समदुःखसुखावुभौ ॥
विनाऽन्योन्यं न भुंजाते विनाऽन्योन्यं न जग्मतुः । अन्योन्यस्य प्रियकरावन्योन्यस्य प्रियंवदौ ॥
एकशीलसमाचारौ द्विधैवैकं यथाकृतौ । तौ विवृद्धौ महावीर्यौ कार्येष्वप्येकनिश्चयौ ॥
त्रैलोक्यविजयार्थाय समाधायैकनिश्चयम् ॥ ( મહા૦ આદિ૦ અ૦ ૨૧૧, શ્લો૦ ૩ થી ૭ )

અર્થાત્—"તે બે દૈત્યપુત્રોમાં એકનું નામ સુંદ અને બીજાનું નામ ઉપસુંદ હતું. તેઓ બન્ને હમેશાં એકજ વિષયમાં એકાગ્રચિત્તવાળા તથા એકજ કાર્ય કરતા રહેતા; અને એકબીજાના સુખદુઃખે પરસ્પર સુખીદુઃખી થઇને પોતાનો સમય ગાળતા હતા. બન્ને પરસ્પર પ્રિય સંભાષણ કરતા હતા તેમજ એકબીજાનાં પ્રિયકાર્ય કરતા હતા. એક ભાઇના સિવાય બીજો ભાઇ જમતો પણ નહિ તેમ બહાર પણ એકલો જતો નહિ. તે બે ભાઇઓના સ્વભાવ અને વ્યવહારમાં જૂદાઇ નહિ હોવાથી તેઓ જાણે એકજ મનુષ્યના બે ભાગ ન હોય તેવુંજ લાગતું હતું ! પ્રત્યેક કામમાં એકબુદ્ધિ રાખવાથી એ બન્ને બહાદુર ભાઇઓ ક્રમે ક્રમે આગળ વધ્યા અને આખરે ત્રણે લોકને જીતી લેવા તૈયાર થયા."

આ રીતે તેઓ આગળ વધ્યા; તેમાં "પરસ્પર એકતા" એજ તેમની ઉન્નતિનું મુખ્ય કારણ છે. હવે તેમની એ એકતાનું સ્વરૂપ જુઓ.

## (જ) એકતાના સાત નિયમો નીચે પ્રમાણે છે:–

(૧) હાથ ધરાતા દરેક વિષયમાં એકમત થવું અને એકમત રહેવું
(૨) બને ત્યાંસુધી એકજ વિષય હાથ ધરવો અને તેનીજ પાછળ એકાગ્ર–એકનિષ્ઠ–થવું
(૩) એકજ કાર્ય, એકજ વિચારપૂર્વક અને પોતાના સર્વ સામર્થ્યથી કરવું
(૪) સુખ–દુ:ખમાં એકબીજાના સમભાગી રહેવું
(૫) એકબીજા સાથે મીઠા શબ્દોથી વાતચીત કરવી
(૬) એકબીજાનું પ્રિય કાર્ય બને તેટલું વિશેષ કરવાનો પ્રયત્ન કરવો
(૭) સ્વભાવ અને વ્યવહાર એકબીજા સાથે પરસ્પર અનુકૂળ રાખવો

આ સાત બાબત ઉપરના શ્લોકોમાં કહેલી છે. એ પ્રમાણે વર્તવાથીજ પરસ્પર મિત્રતા વધે છે. ભાઈભાઇમાં, મિત્ર મિત્રમાં, બે જાતિઓમાં તથા બે રાષ્ટ્રોમાં મિત્રતા હશે તો આ સાત નિયમાનુસાર ચાલવાથીજ હશે. કેમકે એ સિવાય તે અસંભવિત છે. હાલમાં આપસમાં લડનારા હિંદુમુસલમાનરાષ્ટ્રબંધુઓ આ સાત નિયમો યાદ રાખે અને તેને અપનાવવાનો પ્રયત્ન કરે. આ નિયમોનું પાલન કરવાથીજ આ બન્ને જાતિઓમાં એકતા થઇ શકશે. જ્યાંસુધી ઉપરના સાત નિયમોથી તદ્દન વિરુદ્ધ વર્તન રહેશે ત્યાંસુધી એકતા થશે પણ ક્યાંથી અને તે સ્થિર પણ શી રીતે રહેશે ?

ઉપરના બન્ને ભાઇ–સુંદ અને ઉપસુંદ–પોતાની એકતાને લીધે વીર્યવાન અને બળવાન થઇને ત્રિલોકમાં વિજય કરવા તૈયાર થયા હતા. ઐક્યને લીધે તેમનો સર્વત્ર વિજય થતો ગયો અને તેમનાં પરાક્રમોને લીધે તેમને સતાવનાર પણ કોઇ રહ્યું નહિ. જુઓ:—

त्रिषु लोकेषु यद् भूतं किंचित्स्थावरजंगमम् । सर्वस्मान्नौ भयं न स्यादृतेऽन्योऽन्यं पितामह ॥
( મહા૦ આદિ૦ ૨૧૧–૨૫ )

અર્થાત્–“ અમને બન્નેને એકબીજા સિવાય આ ત્રિલોકભરમાં સ્થાવર–જંગમ વગેરે કશાથી પણ મૃત્યુનો ભય ના રહે.” એ સ્થિતિ એકબીજાની એકતાનેજ લીધે તેમણે મેળવી અને તેમનો સર્વત્ર દિગ્વિજય થયો. જુઓ:—

एवं सर्वा दिशो दैत्यौ जित्वा क्रूरेण कर्मणा । निःसपत्नौ कुरुक्षेत्रे निवेशमभिचक्रतुः ॥
( મહા૦ આદિ૦ ૨૧૨–૨૭ )

અર્થાત્–“તેઓ આ પ્રમાણે કુટિલ અને ક્રૂર કાર્યોથી બધી દિશાઓમાં વિજય મેળવી અંતે શત્રુવિનાના થઇને કુરુક્ષેત્રમાં રહેવા લાગ્યા.”

સુંદ અને ઉપસુંદને આ દિગ્વિજય પ્રાપ્ત થવાનું મૂળ કારણ તેમની પરસ્પર એકતાજ છે. આર્યદેશ, ગંધર્વદેશ અને દેવલોક વગેરે બધા દેશોને તે બન્ને ભાઇઓએ હરાવીને સમસ્ત ત્રિલોકમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. આ રીતે એ દિગ્વિજયી બે ભાઈઓની તાબેદારીમાં રહેવું પડવાથી પછી તેમની વચ્ચે ઝગડો ઉભો કરવા માટે દેવોએ તિલોત્તમા નામની એક અપ્સરાને મોકલી. એનું સુંદર સ્વરૂપ જોઇને સુંદ અને ઉપસુંદ બન્ને જણા કામથી મોહિત થઇ ગયા; અને તે સ્ત્રીને ખાતર માંહેમાંહે લડવા લાગ્યા ! બસ ! થઇ ચૂક્યું. તેઓ વચ્ચેના એ ઝગડાનેજ લીધે પછી તેમનો નાશ થયો ! જુઓ:—

उभौ च कामसंमत्तावुभौ प्रार्थयतश्च ताम् ॥
दक्षिणे तां करे सुभ्रूं सुंदो जग्राह पाणिना । उपसुंदोऽपि जग्राह वामे पाणौ तिलोत्तमाम् ॥
वरप्रदानमत्तौ तावौरसेन बलेन च । धनरत्नमदाभ्यां च सुरापानमदेन च ॥
सर्वैरेतैर्मदैर्मत्तावन्योन्यं भ्रुकुटीकृतौ । मदकामसमाविष्टौ परस्परमथोचतुः ॥

एवं तौ सहिता भूत्वा सर्वार्थेष्वेकनिश्चयौ। तिलोत्तमार्थे संक्रुद्धावन्योन्यमभिजग्मतुः ॥

( મહા૦ આદિ૦ ૨૧૪ શ્લો૦ ૨૨ થી ૨૬ )

અર્થાત્–"તેઓ બન્ને કામાતુર થઇને તે સ્ત્રી પાસે ગયા અને બન્નેએ તેની ઇચ્છા કરી. સુંદે તે સુંદરીનો જમણો હાથ પકડયો અને ઉપસુંદે તેનો ડાબો હાથ પકડયો. બંને વરદાનવાળા હોવાથી અભિમાની, સામર્થ્યના ઘમંડથી છકેલા અને ધનરત્નોના અહંકારથી ઉન્મત્ત તો હતાજ; તેમાં વળી બન્ને દારૂના અને મનોવિકારના નિશામાં ચકચૂર હોવાથી ગાંડા જેવાજ બન્યા હતા; એટલે પછી એકબીજા તરફ ભવાં ચઢાવી લડવા લાગ્યા. તાત્પર્ય એ છે કે, સુંદ અને ઉપસુંદ એ બન્ને ભાઇઓ એકબીજા સાથે બીજી દરેક બાબતોમાં સ્નેહભાવવાળા અને એકમત છતાં પણ તિલોત્તમાનેજ માટે ક્રોધાયમાન થઇ આપસમાં ઝગડો જમાવીને સંપૂર્ણ વિનાશ પામ્યા."

આ પ્રમાણે એકબીજાની સાથેની એકતાથી બળ વધે છે અને કુસંપથી બળ ઘટે છે.

આ કથા ભગવાન નારદમુનિએ પાંડવોને કહીને તેમને આપસમાં નહિ લડવાનો બોધ આપ્યો હતો. જુઓ, ઋષિમુનિઓ પણ રાક્ષસોનો ઈતિહાસ વાંચતા હતા અને તેમાંથી લેવા જેવો બોધ લઇને પોતાના આર્યવીરોને તે ઉપદેશતા હતા! અન્ય દેશોના અને અન્ય જાતિઓના ઈતિહાસ વાંચવાનું તથા શત્રુ પાસેથી પણ વિદ્યા મેળવવાનું મહત્ત્વ કેટલું બધું છે, તે આ ઉપરથી પણ પાઠક જોઇ શકશે.

અત્રે ખાસ જોવા જેવી વાત તો એ છે કે, સુંદ અને ઉપસુંદ નામના રાક્ષસોની કથા "આપસની એકતાનું પ્રતિપાદન" કરવામાટે આપેલી છે; અને મહાભારતની કથા કૌરવપાંડવોની "માંહોમાંહેની ફાટફુટ" અને તેનું નુકસાનજ વર્ણવવામાટે કહેલી છે. એકતાને લીધે રાક્ષસોનું બળ કેવું વધી ગયું હતું, અને ફુટને લીધે કેવો વિનાશ થયો હતો; તે ઉપરની કથાઓમાં–અર્થાત્ તપસ્વીઓની કથામાં તથા કૌરવપાંડવોની કથામાંથી સારી પેઠે જોઈ શકાય છે. કૌરવપાંડવોએ એક થઈને રાજ્ય કર્યું હોત તો તેઓ ત્રણે લોકને જીતી લેત; પરંતુ માંહોમાંહેની ફુટને લીધે આર્યજાતિનો કેવો વિનાશ થયો! આશા છે કે, અમારા વાચકો પણ એ વાત અત્રે ખાસ કાળજી ને વિચારપૂર્વક સમજી લેશે. આ વિષે એક ઉત્તમ ઉદાહરણ માર્કંડેય પુરાણમાં પણ આવેલું હોવાથી તેનો પણ સારાંશ અત્રે જોવો જોઇએઃ—

## (ઝ) મહિષાસુરની હકીકત

देवासुरमभूद्युद्धं पूर्णमब्दशतं पुरा । महिषेऽसुराणामधिपे देवानां च पुरंदरे ॥
तत्रासुरैर्महावीर्यैर्देवसैन्यं पराजितम्। जित्वा च सकलान्देवानिन्द्रोऽभून्महिषासुरः ॥

(માર્કંડેયપુરાણ અ. ૮૨, શ્લોક ૧–૨)

અર્થાત્–"પ્રાચીનકાળમાં દેવો અને અસુરોને સો વર્ષસુધી યુદ્ધ ચાલ્યું. એમાં દેવોના સેનાપતિ ઇંદ્ર અને રાક્ષસોનો સેનાપતિ મહિષાસુર હતો. યુદ્ધને અંતે દેવોએ પૂરેપૂરી હાર ખાધી અને મહિષાસુર દેવોના રાજ્યનો સમ્રાટ થયો."

પરાજય થયા પછી દેવો નાસી છૂટ્યા અને શ્રીશંકર તથા શ્રીવિષ્ણુની પાસે ગયા. દેવોએ પોતાની સંપૂર્ણ હારની હકીકત વિષ્ણુભગવાનને કહી અને તેમની સમક્ષ પોતાની શોચનીય દશાનું વર્ણન કર્યું. એ વખતે ભગવાન શંકર અને વિષ્ણુની અંદરથી એક વિલક્ષણ તેજ બહાર આવ્યું. એ દિવ્ય તેજમાં સઘળા દેવોએ પોતપોતાનાં તેજનો થોડો થોડો ભાગ ભેળવ્યો. એનું વર્ણન આ પ્રમાણે છેઃ—

**अतुलं तत्र तत्तेजः सर्व देवशरीरजम् । एकस्थं तदभून्नारी व्याप्तलोकत्रयं त्विषा ॥**

( માર્કંડેય પુરાણ અ૦ ૮૨-૧૨ )

અર્થાત્-" બધા દેવોનાં શરીરોમાંથી નીકળેલા તેજનું એકીકરણ થઇને એક અત્યંત તેજસ્વી સ્ત્રી ઉત્પન્ન થઇ અને તેનું તેજ ત્રણે લોકમાં ફેલાયું."

આ તેજોમય સ્ત્રી-દેવીએ અસુરોને હરાવીને ફરીથી દેવોનું સામ્રાજ્ય શરૂ કર્યું.

અર્થાત્-માંહોમાંહેની ફુટને લીધે દેવોની હાર થઇ હતી; તે જ્યારે દેવોએ પોતાના તેજ અને વીર્યનું સંગઠન કર્યું, ત્યારેજ તેમનાથી રાક્ષસો હાર્યા. ઉપરના વર્ણનમાં દરેક દેવે પોતાનો તેજસ્વી ભાગ આપ્યો તથા સઘળા દેવોના તેજોનો એક મહાન "સંઘ" થયો; અને તે સંઘે રાક્ષસોને પૂરેપૂરા હરાવ્યા. આ વર્ણનનો અલંકાર દૂર કરવાથી કથાનું મૂળ સ્વરૂપ સ્પષ્ટ સમજાશે.

જ્યારે દેવોમાં આપસમાં એકતા ન હતી; દરેક દેવ અથવા દેવોનો પ્રત્યેક ગણ (સમૂહ) કિંવા જાતિ પોતપોતાના અભિમાનમાં મસ્ત રહી જૂદીજ રહેતી હતી, ત્યારે તેઓ રાક્ષસો સામે ટકીજ શકતા નહિ. છેવટે જ્યારે દેવોએ એ ફાટફુટનું પરિણામ પ્રત્યક્ષ જોયું અને સંઘબળવિના જીવવુંજ અશક્ય થઇ પડયું, ત્યારેજ પછી તેમણે પોતાનો એક મહાન અભેદ્ય સંઘ રચ્યો; બધા દેવોએ પોતપોતાની પૂરેપૂરી શક્તિ વાપરી અને પોતાના રાજ્યને બચાવવાનો તનતોડ પ્રયત્ન કર્યો. એથી દેવોમાં-અર્થાત્ તિબેટ ( त्रिविष्टप ) ના રહેવાસીઓમાં મહાસમર્થ સંઘબળ એકત્ર થતાં તેમનું બળ વધ્યું; અને તેથીજ તેઓ પાછા સ્વતંત્ર થઇ શકયા તથા પોતાના ગયેલા સામ્રાજ્યને પાછું મેળવી શકયા. તાત્પર્ય એ છે કે, જ્યાંસુધી માંહોમાંહે લડાઇટંટા ચાલ્યા કરશે, ત્યાંસુધી તો કૌટુંબિક સુખ કે રાષ્ટ્રીય ઉન્નતિ થવી અશક્યજ છે.

દેવો અને અસુરોના સો વર્ષના યુદ્ધ(હન્ડ્રેડ ઇયર્સ વૉર)ના વર્ણનમાંથી આપણને એજ મહત્ત્વનો ઉપદેશ મળે છે. માટે હવે એટલો બોધ લઇને નીચેનો વેદમંત્ર જોઇએઃ—

**संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥**

( ઋગ્૦ ૧૦-૧૯૧-૨ )

"હે સજ્જનો ! તમે (**संगच्छध्वं**) આપસમાં એકતા કરો; (**संवदध्वं**) આપસમાં ઉત્તમ ભાષણ કરો; પોતાનાં મનને સુસંસ્કારવાળાં કરો; અને જે રીતે પ્રાચીન જ્ઞાનીઓ પોતાના પ્રારબ્ધપર વિશ્વાસ રાખીને સંતુષ્ટ રહેતા હતા, તેજ રીતે તમે પણ સંતુષ્ટ રહો " તથા-

**समानी व आकूतिः समाना हृदयानि वः । समानमस्तु वो मनो यथा वः सु सहासति ॥**

( ઋગ્૦ ૧૦-૧૯૧-૪ )

"હે લોકો ! તમારો સંકલ્પ, તમારા હૃદયનો ભાવ, તમારૂં મન-અર્થાત્ તમારો સઘળો વ્યવહાર-સમાન એટલે કે સૌ સાથે હળતોમળતો થાઓ કે જેથી તમે એકતાપૂર્વક રહી શકો."

આ વેદનો ઉપદેશ ઉપર જણાવેલી એકતાનોજ બોધ આપે છે; અને તેજ વાચકોના મનમાં સંપૂર્ણરીતે ઠસાવવા માટે પૂર્વોક્ત ઐતિહાસિક કથાઓ તથા કાવ્યમય ઐતિહાસિક વર્ણનો કરેલાં છે. ઉપરની કથાઓ આ દૃષ્ટિએ વંચાય અને તપાસાય તો તો તે તે કથાઓનું રહસ્ય સહેલાઇથી સમજી શકાશે;અને મહાભારતના કાવ્યમય ઇતિહાસનું મહત્ત્વ દૃષ્ટિગોચર થશે.

આ લેખમાં (૧) બે તપસ્વી ભાઇઓની કથા, (૨) સુંદ અને ઉપસુંદની કથા અને (૩) મહિષાસુરના આખ્યાનનું વર્ણન ટુંકાણમાં દર્શાવ્યું છે; અને (૪) મહાભારતની કથા તો સૌને વિદિતજ છે. આ ચારે કથાઓની વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છેઃ-

**(૧) તપસ્વી ભાઇઓની કથાઃ**--બે તપસ્વી ભાઇઓને એકબીજા સાથે ઝગડો થયો

અને બન્નેને ત્રીજો આવી હજમ કરી ગયો.

(૨) **સુંદ અને ઉપસુંદની કથા**:–બે રાક્ષસ ભાઈઓ માંહોમાંહે પૂર્ણ એકતાથી રહેવાથી ત્રિલોકમાં વિજયી થયા; પરંતુ એકબીજા વચ્ચે ઝગડો થતાંજ તેમનો નાશ થયો.

(૩) **મહિષાસુરની કથા**:–દેવોમાં આપસમાં એકતા નહોતી, તેવે વખતે અસુર દેશના રાજા મહિષાસુરે દેવોના રાજ્ય ઉપર હુમલો કરીને દેવોને હરાવ્યા. પછી દેવોએ પોતાની સંઘશક્તિ વધારીને સ્વતંત્રતા પાછી મેળવી.

(૪) **પાંડવ-કૌરવોની કથા**:–બે ભાઇ–કૌરવપાંડવોનો એકબીજા સાથે ઝગડો થયો અને આર્યજાતિના મુખ્ય વીરોનો નાશ થવાથી આર્યજાતિને ખૂબ નુકસાન થયું.

આ ચારે કથાઓ વાંચનાર ધ્યાનપૂર્વક વાંચશે તો તે તરતજ સમજી શકશે કે, (૧) આર્ય તપસ્વીઓમાં ઝગડો, (૨) આર્યરાજાઓમાં આપસની ફુટ, અને (૩) દેવોમાં સંઘશક્તિનો અભાવ વગેરે બાબતો ઉપરની કથાઓમાં વર્ણવેલી છે.

સાથે સાથે (૧) અસુરો અને રાક્ષસોમાં અપૂર્વ સંઘશક્તિ, (૨) બળ અને વીર્યમાં તેમની શ્રેષ્ઠતા, અને (૩) શરૂઆતમાં અસુરોનો ઘણેભાગે વિજય થવો, વગેરે વર્ણન છે.

પરંતુ આ ઉપરથી એ વખતના બધાજ આર્યો નકામા હતા અને બધા રાક્ષસો સારા હતા, એવું અનુમાન કરવા જેવું નથી; પણ આ વર્ણનનો ઉદ્દેશ જૂદોજ છે. જે મહાકવિ પોતાની જાતિના ઉદ્ધાર માટે મહાકાવ્ય રચે છે, તે ખાસ હેતુથીજ કથાઓ, આખ્યાનો અને ઉપાખ્યાનોનો સંગ્રહ કરે છે. પોતાની જાતિની ઉન્નતિ શી રીતે થાય, તેમાં શા શા દોષ છે, પોતાના શત્રુઓમાં કયા કયા સદ્‌ગુણો છે,તેનો વિચાર કરીનેજ કવિ પોતાનું કાવ્ય લખે છે. વિશાળ મનવાળા વ્યાસભગવાન અસાધારણ કવિ અને અલૌકિક બુદ્ધિ તથા વિદ્વત્તાવાળા હતા; અને તેથીજ તેમણે પોતાના અપૂર્વ કાવ્યમાં–અર્થાત્ આ મહાભારતમાં–વિલક્ષણ ચાતુર્યપૂર્વક કથાઓનું ગુંથણ કર્યું છે. વાંચનાર મહાભારત વાંચવાની સાથેસાથે સૂક્ષ્મ દૃષ્ટિએ વિચાર કરતા રહેશે, તો તો તરતજ તેમને તે કાવ્યનું રહસ્ય પણ સમજાશે.

## (૮) ઉન્નતિનો રાજમાર્ગ

શત્રુજાતિના કરતાં અધિક સદ્‌ગુણસંપન્ન થવાય તો ઉન્નતિ થાય છે. **શત્રુઓનું બળ જે ખાસ ગુણોને લીધે વધેલું હોય છે, તે ગુણો આપણામાં લાવવા જોઈએ અને વધારવા જોઈએ; તથા આપણામાં જે દુર્ગુણોને લીધે નિર્બળતા આવતી હોય તેને દૂર કરવા, એ પણ ખાસ જરૂરનું છે.** આપણામાંના દુર્ગુણોને દૂર કરવાથી તથા ઘણા સદ્‌ગુણો પ્રાપ્ત કરવાથીજ ઉન્નતિ થઈ શકે છે.

તેથી મહાકવિ શત્રુના ગુણોનું વર્ણન વધારે સ્પષ્ટરૂપે કરે છે કે જેથી તે ગુણોની છાપ પોતાની જાતિના લોકોના અંતઃકરણ ઉપર સ્પષ્ટરૂપે પડે; અને પોતાની જાતિ તે શુભ ગુણોને ગ્રહણ કરી ઉન્નતિ પ્રાપ્ત કરે. સાથે સાથે તેઓ સ્વજાતિના દુર્ગુણો પણ જરા લંબાવીને વર્ણવે છે, કે જેથી સ્વજાતિના લોકો 'દુર્ગુણ શું?' તે પણ સમજે અને તે દુર્ગુણોને દૂર ફેંકી દઇ નિર્દોષ બનીને પોતાની ઉન્નતિ કરે.

શત્રુના ગુણ જોવા, તેમને અપનાવવા અને વધારવા; તથા સાથેસાથે પોતાના દોષ દૂર કરી ઉન્નતિ સાધવી, એજ ઉન્નતિનો સીધો રાજમાર્ગ છે. આ દૃષ્ટિએ પૂર્વોક્ત ચારે કથાઓમાં આર્યજાતિના દોષ અને અસુરજાતિના ગુણ વર્ણવેલા છે; તથા આ વર્ણનમાં કહેવાની વાત વાચકોના મનમાં ઠસી જાય તેટલા માટે તેમાં થોડીક અતિશયોક્તિ પણ કરેલી છે.

આર્યજાતિના વીર પુરુષોમાં ધૈર્ય, વીર્ય, શૌર્ય વગેરે વખાણવાલાયક ગુણોનું વર્ણન

મહાભારતમાં સર્વત્ર છેજ. જો આ વર્ણન ન હોત અને કેવળ સ્વજાતિના દોષોજ બતાવીને ગ્રંથ લખ્યો હોત, તો તો તે વાંચવાથી વાચકો નિરાશજ થાત; પરંતુ મહાભારત વાંચવાથી તો ઉત્સાહ વધેજ છે. આમ થવાનું કારણ એ છે કે, સ્વજાતિના દુર્ગુણ અતિશયોક્તિપૂર્વક વર્ણવવા છતાંયે તેને ગૌણ :સ્થાન આપેલું છે; અને સ્વજાતિની મહત્તા દર્શાવનારા ગુણોનું વર્ણન મુખ્યરૂપે કરેલું છે. આથીજ પાઠકોના મન ઉપર આ મહાભારતના વાંચનની અસર ઘણી ઉચ્ચ અને ઉદાત્ત થાય છે. અસ્તુ.

આ લેખમાં 'મહાભારત ગ્રંથ એકતાનો બોધ આપે છે' એ વિષેજ લખવામાં આવ્યું છે. પાઠકો એવી રીતે અન્યાન્ય કથાઓનો પણ વિચાર કરે અને વધુ બોધ મેળવે.

## ૧૦—સમ્રાટ્‌ના વધની કથા

સામાન્ય રીતે **આર્યધર્મશાસ્ત્રમાં "અરાજક"** લોકોનો સર્વત્ર નિષેધજ કરેલો છે. પુરાણોમાં "नाऽविष्णुः पृथिवीपतिः"—અર્થાત્ "વિષ્ણુનો અંશ ન હોય તો સમ્રાટપદ મળતું નથી" એમ કહીને રાજાની શક્તિનું ઘણુંજ ગૌરવ બતાવેલું છે. જો કે આ ગૌરવવિષે પુરાણોમાં સર્વત્ર લખેલું છે, છતાં પણ "રાજાની શક્તિ અનિયંત્રિત" છે, એવું કોઇપણ ગ્રંથમાં લખેલું નથી. વેદમાં પણ એમજ કહ્યું છે કેઃ—

**राजा राष्ट्राणां पेशः ।** (ઋગ્વેદ ૭—૩૪—૧૧)

અર્થાત્—"રાજા, એ તો રાષ્ટ્રનું પોતાનું રૂપ છે—અર્થાત્ રાજ્યની પોતાનીજ સુંદરતા છે." આ મંત્રમાં રાજાને રાષ્ટ્રના શણગારરૂપે વર્ણવે છે. આવું વર્ણન હોવા છતાં પણ પુરાણોમાં અને ઇતિહાસોમાં દુષ્ટ રાજાઓનો સર્વત્ર નિષેધજ કરેલો છે; એટલુંજ નહિ પણ ઋષિઓએ પ્રસંગોપાત દુષ્ટ રાજાઓને વધ પણ કરેલો છે. આ વિષે વેનરાજાનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે.

### (ક) વેનરાજાનો વધ

સ્વાયંભુવ મનુના વંશમાં અંગ નામનો એક રાજા હતો. તેનો પુત્ર વેનરાજા પિતાના મૃત્યુ પછી ગાદીએ આવ્યો. આ વેનરાજા ધર્મના નિયમોને અનુસરીને નહિ ચાલવાથી ઋષિઓએ એકઠા થઇને દર્ભાસ્ત્રથી તેનો વધ કર્યો; અને તેનો મોટો પુત્ર નાલાયક હોવાથી તેને રાજ્યગાદી નહિ આપતાં બીજા પુત્ર પૃથુને રાજ્યગાદીએ બેસાડયો. આ કથા મહાભારત, હરિવંશ, વિષ્ણુપુરાણ, પદ્મપુરાણ વગેરેમાં વિસ્તારપૂર્વક આવે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, ઋષિમુનિઓ સમ્રાટને ઘણુંજ માન આપતા હતા; પરંતુ જો તે નાલાયક નીકળે તો તેનો વધ પણ કરતા, અને જે રાજ્યગાદીને લાયક હોય તેનેજ ગાદીએ બેસાડતા હતા. એજ નિયમ પ્રમાણે વેનના નાલાયક મોટા પુત્રને રાજ્યગાદી નહિ આપતાં બીજા પુત્રને આપવામાં આવી.

નાલાયક રાજાને આવી રીતે સજા કરવામાં કોઇ પણ સજ્જનને મતભેદ હોઇ શકે નહિ. કેમકે રાજા ભલેને ગમે તે હોય, તોપણ તેને ખાસ કાર્યને ખાતરજ રાજ્યગાદીએ રાખવામાં આવે છે; અને તે કાર્ય બજાવે ત્યાંસુધીજ તે રાજ્યગાદીપર રહેશે. તે પોતાનું કર્તવ્ય તજશે ત્યારથી તેને રાજ્યગાદીપર રહેવાનો અધિકારજ નહિ રહે. વેદમાં એજ હેતુથી રાજ્યાભિષેકપ્રસંગના મંત્રોમાં કહ્યું છે કેઃ—

**त्वां विशो वृणतां राज्याय त्वमिमाः प्रदिशः पंच देवीः ।**
**वर्ष्मन्राष्ट्रस्य ककुदि श्रयस्व ततो न उग्रो वि भजा वसूनि ॥** (અથર્વ૦ ૩—૪—૨)

"હે રાજન્! રાજ્યને માટે (विशः) પ્રજાઓ (त्वां वृणतां) તનેજ સ્વીકારો. પાંચે

દિશાઓમાં રહેનારી સઘળી પ્રજાઓ તારો સ્વીકાર કરો. તે પ્રજાઓની અનુમતિથીજ તું રાજ્યારોહણ કર અને (उग्रः) શૂરવીર થઇને બધી પ્રજાઓને ( वसूनि विभज ) ધનનો યોગ્ય હિસ્સો આપ ” તથા–

ध्रुवाय ते समितिः कल्पतामिह ॥ ( અથર્વ૦ ૬–૮૮–૩ )

“હે રાજન્! તને કાયમ રાખવાને માટે (इह)આ રાષ્ટ્રમાં ( समितिः )રાજસભા તને મદદ કરો. ”

આ ઉપદેશ સ્પષ્ટ દર્શાવે છે કે, વૈદિક ધર્માનુસાર જનતાના મતને અનુકૂળ ચાલતાં સુધીજ તે રાજા રાજ્યગાદીપર રહી શકે છે; અને તે પ્રજામતથી વિરુદ્ધ ચાલે, ત્યારે તેને પદભ્રષ્ટ પણ કરી શકાય છે. કેટલાય આર્ય રાજાઓ આવી રીતે પ્રજાવિરોધનેજ કારણે નાશ પામ્યા હતા અને તેમનો તે નાશ પૂરેપૂરો ધર્માનુસારજ હતો.

પરંતુ આ વેનરાજાનો વધ કરનારા ઋષિમુનિઓને કોઇપણ ઇતિહાસકારે “અરાજક” કહ્યા નથી. હાલ યૂરોપમાં પાશવી ( જંગલી ) સભ્યતા વધી જવાથી ત્યાં અરાજકતાનો પણ પંથ શરૂ થયો છે. પૂર્વોક્ત ઋષિમુનિઓનો એવો તો જરાપણ આશય ન હતો; પરંતુ તે છતાં યૂરોપના જેવાંજ અરાજકોનાં કાવત્રાં મહાભારતમાં પણ જણાય છે. આ લેખમાં હવે વિષે વિશેષ વિચાર કરીશું. જુઓઃ–

## (ખ) અરાજકોનું કાવત્રું

ભારતવર્ષમાં સર્પ નામની એક જાતિ રહેતી હતી, એ તો પ્રસિદ્ધ વાત છે. સર્પજાતિની સ્ત્રીઓનાં આર્યોસાથે લગ્ન થતાં હતાં, એનાં પણ અનેક ઉદાહરણ મહાભારતમાં છે. દિગ્વિજયી આર્યજાતિએ સર્પજાતિને હરાવવાથી તે લગભગ પરતંત્ર અને કંઇપણ અધિકાર-વિનાની થઇ ગઇ હતી. મહાભારતના પહેલાંના કાળની આ ઘટના મહાભારત કાવ્યમાં સ્પષ્ટ રીતે દેખાય છે.

સર્પજાતિની સ્ત્રીઓ આર્યપુરુષો સાથે પરણી શકતી હતી, પરંતુ આર્યસ્ત્રીઓ સર્પ-પુરુષો સાથે પરણતી ન હતી. આથી સિદ્ધ થાય છે કે, સર્પજાતિની રાજકીય સ્થિતિ ઘણીજ ખરાબ થઇ ગઈ હતી;અને તેથીજ સર્પજાતિની સ્ત્રીઓને આર્યજાતિના પુરુષોસાથે પરણવાથી જે લાભ થતા હતા, તે આર્યસ્ત્રીઓને સર્પપુરુષો સાથે પરણવાથી નહોતા થતા.

પરતંત્ર જાતિની સ્ત્રીઓ સ્વજાતિને પરતંત્ર કરનાર દિગ્વિજયી જાતિના પુરુષો સાથે શરીરસંબંધ બાંધવામાં પોતાનું હિત માનવા લાગે, એ તો પરાજિત અને પરતંત્ર જાતિની અધોગતિની હદજ બતાવે છે. આવી સ્થિતિ થયા પછી તે પરતંત્ર પ્રજાએ કોઇપણ પ્રકારે ઉન્નતિની આશા રાખવીજ નહિ. સ્ત્રીઓમાંથી સ્વાભિમાન નાશ પામતાં જાતીયતાની કલ્પના પણ માતાઓનાં શુદ્ધ અંતઃકરણોમાંથી નીકળી જાય છે; અને તેમ થયું એટલે પછી તેમનાં સંતાન પણ એવાંજ સ્વાભિમાનશૂન્ય થવાનાં એમાં શંકાજ શી રાખવી ! તેથીજ પાંડવોના દિગ્વિજય પછી સર્પજાતિની જે અધોગતિ થઇ હતી, તેમાંથી તે જાતિ હજુસુધી પણ ઉઠી શકી નથી. વાંચકોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે, સર્પજાતિની દાસ્યવૃત્તિની આ પરાકાષ્ઠાજ હતી.

ઘણે ભાગે અરાજકો “દબાયલી જાતિ” માંથીજ પેદા થાય છે. જ્યારે ન્યાયના અને ધર્મમાર્ગે ઉન્નતિ કરવાના સઘળા માર્ગ બંધ થઇ જાય છે, જ્યારે વિજયી લોકો દબાયલી પ્રજાની ઉન્નતિના માર્ગો ચારેબાજુથી બંધ કરી દે છે; ત્યારે નવજુવાનોમાં અરાજકતાનાજ વિચાર ઉત્પન્ન થાય છે, અને તે નવજુવાનો વિજયી જાતિના મુખ્ય વીરો અને રાજાઓનાં ખૂન કોઇ પણ રીતે કરવાને તૈયાર થાય છે. સર્પજાતિના અરાજક યુવકોએ પણ આ પ્રમાણે-

જ કર્યું અને તેમણે આર્યસમ્રાટ્ રાજાધિરાજ પરિક્ષિતનો રાજગૃહમાંજ વધ કર્યો ! !

## (ગ) સમ્રાટ્ પરિક્ષિતનો વધ

સર્પજાતિના નવયુવકો રાજા પરિક્ષિતના દરબારમાં સંન્યાસીઓના વેશમાં દાખલ થયા. તપસ્વી સાધુ સંન્યાસીઓને આર્ય રાજાઓના મહેલોમાં જવાનો કદી પ્રતિબંધ ન હતો, તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ–

**जगाम तक्षकस्तूर्णं नगरं नागसाह्वयम् ॥**
**अथ शुश्राव गच्छन्स तक्षको जगतीपतिम् । मंत्रैर्गदैर्विषहरै रक्ष्यमाणं प्रयत्नतः ॥**
**स चिन्तयामास तदा मायायोगेन पार्थिवः । मया वंचयितव्योऽसौ क उपायो भवेदिति ॥**
**ततस्तापसरूपेण प्राहिणोत्स भुजंगमान् । फलदर्भोदकं गृह्य राज्ञे नागोऽथ तक्षकः ॥**

**॥ तक्षक उवाच ॥**

**गच्छध्वं यूयमव्यग्रा राजानं कार्यवत्तया । फलपुष्पोदकं नाम प्रतिग्राहयितुं नृपम् ॥**

**॥ सौति उवाच ॥**

**ते तक्षकसमादिष्टास्तथा चक्रुर्भुजंगमाः । उपनिन्युस्तथा राज्ञे दर्भानापः फलानि च ॥**
**तच्च सर्वं स राजेन्द्रः प्रतिजग्राह वीर्यवान् । कृत्वा तेषां च कार्याणि गम्यतामित्युवाचतान् ॥**
( મહા૦ આદિ૦ અ૦ ૪૩ શ્લોક ૨૧ થી ૨૭ )

અર્થાત્–"તક્ષક સર્પે હસ્તિનાપુર આવતાં રસ્તામાં સાંભળ્યું કે,રાજા અનેક રીતે સુરક્ષિત છે. ત્યારે તે વિચારવા લાગ્યો કે, હવે તો કપટથીજ રાજાને ઠગવો પડશે. ત્યારપછી તક્ષક સર્પે, તેના સાથીઓને તપસ્વીનાં રૂપ ધારણ કરી ફળ, દર્ભ તેમજ જળ વગેરે લઇને રાજા પાસે જવા કહ્યું; અને સાથેસાથે સાવધાન રહેવાની પણ સૂચના કરી કે, ગભરાઇ જશો નહિ. કોઇપણ કામને બહાને રાજા પાસે જઈને તેને ફળફૂલ તેમજ જળ આપજો. સર્પોએ તક્ષક સર્પની આજ્ઞા પ્રમાણે કર્યું અને રાજાને ફળફૂલ તથા જળ આપ્યાં. મહાપરાક્રમી રાજા પરિક્ષિતે તે સઘળું ગ્રહણ કર્યું અને તેમનું કાર્ય પૂરૂં થયા પછી તેમને જવાની આજ્ઞા આપી."

આ શ્લોકોમાં સર્પજાતિના અરાજકોના કાવત્રાનો ઠીકઠીક પત્તો મળે છે. (૧) સર્પજાતિના કેટલાક નવયુવકો આર્ય સંન્યાસીઓના જેવો વેશ ધારણ કરે છે, (૨) રાજાને મળવાને અને આશીર્વાદ આપવાને બહાને રાજદરબારમાં જવા ધારે છે, (૩) રાજદરબારમાં આ કપટી સાધુઓ દાખલ થાય છે, (૪) આર્યરાજા તે સંન્યાસીઓ ઉપર કોઇપણ પ્રકારનો શક લાવતો નથી. પરંતુ તે સાધુઓમાંજ એક મુખ્ય "અરાજક સર્પ" હતો. બીજા કપટી સંન્યાસીઓ ફળ વગેરે રજુ કરીને ચાલ્યા ગયા, પણ તે તો ત્યાંજ ભરાઇ રહી યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો. એટલામાં સંધ્યાકાળ થવા આવ્યો અને સાયંસંધ્યોપાસન વગેરે માટે રાજદરબાર બરખાસ્ત થવાની ગરબડ થઈ રહી હતી,એવામાં એકાએક તે અરાજક સર્પ આગળ આવ્યો અને તેણે સમ્રાટ્ પરિક્ષિતનો વધ કર્યો.

**वेष्टयित्वा च वेगेन विनद्य च महास्वनम् । अदशत्पृथिवीपालं तक्षकः पन्नगेश्वरः ॥**
( મહા૦ આદિ૦ અ૦ ૪૩ શ્લોક ૩૭ )

" અરાજક સર્પે સ્વશરીરથી મહારાજા પરિક્ષિતને એકદમ ઘેરી લઇને મોટીગર્જનાપૂર્વક તેને દંશ કર્યો. "

અર્થાત્–આ વધ કોઇપણ હાથયારથી નહોતો થયો, પરંતુ સમ્રાટ્‌ને પૃથ્વી ઉપર પછાડીને તેનું ગળું દબાવી મારી નાખ્યો હતો. સર્પજાતિના નવયુવકોમાં આર્યરાજાઓ ઉપર એટલું બધું વેર હતું કે, તેઓ આર્યરાજાઓનાં ગળાં દાબીને અથવા પોતાના મુખથી કરડીને પણ તેમના જાન લેવાને તૈયાર થતા હતા. એમ શામાટે થયું ? આર્યરાજાઓએ સર્પજાતિ ઉપર એવો શો ભયંકર અત્યાચાર કર્યો હતો ? તે વિચારવા જેવું છે. તે જોવા

પહેલાં એક–બે બાબતો પ્રથમ જાણવાની જરૂર છે; અને તે નીચે પ્રમાણે છેઃ–

## (ઘ) રાજાના મૂર્ખ મંત્રીઓ

ते तथा मंत्रिणो दृष्ट्वा भोगेन परिवेष्टितम् । विषण्णवदनाः सर्वे रुरुदुर्भृश दुःखिताः ॥
तं तु नादंतत: श्रुत्वामंत्रिणस्ते प्रदुद्रवः । ( મહા૦ આદિ૦ ૪૪ શ્લો૦ ૧–૨)

"એવી રીતે રાજાને ઘેરાયેલા જોઇને મંત્રીઓ ઘણા દુઃખી થઇને તથા ખેદયુક્ત મોઢું કરીને રડવા લાગ્યા અને પછી ગર્જનાના અવાજ સાંભળીને બધા નાસવા લાગ્યા."

જુઓ! આ દરબારના મંત્રીઓ છે! રાજાના શરીર ઉપર શત્રુનું આક્રમણ થયું છે; તે અરાજક નવયુવક રાજાનું ગળું દાબી રહ્યો છે; એવું જોવા છતાં પણ તે મંત્રીઓ માત્ર રડે છે અને નાસી રહ્યા છે! કોઇ એક પણ પોતાની તલવાર તેના ઉપર ચલાવતોજ નથી. બુદ્ધિહીનતાની આથી વધારે પરાકાષ્ઠા શું હોઇ શકે? આવા દુર્બળ મંત્રીઓ હોય ત્યાં રાજા જીવતો નજ રહી શકે; અને સામ્રાજ્ય પણ વધારે ટકી શકે નહિ. પાંડવો પછી બીજી-જ પેઢીએ આટલું અધઃપતન થયું હતું, તે અત્રે વિચારપૂર્વક ધ્યાનમાં લેવું જોઇએ.

ઉપર પ્રમાણે સર્પજાતિના એક અરાજક નવયુવકે રાજાને મુખથી કરડીને તેનો જીવ લીધો, અને પછી તે નાસી ગયો! આર્ય રાજધાનીમાં તેને કોઇએ પકડયો પણ નહિ, એવી વ્યવસ્થા એ સમયે હસ્તિનાપુરમાં હતી! આવી અંધાધુંધી કોઈપણ રાજ્યધાનીમાં હોય તો તે સામ્રાજ્ય શી રીતે આગળ વધી શકે? કમમાં કમ જાગૃત રહીને આત્મરક્ષણ કરવાની શક્તિ તો તેનામાં જોઇએજ ને!

## (ચ) અરાજક કાવત્રાની ખબર

અરાજક સર્પોના કાવત્રાની રાજાને સાત દિવસથી ખબર હતી; અને સમ્રાટ્ પોતાનું રક્ષણ પણ કરતો હતો. એવો રક્ષણનો પ્રબંધ હોવા છતાં પણ કપટી સર્પ–સંન્યાસીઓ દરબારમાં દાખલ થઇ શકે છે; રાજાની પાસે જાય છે, અને તેમનામાંનો એક રાજાના શરીર ઉપર હુમલો કરે છે તથા તેનો નાશ કરે છે. આ વાત ખાસ ધ્યાનપૂર્વક તપાસીશું તો ભારતીય સમ્રાટોની કૌશલ્યહીનતાજ દેખાઇ આવશે. પોતાનો વધ કરવામાટે કેટલાકો કાવત્રું કરે છે, તે જાણવા છતાં પણ સાધુ, સંન્યાસી વગેરે ગમે તેને પણ પરીક્ષા કર્યાવિના દરબારમાં દાખલ થવા દેવા, એ કૌશલ્યહીનતાજ બતાવી આપે છે.

અરાજક સર્પોના કાવત્રાની ખબર ઋષિમુનિઓના નવયુવકોને પણ હતી. એક ઋષિકુમારે પહેલેથીજ કહી દીધું હતું કે, "આજથી સાતમે દિવસે એક સર્પ આવીને પરિક્ષિત રાજાનો નાશ કરશે." જુઓઃ–

तं पापमतिसंक्रुद्धस्तक्षक पन्नगेश्वर: । सप्तरात्रादितो नेता यमस्य सदनं प्रति ॥
द्विजानामवमंतार कुरूणामयशस्करम् ॥ ( મહા૦ આદિ૦ ૪૧ શ્લોક ૧૪ )

અર્થાત્–"ક્રોધાયમાન તક્ષકસર્પ, બ્રાહ્મણોનું અપમાન કરનાર અને કુરુકુળના કલંકરૂપ તે પાપી રાજાને સાત દિવસમાં યમને ઘેર પહોંચાડશે."

ઋષિકુમારના આ શબ્દો અરાજકોના કાવત્રાની વાત સ્પષ્ટપણે બતાવી આપે છે. નવયુવકોમાંના કેટલાએકોને આ વાતની ખબર હતી, એમ આ ઉપરથી જણાય છે. સમ્રાટ્-ના નાશનો વખત પણ લગભગ નક્કી જેવોજ હતો. ઉપલા ઋષિકુમારના શબ્દોમાં સમ્રાટ્ પરિક્ષિતને માટે "(૧) પાપી, (૨) બ્રાહ્મણોનું અપમાન કરનાર, અને (૩) કુરુકુળને કલંક લગાડ-નાર" એ ત્રણ વિશેષણો છે. એમાં પણ કંઇક ભાવ હશેજ ને! પરિક્ષિતરાજાએ પોતાના પ્રશ્નનો જવાબ ન આપવાના કારણેજ એક શમીક નામના શાંત તથા મૌનવ્રતવાળા તપસ્વીના

ગળામાં મરેલો સર્પ લટકાવ્યો હતો. જે રાજા પોતાના પ્રશ્નનો જવાબ ન મળવાને ખાતર-જ મૌનવ્રતધારી તપસ્વીનું આવું અપમાન કરે છે, તેને માટે બ્રાહ્મણોમાં આદરભાવ પણ ક્યાંથીજ હોય ! ઉપરોક્ત બ્રાહ્મણકુમારે પરિક્ષિતને એજ કારણથી ઉપલાં વિશેષણો લગાડ્યાં છે—અર્થાત્‌ પરિક્ષિતના રાજ્યમાં અરાજક નવયુવકોનાં કાવત્રાં વધી ગયાં હતાં અને બ્રાહ્મણ-સમાજમાં પણ તેના પ્રત્યેનો આદરભાવ ઓછો થયો હતો. જો કે શ્રેષ્ઠ બ્રાહ્મણો તેનો અનાદર વ્યક્ત કરતા ન હતા, પણ કુમારો તો ઉપર પ્રમાણે બોલવામાં સંકોચ રાખતા ન હતા. તે વખતે આવી સ્થિતિ હતી.

ઋષિકુમારનું કહેવું તેના પિતા શમીકઋષિના જાણવામાં આવ્યું, ત્યારે તે તપસ્વીને મહાદુઃખ થયું;અને તેમણે સમ્રાટ્‌ પરિક્ષિતને પોતાનું રક્ષણ કરવાની સૂચના આપી. આ સૂચના પ્રમાણેજ સમ્રાટ્‌ પોતાનું રક્ષણ કરતો હતો; પરંતુ મૂર્ખ મંત્રીઓની કૌશલ્યહીનતાને લીધે ઉપર પ્રમાણે અરાજક નવયુવકથી તે માર્યો ગયો. આ રીતે સર્પજાતિના એક અરાજક નવ-યુવકે આર્યસમ્રાટ્‌ પરિક્ષિતનો નાશ કર્યો.

## (છ) આ પહેલાં પણ એકવાર થયેલો પ્રયત્ન

આર્યરાજાનો વધ કરવાના પ્રયત્નો સર્પજાતિઓએ અનેકવાર કર્યા હતા. આ તેમનો છેલ્લો પ્રયત્ન હતો અને આ છેલ્લા પ્રયત્નમાં સર્પજાતિના યુવકની ઇચ્છા પૂર્ણ થઈ. આ પહેલાં જે જે પ્રયત્નો કર્યા હતા તેમાં તો તેને નિષ્ફળતાજ મળી હતી. તેનું કારણ એટલુંજ છે કે, પરિક્ષિતરાજા આત્મરક્ષણ કરવા સમર્થ ન હતો, જ્યારે તેના પૂર્વજોમાં આત્મરક્ષણ કરવા ઉપરાંત સામ્રાજ્ય વધારવાની શક્તિ પણ હતી. સર્પજાતિના નવયુવકોનાં કાવત્રાં એ અગાઉ પણ ચાલુજ હતાં;પરંતુ આર્યોની વીરતા વિશેષ હોવાથી તે અરાજકો તેમને કંઇપણ નુકસાન કરી શક્યા ન હતા. પછી જ્યારે આર્યરાજાઓમાં વીરત્વની ઉણપ અને ભોગ-વૃત્તિ પ્રાધાન્ય ભોગવવા લાગી, ત્યારેજ અરાજકો સફળ થવા પામ્યા. ઘણે ભાગે અરાજકોનાં હથિયારોના પ્રયોગ આવા દુર્બળ રાજાઓ ઉપરજ ચાલે છે. હવે ત્યાર પહેલાંનાં કાવત્રાંવિષે પણ થોડુંક વર્ણન જોવું જોઇએ.

અર્જુન અને કર્ણનું યુદ્ધ થતી વખતે એક અરાજક સર્પ—નવયુવક અર્જુનનો વધ કરવાની ઇચ્છાથી કર્ણને મદદ કરવામાટે તેની પાસે ગયો હતો અને ખાસ જાતનાં બાણો પણ તેણે વીર કર્ણને આપ્યાં હતાં. જુઓ:—

ततस्तु पातालतले शयानो । नागोऽश्वसेनः कृतवैरोऽर्जुनेन॥
अथोत्पपातोर्ध्वगतिर्जवेन । संदृश्य कर्णार्जुनयोर्विमर्दम् ॥
अयं हि कालोऽस्य दुरात्मनो वै पार्थस्य वैरप्रतियातनाय ।
संचिंत्य तूर्णं प्रविवेश चैव कर्णस्य राजन् शररूपधारी ॥(કર્ણપર્વ અ૦ ૯૦ શ્લોક૧૨થી ૧૪)

અર્થાત્—"અર્જુનની સાથે વેર કરનારો પાતાળ દેશનો સર્પજાતિનો અશ્વસેન નામે એક માણસ કર્ણ અને અર્જુનનું યુદ્ધ જોઇને વેગપૂર્વક ઉપર આવ્યો. અર્જુનનો બદલો વાળવાનો આજ ઉત્તમ સમય છે, એમ ધારીને તે કર્ણના ભાથામાં દાખલ થયો."

આ વર્ણનથી સ્પષ્ટ સમજાય છે કે, અર્જુન સાથે વૈર રાખનારા સર્પો હતા. અર્જુનનો નાશ કરવાની તક મળવાની તે અરાજક સર્પો વાટ જોતા હતા. કર્ણ અને અર્જુન વચ્ચે યુદ્ધ ચાલતું જોઇને તે વખતનો લાભ લેવાનો તે અરાજક સર્પોએ નિશ્ચય કર્યો.

વાચક જોઈ શકશે કે, આ અરાજક યુવકો કેવા ચતુર હતા. તેઓ ભીષ્મ, દ્રોણ વગેરે વીરો સાથે મળી જઇને અર્જુનનો નાશ કરવા તૈયાર થયા નહિ; કેમકે તેઓ સારી રીતે

જાણતા હતા કે, ભીષ્મ, દ્રોણ વગેરે વૃદ્ધ મહારથીઓ અર્જુનનો નાશ કદી કરવાના નથી અને તેમની સાથે ભળવા જતાં પોતાનોજ નાશ થશે.

અર્જુનનો વધ કરવા કર્ણ હૃદયપૂર્વક ઇચ્છતો હતો અને કેટલાંય વર્ષોથી પ્રયત્ન કરતો હતો; તેથી તેની સાથે મળી જતાં સર્પોને મુશ્કેલી નડે તેમ ન હતું. આજ કાર્યમાટે કર્ણે વિશિષ્ટ પ્રકારનાં હથિયારો એકઠાં કર્યાં હતાં અને કૌરવો પાસે કર્ણના જેવો અર્જુનનો કટ્ટો શત્રુ કોઈજ હતો નહિ. આથી તેટલાજ વેરવાળા સર્પયુવકો કર્ણ પાસે આવ્યા અને કર્ણ સાથે મળી જઇને અર્જુનનો નાશ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. આ સર્પો અનેક પ્રકારનાં ઝેરી બાણો લાવ્યા હતા અને તે બાણો તેમણે કર્ણના ભાથામાં મૂકી દીધાં હતાં. આ બાણોથી અર્જુનનો વધ થાય એવી તેમની ઈચ્છા હતી.

તેમાંથી એક બાણ કર્ણે છોડયું, પરંતુ તે અર્જુનના મુકુટ ઉપર વાગ્યું. એ બાણમાં એવો મસાલો ભરેલો હતો કે તેને લીધે અર્જુનનો મુકુટજ બળી ગયો ! જુઓ:—

**स सायकः कर्णभुजप्रसृष्टो हुताशनार्कप्रतिमो महार्हः ।**
**महोरगः कृतवैरोऽर्जुनेन किरीटमाहृत्य ततो व्यतीयात् ॥**
**तं चापि दग्ध्वा तपनीय चित्रं किरीटमाकृष्य तदर्जुनस्य ।**
**इयेष गंतुं पुनरेव तूर्णं दृष्टश्च कर्णेन ततोऽब्रवीत्तम् ॥** (કર્ણપર્વ અ૦ ૯૦ શ્લોક ૪૩-૪૪)

"કર્ણે છોડેલું તે બાણ અર્જુનના મુકુટમાં વાગવાથી તે મુકુટ બળી ગયો !" આવી જાતના ઘણાજ ઝેરી મસાલાથી તે બાણો તૈયાર કરેલાં હતાં. જો આ બાણ શરીર ઉપર વાગ્યું હોત તો શરીર પણ આ રીતે સળગીજ જાત ! અરાજક યુવકોની આ કપટનીતિ આવી ભયંકર હતી; પરંતુ આ વખતે તો અર્જુન બચ્યો. ફરીથી તે અરાજક સર્પ કર્ણની પાસે આવ્યો અને કહ્યું કેઃ-

**मुक्तस्त्वयाऽहं त्वसमीक्ष्य कर्ण शिरोहृतं यन्न मयाऽर्जुनस्य ।**
**समीक्ष्य मां मुंच रणेत्वमाशु हंताऽस्मि शत्रुं तव चात्मनश्च ॥**(કર્ણપર્વ અ૦૯૦શ્લોક ૪૫)

અર્થાત્–"હે કર્ણ ! પહેલીવાર તેં બરાબર તાકયા સિવાય બાણ છોડયું તેથી તે માથામાં નહિ વાગતાં મુકુટમાં વાગ્યું. હવે ફરીથી આ બાણ એવું તાકીને ચલાવ, કે જેથી તારા અને મારા બન્નેના શત્રુ–અર્જુનનો વધ આબાદ રીતે થાય." આ ભાષણ સાંભળીને કર્ણને મહાક્રોધ ચઢયો. કર્ણ જેવા અદ્વિતીય વીરને આ યુવકે કહ્યું કે:–"પહેલીવાર બરાબર તાકયા સિવાય બાણ ચલાવ્યું; હવે બરાબર તાકીને ચલાવ." આ શબ્દો કોઇ પણ વીરને અપમાનકારકજ લાગે; અને આત્માભિમાની કર્ણને તો તે અસહ્યજ થઇ પડયા. તે કઠોર શબ્દો સાંભળીને કર્ણે પૂછયું કે:–"તું કોણ છે ?" તેણે જવાબ આપ્યો કે:—

**नागोऽब्रवीद्विद्धि कृतागसं मां पार्थेन मातुर्वधजातवैरम् ॥** (મહા૦ કર્ણ૦ ૯૦-૪૬)

"મારી માતાનો વધ કરવાથી અર્જુને મારો મહા અપરાધ કર્યો છે, તેથી હું અર્જુનનો બદલો લેવા ઇચ્છું છું." આ સાંભળીને આત્માભિમાની વીર કર્ણ વીરગર્જનાથી બોલ્યો કે:—

**न नाग कर्णोऽद्य रणे परस्य बलं समास्थाय जयं बुभूषेत् ॥** (મહા૦ કર્ણ૦ ૯૦-૪૭)

"હે સર્પ ! વીર કર્ણ બીજાની શક્તિથી વિજય પ્રાપ્ત કરવા નથી ઇચ્છતો." અર્થાત્ આર્યજાતિના શત્રુની મદદથી કર્ણ આર્યવીરનો વિનાશ કરવા ઇચ્છતો નથી. કર્ણમાં પોતામાંજ પોતાના શત્રુને હરાવવા જેટલી તાકાત છે. કર્ણનું આવું ભાષણ સાંભળીને અરાજક સર્પયુવક હતાશ થઇ,કર્ણની મદદની આશા છોડી દઇને જાતેજ અર્જુનનો બદલો લેવા તત્પર થયો.

**इत्येवमुक्तो युधि नागराजः कर्णेन रोषादसहंस्तस्य वाक्यम् ।**

**स्वयं प्रायात्पार्थवधाय राजन् कृत्वा स्वरूपं विजिघांसुरुग्रः ॥**
**ततः कृष्णः पार्थमुवाच संख्ये महोरगं कृतवैरं जहि त्वम् ॥** (મહા૦ કર્ણ૦ ૯૦-૪૯-૫૦)

"કર્ણનું આવું ભાષણ સાંભળીને તે સર્પ જાતેજ અર્જુનનો વધ કરવાની ઇચ્છાથી પોતાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને અર્જુનના તરફ દોડયો. આ જોઈને શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું કે, હે અર્જુન! આ સર્પ તારા ઉપર હુમલો કરવા આવે છે, માટે તે વૈરીનો તું નાશ કર."

આટલી હદસુધી સર્પકુમારો અને અર્જુનને વૈર હતું અને આવી રીતે નવયુવકો બદલો લેવામાટે પ્રયત્ન કરતા હતા; પરંતુ અર્જુન વગેરે અદ્વિતીય પ્રતાપી હોવાથી તેમની ઇચ્છા ફલિભૂત થતી નહોતી. આ રીતે અહીં પણ ઉપલા અરાજક સર્પનો પ્રયત્ન નિષ્ફળ ગયો. કર્ણે તેને મદદ કરવાની ના પાડી તેથી તે જાતેજ અર્જુન તરફ દોડયો, પણ અર્જુને તેને એકજ બાણથી યમરાજને ત્યાં મોકલી દીધો!

## (જ) સર્પો અરાજક શામાટે થયા?

પ્રશ્ન એ થાય છે કે, સર્પજાતિને આર્યરાજાઓ સાથે આટલું બધું વૈર શામાટે હતું? આર્યરાજાઓએ સર્પજાતિ ઉપર એવા શા અત્યાચારો કર્યા હતા કે સર્પજાતિના લોકો રાજાનો વધ કરવાનો પણ પ્રયત્ન કરતા હતા? આનો જવાબ મહાભારતના લેખકજ આપે છેઃ-

**योऽसौ त्वया खांडवे चित्रभानुं संतर्पयानेन धनुर्धरेण ।**
**वियद्गतो जननीगुप्तदेहो मत्त्वैकरूपं निहताऽस्य माता ॥**
**स एष तद्वैरमनुस्मरन्वै त्वां प्रार्थयत्यात्मवधाय नूनम् ।** (મહા૦ કર્ણ૦ ૯૦-૫૨-૫૩)

શ્રીકૃષ્ણ કહે છે કે, "હે અર્જુન! ખાંડવવન બાળતી વખતે તેં આ સર્પની માતાનો નાશ કર્યો હતો. તે સર્પિણીનો પુત્ર આ અશ્વસેન તે વૈર યાદ કરીને જાણે પોતાનો પણ વધ કરાવવા માગતો હોય એમ જણાય છે."

સર્પના ભાષણમાં પણ એજ વાત છે. દિગ્વિજયી અર્જુને ખાંડવવન બાળતી વખતે જે અત્યાચારો કર્યા હતા, તેજ કારણથી સર્પજાતિ આર્યો ઉપર અને ખાસ કરીને અર્જુનના વંશજો ઉપર ઘણું વૈર રાખતી હતી. અર્જુને ખાંડવવનમાં શું કર્યું હતું, તે પણ હવે આપણે જોવું જોઇએ. તેનો ઇતિહાસ આ પ્રમાણે છેઃ-

## (ઝ) અર્જુને ખાંડવવનને બાળવું

પંજાબ પ્રાંતના ઇંદ્રપ્રસ્થ અને ખાંડવપ્રસ્થ નામે બે વિભાગ હતા. દિલ્હીની પાસેનો ભાગ ઇંદ્રપ્રસ્થ કહેવાતો તેમાં વસ્તી થઈ હતી અને નગરો વગેરે વસ્યાં હતાં. ખાંડવપ્રસ્થમાં એક બહુ ભારે જંગલ હતું. તેનો લગભગ બસો-ત્રણસો માઈલનો વિસ્તાર હતો. તે વખતે તે વન ઉપર તિબેટવાસી દેવસમ્રાટ્ ઇંદ્રનો અધિકાર હતો; અને તેના અધિકાર નીચે અસુર, દાનવ, રાક્ષસ, સર્પ વગેરે જાતિઓ ત્યાં રહેતી હતી.

અર્જુનને આર્યોની વસ્તી ત્યાં થાય તો સારૂ, એવો વિચાર આવ્યો; પરંતુ ત્યાં રહેવાનું કામ સહેલું ન હતું. અસુર અને રાક્ષસો તરફથી ત્યાં અનેક પ્રકારનાં કષ્ટો થવાનો સંભવ હતો; તેથી અર્જુન અને શ્રીકૃષ્ણે વિચાર કરીને નક્કી કર્યું કે, આ ખાંડવવનને આગ લગાડવી. તે નિશ્ચય પ્રમાણે તેમણે તે વનને ચારે બાજુથી આગ લગાડી અને નાસી જવાના માર્ગો હતા, ત્યાં ત્યાં પોતે હથિયારબંધ સજ્જ થઇને ઉભા રહ્યા. આથી તેમાં ઘણીએ જાતિઓ બળી મરી. જેમણે પણ તેમાંથી નાસી જવાનો પ્રયત્ન કર્યો, તેઓ અર્જુન વગેરે વીરોનાં તીક્ષ્ણ બાણોથી માર્યા ગયા. આ રીતે અર્જુને ખાંડવવનમાં રહેનારી સઘળી જાતિઓનો ક્રૂરતાપૂર્વક નાશ કર્યો હતો.

ખાંડવવન પંદર દિવસસુધી બળ્યાજ કર્યું, તે ઉપરથી પણ તે વનના વિસ્તારનો ખ્યાલ આવી શકશે. એવા વિશાળ વનમાં કેટલી જાતિઓનો નાશ થયો હતો તેનો કંઇ હિસાબજ નથી. તેનું વર્ણન પાઠક આદિપર્વના અંતિમ ભાગમાં જોઇ શકશે. અત્રે તેનો નમુનોજ આપીએ છીએઃ—

**तौ रथाभ्यां रथिश्रेष्ठौ दावस्योभयतः स्थितौ । दिक्षु सर्वासु भूतानां चक्राते कदनं महत् ॥**
**समालिंग्य सुतानन्ये पितॄन्भ्रातॄनथाऽपरे । त्यक्तुं न शेकुः स्नेहेन तत्रैव निधनं गताः ॥**

(મહા૦ આદિ૦ અ૦ ૨૨૮ શ્લોક ૧ અને ૬)

અર્થાત્—"વન બળતું હતું ત્યારે એક બાજુ અર્જુન અને બીજી બાજુ શ્રીકૃષ્ણ રહ્યા હતા અને ત્યાંનાં રહેનારાં મનુષ્યોનો નાશ કરતા હતા. કોઇએ પિતાને, કોઇએ બાળકને અને કોઈએ ભાઇને વળગીને પોતાનાં રહેવાનાં સ્થળોમાંજ પ્રાણ છોડયા; પણ સ્નેહવશાત્ તેઓ તેમને છોડી શકયાં નહિ." આ સંહારનું વર્ણન દેવોના દૂતોએ ભગવાન ઇંદ્ર પાસે નીચે પ્રમાણે કર્યું હતુંઃ—

**किं न्विमे मानवाः सर्वे दह्यन्ते चित्रभानुना । कच्चिन्न संक्षयः प्राप्तो लोकानाममरेश्वर ॥**

(મહા૦ આદિ૦ ૨૨૮ શ્લોક ૧૭)

અર્થાત્—"હે ઇંદ્ર! અગ્નિ જાણે પ્રલય કરવા તૈયાર થયો હોય તેમ તે માનવીઓને બાળવા લાગ્યો છે." ત્યારપછી કૃષ્ણ અને અર્જુન સાથે દેવોનું યુદ્ધ થયું, દેવો સંપૂર્ણ હાર પામી તિબેટમાં નાસી ગયા અને ખાંડવપ્રસ્થ પ્રદેશ ઉપર અર્જુનનો અધિકાર થયો. આ વનમાં હજારો અનાર્ય જાતિના લોકોનો નાશ થયો અને મહામુશ્કેલીએ છ માણસો બચ્યા હતા.

**तस्मिन्वने दह्यमाने षडग्निर्न ददाह च । अश्वसेनं मयं चैव चतुरः शार्ङ्गकांस्तथा ॥**

(મહા૦ આદિ૦ અ૦ ૨૩૦ શ્લોક ૪૭)

અર્થાત્—"સર્પજાતિનો યુવક અશ્વસેન તથા મય નામનો અસુર (જે કુશળ એંજીનિયર હતો) અને ચાર બ્રાહ્મણપુત્ર શાર્ઙ્ગક, એ છ જણા બચ્યા હતા." અશ્વસેનને ખોળામાં લઈને તેની માતાએ બચાવ્યો, પરંતુ અર્જુને તે સર્પિણી ઉપર પણ હથિયાર ચલાવ્યું અને સ્ત્રીવધ પણ કર્યો! મયાસુર અસુરજાતિમાં મહાકુશળ એંજીનિયર હતો તેને બચાવ્યો હતો, તેથી તેણે આગળ જતાં પ્રત્યુપકારતરીકે પાંડવોને એક મહાન મહેલ તૈયાર કરી આપ્યો હતો. બીજા ચાર બ્રાહ્મણપુત્રો હતા તેથી બચ્યા હતા. બીજા સર્પ, અસુર અને રાક્ષસો કેટલા મર્યા, મરાયા અને બળી ગયા તેનો તો હિસાબજ નથી.

## (૮) કેવળ સામ્રાજ્ય વધારવાના લોભનું પરિણામ

પોતાનું સામ્રાજ્ય વધારવામાટે આટલી બધી ક્રૂરતા અર્જુન અને શ્રીકૃષ્ણે ચલાવી; અને સંહારમાં બાળક, વૃદ્ધ, ગર્ભિણી સ્ત્રીઓ વગેરે કોઇને પણ છોડયાં નહિ! આ રીતે પાંડવોએ પોતાનું રાજ્ય વધાર્યું. આજ કારણથી સર્પજાતિના નવયુવકો અરાજક બનીને અર્જુન અને તેના વંશજોનીજ પાછળ મંડયા રહ્યા હતા.

અશ્વસેન કર્ણ સાથે ભળી જઇને અર્જુનનો વધ કરવા માગતો હતો; પરંતુ અર્જુનના બાણથી તેજ મરી ગયો. ખાંડવવન બાળ્યું તે વખતે સર્પરાજ તક્ષક ખાંડવવનમાં ન હતો. કંઇક કામમાટે તે ઇંદ્રપ્રસ્થ ગયો હતો, એટલે તે બચી ગયો હતો; પરંતુ અર્જુને પોતાની જાતિનો આટલી બધી ક્રૂરતાપૂર્વક સંહાર કર્યો હતો તે જોઇને તે તેનો કટ્ટો શત્રુ થયો. પ્રયત્ન કરવા છતાંયે અર્જુન મરાયો નહિ અને તેનો પુત્ર અભિમન્યુ નાનપણમાંજ કૌરવોને હાથે મરાયો; તેથી અર્જુનના પૌત્ર ઉપર અર્થાત્ સમ્રાટ્ પરિક્ષિત ઉપર પૂર્વોક્ત રીતે હુમલો કરીને સર્પજાતિના લોકોએ તેનો વધ કર્યો અને આ રીતે સમ્રાટ્નો વધ કરીને સર્પોએ અર્જુનના અત્યાચારોનો બદલો લીધો.

અરાજક સર્પોનો બદલો લેવાનો પ્રયત્ન આ રીતે ત્રણ પેઢી સુધી ચાલુ રહ્યો અને

પરિક્ષિતની વખતે તેઓ સફળ થયા; પરંતુ સફળ થયા તોપણ શું ? આર્યોએ એકત્ર થઇને સર્પસત્રદ્વારા ફરી પાછો સર્પજાતિનો એવો મહાસંહાર કર્યો, કે તે પછી એ સર્પજાતિ હજીસુધી પણ માથું ઉંચું કરી શકી નથી.

આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, દિગ્વિજયી જાતિના વીરો હારેલી જાતિ ઉપર જે અત્યાચારો કરે છે, તેનો બદલો અરાજક અત્યાચારોવડે લેવાનો પ્રયત્ન કરવાથી હારેલી જાતિનો ઉદ્ધાર થવાનો કદીપણ સંભવ નથી. જેઓ અરાજક અત્યાચારો કરે છે, તેમનો ઉદ્દેશ ભલેને ગમે તે હોય, પણ તેઓ પોતાના અત્યાચારોથી સ્વજાતિની ઉન્નતિ કદી પણ કરી શકતા નથી. આથી પદદલિત જાતિઓએ અરાજક અત્યાચારો તરફ નહિ વળતાં બીજા અહિંસાત્મક અને અત્યાચાર સિવાયનાજ માર્ગોએ આક્રમણ કરીને સ્વજાતિની ઉન્નતિ કરવી જોઇએ.

સારાંશ એ છે કે:–(૧) દિગ્વિજયી જાતિ, દલિત જાતિ ઉપર અત્યાચાર કરે છે અને પોતાનું સામ્રાજ્ય વધારે છે; તેનેજ પરિણામે પદદલિત જાતિના લોકો અરાજક થાય છે–અર્થાત્ અરાજકતાનો ગુન્હો વાસ્તવમાં પદદલિત જાતિનો નથી, પણ દિગ્વિજયી જાતિની ક્રૂરતાનો છે. (૨) અરાજક વૃત્તિના અત્યાચારોથી ઉન્નતિની આશા નથી; પરંતુ નુકસાનજ વધારે છે, તેથી અત્યાચારવિનાનાજ માર્ગો યોગ્ય છે.

મહાભારતમાંથી આવો બોધ મળે છે. વાંચનારે પણ તેના ઉપર વધુ વિચાર કરવો જોઇએ.

### (ઠ) સર્પજાતિની હકીકતમાંથી લેવાની સમજણ

હવે એ સર્પજાતિ કોણ હતી તેનો પણ અત્રે વિચાર કરવો જોઇએ.

"સર્પ" શબ્દનો અર્થ "ખસ, આઘો જા, આઘો ઉભો રહે" એવો થાય છે. એ ક્રિયાવાચક શબ્દ છે. આર્યજાતિ તેમના તરફ ઘૃણાની દૃષ્ટિએ જોતી હતી, તેથી જેમ દિગ્વિજયી યૂરોપીયનો હાલમાં આફ્રિકામાં હિંદુઓને રસ્તાઓ ઉપર ચાલવા દેતા નથી; શહેરોમાં રહેવા દેતા નથી; ગાડીઓમાં બેસવા દેતા નથી–અર્થાત્ દરેક વખતે "આઘો ઉભો રહે" એમજ કહે છે. તેજ પ્રમાણે દિગ્વિજયી આર્યલોકો પણ હલકી જાતિઓને કહેતા હતા. એ સમયના એ હલકા ગણાયલા લોકો તેજ "સર્પ" છે. આ જાતિ ઉપર કેટલો બધો અત્યાચાર થયો હતો, તેનું પણ થોડું વર્ણન આ લેખમાં ઉપર કર્યું છે.

અસ્તુ. તાત્પર્ય એ છે કે, પદદલિત જાતિના લોકો સાચેજ પોતાની ઉન્નતિ કરવા ઇચ્છતા હોય તો અરાજક વૃત્તિથી અત્યાચારો કરવાથી કે કોઇ સમ્રાટ્નું યા અમલદારનું ખૂન કરવાથી તેમને ઉન્નતિ પ્રાપ્ત થશે નહિ. તેમણે પોતાની ઉન્નતિ કરવામાટે અત્યાચારવિનાના અહિંસાત્મક ધર્મમાર્ગોજ લેવા જોઇએ. મહાભારતમાં અરાજક સર્પોના કાવત્રાની હકીકતથી એજ બાબત સમજાવી છે. આશા છે કે, વાંચનાર બંધુઓ તેનો વિચાર કરશે અને યોગ્ય બોધ લેશે.

## ૧૧–મહાભારતના સમયની દેશવ્યવસ્થા*

કૌરવપાંડવોના સમયને આપણે મહાભારતકાળ ગણવો જોઇએ. મહાભારત ગ્રંથની રચનાનો સમય તો તેના પછીનોજ છે. મહાભારતકાળમાં–અર્થાત્ કૌરવપાંડવોના સમયમાં

* **મૂળલેખકની વિશેષ સૂચના:**–નિરુક્તાદિ ગ્રંથો જોવાથી આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક અને આધિયાજ્ઞિક વગેરે પક્ષોની હયાતિ સ્પષ્ટ દેખાઇ આવે છે. આધ્યાત્મિક પક્ષ આત્મા અને તેની શક્તિઓના વિચાર કરતો હતો, અને આધિભૌતિક પક્ષ એજ બાબતોને માનવઇતિહાસની દૃષ્ટિએ જોતો હતો. આધિદૈવિક પક્ષ ગ્રહ, નક્ષત્ર અને તારાઓમાં એજ ભાવથી જોતો

તથા ત્યાર પહેલાંના વખતમાં આ પૃથ્વી ઉપરના વિવિધ દેશોની વ્યવસ્થા કેવી હતી, તે પણ વિચારપૂર્વક જાણવાની જરૂર છે. તે સમયની ભૂગોળનું બરાબર જ્ઞાન થાય, તે પછીજ સઘળી પૌરાણિક કથાઓનો ઇતિહાસ સમજાવાનો સંભવ છે, તે વિના નહિ. એટલે આ લેખમાં એ પ્રાચીન ભૌગોલિક દેશવ્યવસ્થાનો વિચાર કરવાની ધારણા છે. દેશોનો વિચાર કરતાં સૌથી પ્રથમ "દેવલોક" નો વિચાર કરવો જરૂરી છે; કેમકે દેવલોક નક્કી થતાંજ તેના સંબંધથી અન્યાન્ય દેશોનો નિર્ણય સુગમતાથી થઇ શકશે. આથી સૌથી પ્રથમ અમે દેવલોક સંબંધે વિચાર કરીએ છીએ.

## ૧૨–દેવલોક અથવા ત્રિવિષ્ટપ

શબ્દકોષોમાં દેવલોકનાં આટલાં નામો છેઃ–સ્વર્ગલોક, અમરલોક, સ્વર્લોક, સુવરલોક, સુરલોક, દ્યુલોક, વૃંદારકલોક, ત્રિદિવ, ત્રિદશાલય અને ત્રિવિષ્ટપ અથવા વિષ્ટપ. આ નામોમાંથી વિષ્ટપ અથા ત્રિવિષ્ટપ શબ્દ ખાસ વિચારવા જેવો છે.

---

હતો; ત્યારે આધિયાજ્ઞિક પક્ષ કેવળ યજ્ઞ કરાવનાર (યાજક) થવામાંજ સંતોષ માનતો હતો. આ બધા પક્ષોની યોગ્યાયોગ્યતા સિદ્ધ કરવાનો અત્રે અમારો ઉદ્દેશ નથી; પરંતુ એટલું બતાવવાનું છે કે, દેવલોક વગેરેનાં સ્થાન નિર્દેશ કરવાનો જે પ્રયત્ન આ ભાગમાં કરેલો છે, તે આધિભૌતિક–અર્થાત્ માનવસમાજની દૃષ્ટિએ–ઐતિહાસિક દૃષ્ટિએ–જ કરેલો છે. આની શોધ ઘણીએ વધારે કરી શકાય; પરંતુ અમે એટલે દૂર સુધી જવાનો પ્રયત્ન આ લેખમાં કર્યો નથી, પણ માત્ર મહાભારતનાંજ પ્રમાણોને દૃષ્ટિસમક્ષ રાખીને આ વિચાર રજુ કરેલો છે.

ઇંદ્ર વગેરે શબ્દો આધ્યાત્મિક પક્ષમાં સૂર્ય વગેરેના સૂચક હોય એમ લાગે છે. તેજ રીતે આધિભૌતિક ઇતિહાસપક્ષમાં દેવ નામની જાતિના રાજાને બદલે પણ વપરાય છે. આ દૃષ્ટિએ આ આધિભૌતિક વિવેચન છે; અને આ વિષયોપન્યાસથી આધ્યાત્મિક વગેરે અન્યાન્ય પક્ષોનું ખંડન થતું નથી. જેઓ આ પક્ષોપન્યાસને બીજા પક્ષોનું ખંડન માનશે, તેઓ ઉપરના સઘળા પક્ષોના સમન્વયથી અજ્ઞાત છે, એમજ માનવું જોઇશે.

આત્મિક ઉપાસનાદ્વારા આત્મશક્તિનો વિકાસ કરવામાટે આધ્યાત્મિક પક્ષ જોરમાં છે અને તે સઘળા પક્ષો કરતાં ઉપરજ છે. તેનાથી બીજે નંબરે આધિભૌતિક પક્ષ આવે છે; અને ત્રીજે નંબરે માનવસમાજના ભાવ દર્શાવવાથી આધિભૌતિક પક્ષ આવે છે. અર્થાત્ ત્રણેનાં ક્ષેત્ર તદ્દન જૂદાં છે; તેથી એકની ચર્ચા કરતાં બીજાનું ખંડન થયું એમ માનવું, એ પ્રાચીન વિચારપદ્ધતિથી તદ્દન વિરુદ્ધ છે.

કથાઓમાં પણ ત્રણ ભેદ છે. સૃષ્ટિરચના વગેરેની કથાઓનો સંબંધ આત્મશક્તિ સાથે છે. કેટલીક કથાઓ સૂર્ય, ચંદ્ર વગેરે સાથે પણ સંબંધ રાખે છે અને કેટલીક કેવળ માનવઇતિહાસતરીકેજ છે. ઐતિહાસિક ગ્રંથોમાં ઉપલા ત્રણે પ્રકારની કથાઓ ભેગી થઇ ગયેલી હોવાથી માનવી કથાઓના દોષ જગત રચનારા દેવોને માથે પડે છે. જેમકેઃ–અહલ્યા અને ઇંદ્રની કથાવિષે. એ સંબંધને કેવળ માનવોનોજ ઇતિહાસ ગણાય, તો જગતની રચના કરનાર ઇંદ્રને તે દોષ લાગતો નથી. આ દૃષ્ટિએ કથાઓનું વર્ગીકરણ કરી સીધો માર્ગ મેળવવામાટેજ દેવ નામની માનવજાતિનાં સ્થાનોનો અત્રે નિર્દેશ કર્યો છે. આ પ્રમાણે શોધતાં શોધતાં સઘળી કથાઓ ત્રણે સ્થાનોમાં સંપૂર્ણરીતે વહેંચાઈ જશે, ત્યારેજ આ લેખનું પરિણામ વ્યક્તરૂપે વાચકોના હૃદયમાં પ્રવેશી શકશે.

આશા છે કે, વાચક આ રીતે વધુ વિચારવાનો પ્રયત્ન કરશે અને આ શોધખોળમાં મદદકર્તા થશે.

સ્વાધ્યાય મંડળ<br>
ઔંધ (જી૦–સતારા)<br>
૧૨, ચૈત્ર–સં૦ ૧૯૮૩

નિવેદક<br>
શ્રીપાદ દામોદર સાતવલેકર

"ત્રિવિષ્ટપ"નું હાલનું અપભ્રંશરૂપ "તિબ્બત" અથવા 'તિબેટ' છે. આ પ્રદેશ હિમાલયની ઉત્તર દિશાએ આવેલો છે. સંસ્કૃતમાં વિષ્ટપ અને ત્રિવિષ્ટપ શબ્દ એકજ અર્થમાં વપરાય છે. વિષ્ટપ શબ્દ "વિશ્" ધાતુ ઉપરથી થયેલો છે. વિશ્ ધાતુનો અર્થ અંદર જવું, પ્રવેશ કરવો, વગેરે સુપ્રસિદ્ધ છે; તેથી તેનો ધાતુ ઉપરથી નીકળતો અર્થ 'પ્રવેશ કરવા યોગ્ય પ્રદેશ' એવો થાય છે. તિબેટનાં દૃશ્યોની સુંદરતા અને મનોહરતાને લીધે દરેક માણસ ત્યાં દાખલ થવાનો પ્રયત્ન કરે છે. તે દેશમાં જવાના ત્રણ માર્ગો છે, તે આ શબ્દોનો વિચાર કરવાથી સમજી શકાય તેમ છે. સંભવ છે કે ત્રિવિષ્ટપમાં જવાના અનેક રસ્તા હશે; પણ સઘળા માર્ગો સુગમ નથી, માત્ર ત્રણજ માર્ગ સુગમ છે. આટલુંજ એનું તાત્પર્ય સમજવા જેવું છે. હાલમાં પણ તિબેટમાં દાખલ થવાના સુગમ રસ્તા ત્રણજ છે. મનુષ્યપ્રયત્નથી હવે કદાચ વધારે રસ્તા પણ થઇ શકશે; પરંતુ જે વખતનો અમે વિચાર કરીએ છીએ, તે વખતે તો માત્ર ત્રણજ હતા; અને એટલોજ ભાવ "ત્રિ-વિષ્ટપ્" શબ્દથી ધ્વનિત થાય છે.

આ ત્રિવિષ્ટપમાં અર્થાત્ સ્વર્ગલોકમાં દેવો રહેતા હતા. સંસ્કૃતમાં "લોક" શબ્દ "દેશ" અથવા "રાષ્ટ્ર" ને બદલે વપરાય છે અને તેના આ પ્રમાણે અર્થ થાય છે:-"દેવલોક" શબ્દ "દેવોનો દેશ" અથવા "દેવોનું રાષ્ટ્ર" એ અર્થમાંજ વપરાય છે. "દેવરાષ્ટ્ર" શબ્દ સંસ્કૃતમાં પણ છે તથા મહારાષ્ટ્રમાં "દેવરાષ્ટ્રે" નામની એક જાતિ પણ છે, અને તે નામનું ગામ પણ છે. સતારા જીલ્લામાં દેવરાષ્ટ્ર પોસ્ટઑફિસ પણ છે. આ ગામ ઉપર કહેલા દેવોના રાષ્ટ્રમાંથી આવેલા વીરોએ પ્રથમ વસાવ્યું હતું. અમે આગળ ઉપર બતાવીશું કે, આ તિબેટની દેવજાતિના લોકોએ ભારતવર્ષમાં આવીને કેટલાંય ગામ અને શહેરો વસાવ્યાં હતાં. તેમાંનું આ પણ એક ગામ છે. તિબેટમાં એ પ્રાચીનકાળમાં જે માણસો રહેતા હતા; તેઓ પોતાને "દેવ" કહેવરાવતા હતા. આ એક વાત જો બરાબર સમજાશે તો એ ઉપરથી પુરાણની ઘણીખરી કથાઓ સમજાઇ જશે.

જેમ બંગાળના લોકો પોતાને બંગાળી કહે છે અને ચીન દેશના લોકો ચીના કહેવાય છે; તેજ પ્રમાણે આ દેવરાષ્ટ્ર અથવા દેવલોકના રહેવાસીઓનું નામ "દેવ" હતું-અર્થાત્ તેઓ પણ મનુષ્યોજ હતા. આવી સીધી સાદી વાત પણ ઘણા માણસો ભૂલી જાય છે, અને તેથીજ મહાભારતની કેટલીક કથાઓ તેમના સમજવામાં આવતી નથી; અને કોઇ વાર લોકો અર્થનો અનર્થ કરી બેસે છે. વાચકો અસુર, દાનવ તથા રાક્ષસ વગેરેનાં વર્ણન આ લેખમાં વાંચશે; ત્યારે તેમને ખાત્રી થશે કે, તેઓ પણ મનુષ્યજ હતા. પરંતુ જૂદા જૂદા દેશોમાં રહેવાથી તે જૂદી જૂદી જાતિઓનાંજ જૂદાં જૂદાં નામો તે સમયે પ્રસિદ્ધ હતાં.

પુરાણો અને ઇતિહાસોની કથાઓનું મનન કરતી વખતે કેટલાક લોકો યૌગિક અર્થને મારી મચડીને ઘુસાડી દઈ તેનું ઐતિહાસિક સત્ય નષ્ટભ્રષ્ટ કરવાનો નિંદ્ય પ્રયત્ન કરે છે. તેમના પ્રયત્નનું હલકું સ્વરૂપ પણ અમે આ લેખમાં જણાવીશું. અમે કદી પણ કહેવા માગતા નથી કે, આ દેવ વગેરે શબ્દોના યૌગિક ભાવ નથી. અમે પણ માનીએ છીએ કે, તે શબ્દોના યૌગિક અર્થ પણ થાય છે; પરંતુ તે અર્થ આધ્યાત્મિક-અર્થાત્ તત્ત્વજ્ઞાનવિષેજ વિચાર કરવામાં ઉપયોગી છે. ઐતિહાસિક શોધખોળ વખતે તે અર્થ ઘટાવવા યોગ્ય નથી.

નિરુક્તકાર આધ્યાત્મિક અર્થની સૂચના યૌગિક અર્થદ્વારા બતાવતા હોવા છતાં ઐતિહાસિક તાત્પર્ય પણ સાથેસાથે બતાવી દે છે, તેનું પણ આજ કારણ છે. નૈરુક્ત યૌગિક અર્થો લેવા છતાં પણ તે શબ્દોના બીજાં સ્થળોએ પ્રકટ થતા ઐતિહાસિક વગેરે અર્થો કંઈ માર્યા જતા નથી. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે, ઐતિહાસિક પ્રસંગોમાં દેવજાતિ-

ના માનવો તે પ્રાચીન તિબેટમાં રહેતા હતા, એવોજ અર્થ લેવો જોઇએ-અર્થાત્ તિબેટમાં રહેનારા લોકો દેવજાતિના હતા. દેવશબ્દના આધ્યાત્મિક અને યૌગિક અર્થ આ પ્રમાણે જૂદાજ છે; પરંતુ તે અર્થો થવા છતાંપણ પ્રાચીનકાળમાં દેવજાતિના લોકો હયાત હતા, એ વાત કાંઈ એથી ઉડી જઇ શકતી નથી.

તે "દેવ" નામના લોકો ત્રિવિષ્ટપ અર્થાત્ તિબેટમાં રહેવા છતાં વખતોવખત ભારતવર્ષમાં પણ આવતા હતા અને અહીંના વીરો સાથે લડતા હતા. કોઇ વાર તેઓ અહીંના રાજાઓ સાથે મિત્રતા પણ કરતા હતા; અને અહીંની સ્ત્રીઓ સાથે શરીરસંબંધ કરીને સંતાન પણ ઉત્પન્ન કરતા હતા. વળી કોઇ કોઇ વાર તેઓ આર્યાવર્તના વીરોથી હારતા પણ હતા. તાત્પર્ય એ છે કે, બે જૂદી જૂદી માનવજાતિઓમાં જે જે સામાજિક અને રાજકીય સંબંધ હોવાનો સંભવ છે, તે સઘળો સંબંધ ભારતવાસીઓ અને ત્રિવિષ્ટપ દેશના દેવલોકો વચ્ચે પ્રાચીનકાળમાં હતો. એ વિષે કેટલાંક ઉદાહરણો પણ અમે વિસ્તારપૂર્વક આગળ આપીશું, પરંતુ માત્ર સહજ સૂચનપૂરતાં અત્રે પણ થોડાંક આપીએ છીએઃ-

૧-દેવરાજ ઇંદ્રના કુંતી સાથેના શરીરસંબંધથી અર્જુનની ઉત્પત્તિ થવી.
( આદિપર્વ અ૦ ૧૨૩, શ્લોક ૨૨-૨૫ )

૨-અર્જુનનું ઇંદ્ર સાથે યુદ્ધ થતાં ઇંદ્રનો પરાભવ થવો. આ વૃત્તાન્ત ખાંડવદાહ પર્વમાં પાઠક જોઇ શકશે. ( આદિ૦ અ૦ ૨૨૯ )

૩-દશરથરાજા દેવરાજ ઇંદ્રને મદદ કરવામાટે સ્વર્ગમાં ગયા હતા અને અસુરો સાથેના યુદ્ધમાં તેમણે દેવોના પક્ષમાં રહી યુદ્ધ કર્યું હતું.
( રામાયણ અયોધ્યાકાંડ-સર્ગ ૧૨, શ્લોક ૧૮-૧૯ )

૪-અર્જુન શસ્ત્રાસ્ત્રવિદ્યા શીખવામાટે સ્વર્ગમાંજઇ ઇંદ્રપાસે રહ્યોહતો.(વન૦અ૦૪૪ ૪૫)

આ રીતે સેંકડો કથાઓ ઇતિહાસમાં તથા પુરાણગ્રંથોમાં છે; અને તે થોડાઘણા ફેરફાર સાથે તો ઘણાઓ જાણે છે. આથી સિદ્ધ થાય છે કે, "દેવો" પણ એક જાતના મનુષ્યોજ હતા અને તેઓ તિબેટમાં રહેતા હતા. ભારતભૂમિમાં જેઓ રહેતા હતા તેઓ આર્ય કહેવાતા હતા; મનુષ્ય વગેરે પણ તેમનાંજ નામ હતાં; અને અસુર વગેરેની ભિન્ન જાતિવાળાઓ પણ મનુષ્યજ હતા. આ દેવજાતિવાળાઓ પણ મનુષ્ય હતા, એ સિદ્ધ કરવા માટે "દેવયોનિ"ના લોકોનો પણ વિચાર કરવો જોઇએ.

## (ક) દેવયોનિ અને તેમની દશ જાતિઓ

આ શબ્દનો અર્થ આ પ્રમાણે છેઃ-"देवाः योनिः उत्पत्तिस्थानं येषां ते देवयोनयः" (અમર વ્યાખ્યા ભટ્ટોજી દીક્ષિત) અર્થાત્ "દેવજ જેની ઉત્પત્તિમાં કારણરૂપ છે." આ અર્થનો અંતર્ગત ભાવ એવો છે કે દેવોના પિતૃસંબંધથી આ દેવયોનિઓની ઉત્પત્તિ થઇ. આ ઉત્પત્તિ જો કે દેવોથીજ અર્થાત્ પૂર્વોક્ત દેવજાતિના પુરુષોથીજ થઇ છે; છતાં પણ દેવજાતિથી જૂદી જાતિની સ્ત્રીઓથી થઇ છે, એ ખાસ વાત અહીં યાદ રાખવી જોઇએ.

જેમ આપણા હિંદુસ્થાનમાં યૂરોપીયન પુરુષોના સંબધથી હાલમાં હિંદી સ્ત્રીઓમાં સંતાન થાય છે; અને તે સંતાન "યૂરેઝીયન" અર્થાત્ (યૂરૂ+એશિયન=) યૂરોપીયન અને એશીયન જાતિથી ઉત્પન્ન થયેલાં સંતાન કહેવાય છે. બરાબર તેજ પ્રમાણે દેવજાતિનો પુરુષ અને બીજી જાતિની સ્ત્રીથી થયેલાં સંતાન "દેવયોનિ" નામથી તે વખતે ઓળખાતાં હતાં. સ્વજાતિની વિવાહિત પત્નીમાં સંતાન ઉત્પન્ન કરવું, એ ધર્મની વાત છે; પરંતુ આ રીતે કામવાસનાથી પ્રેરાઇને હારેલા દેશની સ્ત્રીઓમાં સંતાન ઉત્પન્ન કરવાં, એ કંઇ

વખાણવા જેવી વાત નથી. આ "દેવયોનિ" નામનાં સંતાન એ વાતની સ્પષ્ટ જાહેરાત કરે છે કે, દેવજાતિના પુરુષોમાં બ્રહ્મચર્યનું લોકો વર્ણવે છે તેટલું બધું તીવ્ર તપોબળ ન હતું. આ દેવયોનિના લોકો મિશ્રિત સંતાનો હતાં. તિબેટના દેવજાતિના પુરુષોનું વીર્ય અને તિબેટની આજુબાજુના પહાડીઓની સ્ત્રીઓના રજના મિશ્રણથી "દેવયોનિ" નામક દશ જાતિઓ ઉત્પન્ન થઈ હતી. જુઓઃ–

**विद्याधराप्सरोयक्षरक्षो गन्धर्वकिन्नराः ।**
**पिशाचो गुह्यकः सिद्धो भूतोऽमी देवयोनयः॥** (અમર૦ ૧–૧૧)

"વિદ્યાધર, અપ્સરસ્, યક્ષ, રક્ષસ્, ગંધર્વ, કિન્નર, પિશાચ, ગુહ્યક, સિદ્ધ અને ભૂત, એ દશ દેવયોનિના લોકો છે." અર્થાત્ દેવયોનિમાં દશ જાતના લોકો ગણાય છે. પાઠક પૂછશે કે, દેવયોનિમાં દશ જાતિઓ શી રીતે પેદા થઈ ? તેનું વાસ્તવિક સ્વરૂપ સમજવા માટે હાલની પરિસ્થિતિનોજ વિચાર કરવાની જરૂર છે. યૂરોપીયનોનું સામ્રાજ્ય લગભગ ઘણાખરા દેશોમાં છે. હિંદુસ્થાન, ઇજીપ્ત, આફ્રિકા, અરબસ્તાન, અમેરિકા વગેરે સ્થળોએ તેમનું રાજ્ય છે; અને ઘણે ભાગે આ યૂરોપીયનો જ્યાં જ્યાં વિજય કરતા જઇ પહોંચ્યા છે, ત્યાંની હલકી જાતિઓની સ્ત્રીઓસાથે સંબંધ કરીને તેમણે મિશ્રસંતાન પણ ઉત્પન્ન કર્યાં છે. દરેક જાતિની સ્ત્રીઓનાં દેશ અને જાતિ જૂદી જૂદી હોવાથી તેમનાથી ઉત્પન્ન થયેલાં મિશ્રસંતાન તેટલી જૂદી જૂદી જાતોનાં હોય એ સ્વાભાવિકજ છે. હિંદી મિશ્રસંતાન અને હબસી મિશ્રસંતાનની એક જાતિ હોતી નથી. એજ પ્રમાણે દશ જૂદી જૂદી જાતિઓ-ની સ્ત્રીઓની સાથે દેવજાતિના પુરુષોનો શરીરસંબંધ થવાથી ઉપર પ્રમાણેની દશ "દેવ-યોનિ" નામની જૂદી જૂદી જાતો ઉત્પન્ન થઇ હતી. હવે તે સંબંધી જુઓઃ—

**૧–ભૂતજાતિ**–ભૂતસ્થાન જેને હાલમાં 'ભૂતાન' કહે છે,તેમાં ભૂતજાતિ રહેતી હતી. આ ભૂતાન નેપાળની પૂર્વદિશાએ અને બંગાળની ઉત્તરદિશામાં તથા તિબેટની દક્ષિણદિશાએ હિમાલયના ડુંગરાઓમાં છે. ત્રિવિષ્ટપના દેવોએ આ ભૂતીઆઓને હરાવ્યા અને ત્યાં દેવજાતિના વીરો રાજ્ય કરતા હતા, તે વખતે દેવજાતિના પુરુષોથી ભૂતીઆઓની સ્ત્રીઓમાં જે મિશ્રસંતાન થયાં તે "ભૂત" નામથી પ્રસિદ્ધ થયાં. સંભવ છે કે, તે દેશના મૂળ રહેવાસીઓનું તે વખતનું નામ કંઇ જૂદુંજ હશે; પરંતુ હાલમાં તે નામનો પત્તો લાગતો નથી. સંભવ છે કે, પુરાણોમાં વધારે શોધવામાં આવે તો ભૂતજાતિનું પ્રાચીન નામ પણ મળી આવે.

આજે પણ આ ભૂતજાતિ હયાત છે અને તેમના દેશનું નામ "ભૂતાન" છે. એ વાત તો સ્પષ્ટ છે કે, આ જાતિ દેવયોનિ–અર્થાત્ દેવજાતિના પુરુષોથી ઉત્પન્ન થઇ હતી; અને તેથી અમે કહીએ છીએ કે, ભૂતજાતિના પિતારૂપ દેવજાતિના પુરુષો પણ ભૂતજાતિના મનુષ્ય જેવાજ હોવા સ્વાભાવિક છે. ભૂતજાતિનું હાલમાં અસ્તિત્વ પણ છે, તે આ પ્રકારની ઐતિહાસિક શોધમાં ઘણુંજ સહાયક છે; એ વાત આટલા વિવેચન ઉપરથી વાચકોના ખ્યાલમાં આવી ચુકી હશે. ઉપરની દેવયોનિવાળી મિશ્રજાતોમાંથી ભૂતજાતિનો આટલો વિચાર કર્યો. હવે તેની સાથેની પિશાચ જાતિનો વિચાર કરીશું.

**૨–૩–પિશાચજાતિ અને સિદ્ધજાતિ**–કાશ્મીર અને અફ્ગાનિસ્તાનની આસપાસમાં પિશાચજાતિ રહેતી હતી. પિશાચ લોકો હાલમાં હયાત હોય તેમ લાગતું નથી; છતાં પણ પિશાચભાષા અને પિશાચભાષાના ગ્રંથો તો હયાત છે. સુપ્રસિદ્ધ "કથાસરિત્સાગર" ગ્રંથ મૂળ પિશાચભાષામાંજ લખાયો હતો; તથા બીજા અનેક ગ્રંથો પિશાચભાષામાં

લખેલા મળી આવે છે. નાટકોમાં સ્ત્રી, શૂદ્રો વગેરે પ્રાકૃત ભાષા વાપરે છે, તે પ્રાકૃત ભાષાની અનેક જાતો છે. શૌરસેની, મહારાષ્ટ્રી, અપભ્રંશ તથા પૈશાચી, એ ચાર જાતો તેમાં મુખ્ય છે. એ ચાર જાતોમાંથી પૈશાચી સૌથી હલકી જાતની છે–અર્થાત્ તે ઘણા હલકી જાતિના લોકોથી બગડેલી બોલી છે. આથીજ નાટકોમાં પણ પ્રતિષ્ઠિત પાત્રોના મુખમાં તે બોલી મૂકાતી નથી; પરંતુ હલકી કોટીનાં મનુષ્યોમાટે યોજાય છે.

આથી સિદ્ધ થાય છે કે, પિશાચજાતિ એક ઘણી નીચ જાતિ હતી. તેની બોલી નાટકોમાં પણ ઉચ્ચ વર્ણના લોકો વાપરતા નથી; પરંતુ નીચ જાતિનાજ લોકો તે વાપરે છે. આ નીચ અને હલકી–પિશાચજાતિના લોકો 'દેવયોનિ'ના લોકો છે–અર્થાત્ તેમના પિતા દેવજાતિના પુરુષ અને માતા કોઇ બીજી જાતની સ્ત્રી, એ જાતના તેઓ મિશ્રસંતાન છે.

" पिशितं मांसं अश्नाति इति पिशाचः । "

અર્થાત્–"માંસ ખાનારા પિશાચ" કહેવાય છે. માંસભક્ષી–ઘાસ ખાનારા–એવા અર્થનો પિશાચ શબ્દ છે. આ શબ્દ સ્પષ્ટ રીતે બતાવે છે કે, જે લોકોએ એ જાતિના લોકોને એ નામ આપ્યું, તેઓ અવશ્ય માંસભક્ષી નહોતા.

ત્રિવિષ્ટપથી પશ્ચિમ અને દક્ષિણદિશાની મધ્યમાં–નૈઋત્ય દિશામાં પિશાચજાતિનું અસ્તિત્વ હતું; તેથીજ નૈર્ઋત્ય દિશાનું આ નામ વિનાશસૂચક છે. निर्ऋति શબ્દનો અથ સંસ્કૃત ભાષામાં 'વિનાશ, દુઃખ, મૃત્યુ' વગેરે પ્રકારનો થાય છે. પિશાચો, માંસભક્ષકો તથા ક્રૂર હિંસક મનુષ્યોનું અસ્તિત્વ આ નૈઋત્યદિશામાં હોવાથી સંભવ છે કે, એ દિશાનું પણ વિનાશસૂચક નામ પડ્યું હશે. આ વિચારવાથી પણ જણાય છે કે, પિશાચ જાતિના લોકો મહાક્રૂર કર્મ કરનારા હતા અને એજ કારણથી લોકો તેમનાથી ડરતા હતા.

હાલ પણ એવી ક્રૂર જાતિઓ છે અને તેમનાથી ગામડીઆ લોકો ડરે છે. તે જાતિઓનાં નામ લખવાની જરૂર નથી; કેમકે તેનો અનુભવ સૌ કોઇને છે. એજ પ્રમાણે પ્રાચીન કાળના પિશાચ લોકો ખૂબ ઘાતકી કર્મો કરનારા હતા અને તેમનાથી સઘળા લોકો દુઃખી થતા હતા. આ જાતિ દેવોના વીર્યથી ઉત્પન્ન થઇ હતી. આથી સિદ્ધ થાય છે કે, દેવજાતિ પણ માણસોના જેવીજ હતી અને તે તિબેટમાં રાજ્ય કરતી હતી.

આ પિશાચના જેવાજ ગુણવાળી જાતિ "સિદ્ધ" તરીકે ઓળખાય છે, અને તે પણ "દેવયોનિ" જાતનીજ છે. સિદ્ધ શબ્દ હિંસાર્થક "सिधू" ધાતુથી બન્યો છે. જેઓ યોગાદિ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાથી સિદ્ધ પુરુષ કહેવાય છે, તેઓ આ સિદ્ધ જાતિથી જૂદા પ્રકારના અને જૂદી કોટીના છે. આ દેવયોનિમાંની સિદ્ધ જાતિ પણ ઘણીજ ક્રૂર અને હિંસક હતી. હાલમાં તે જાતિ ઘણે ભાગે નાશ પામી છે.

**૪–ગંધર્વ જાતિ**–વિદ્યાધર, અપ્સરા, યક્ષ, ગંધર્વ, કિન્નર, ગુહ્યક વગેરે પહાડી જાતિઓ હોઇને તેઓ તિબેટના દક્ષિણભાગમાં તથા ભારતવર્ષના ઉત્તરભાગમાં હિમાલયની પહાડીઓમાં રહેતી હતી. એમાં જે "ગંધર્વ" શબ્દ છે, તે ઘણે ભાગે "गां–धर्व" અર્થાત્ (गां) પૃથ્વીનું (धर्व) ધારણ કરનાર એ શબ્દનું રૂપ લાગે છે. જે રીતે "भू–धर" શબ્દ પહાડ યા પર્વતનોપર્યાય છે, તેજ રીતે "गां–धर" અથવા ગાંધર્વ, ગંધર્વ એ શબ્દો પણ પહાડના પર્યાય લાગે છે.

| | | | | |
|---|---|---|---|---|
| **भू–धर** | એટલે | (ભૂમિને | ધારણ | કરનાર) |
| **गां–धर(धर्व)** | ,, | ,, | ,, | ,, |
| **गं–धर्व** | ,, | ,, | ,, | ,, |

આ સમાનતાને લીધે ઉપલી વાત અવશ્ય સૂચિત થાય છે. અપ્સરાઓને રહેવાનું સ્થાન તિબેટ અને ભારતવર્ષ વચ્ચે–અર્થાત્ હિમાલયની પહાડીઓમાં હતું, એ વાત સુપ્રસિદ્ધ છે. આ પહાડીઓમાંથી અપ્સરાઓ દેવલોકના દેશમાં પણ જતી હતી અને આ બાજુ આર્યોના દેશમાં પણ આવતી હતી. પુરૂરવા–ઉર્વશી વગેરેની કથાઓમાં તેમના આવવા જવાનું જે વર્ણન છે, તે ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે.

**૫-યક્ષજાતિ**–ઉપરની દેવયોનિ જાતિઓમાં "યક્ષ" પણ છે. આ નામ નીચે પ્રમાણે થાય છે:–

**१–इः इव अक्षिणी यस्य । २–इः ह्यक्षिषु यस्य ।**

અર્થાત (૧) કામદેવ જેવી આંખોવાળો; અથવા (૨) જેની આંખોમાં કામ છે તે. "इ" શબ્દનો અર્થ "કામદેવ, કામવિકાર, ક્રોધાદિ ભાવ, આંખોના વિકાર" વગેરે છે. કામક્રોધાદિ વિકારો પણ આંખ ઉપરથી જણાય છે. કેટલાકની આંખોમાં અસ્વાભાવિક વિકાર હોય છે–અર્થાત બીજાઓના જેવી તેમની આંખો નથી હોતી. પહાડી લોકોની આંખો થોડી ત્રાંસી, નાની અને જરાક વાંકી જેવી હોય છે. ચીની, જાપાની વગેરે મંગોલિયન જાતિના જેવી આંખોવાળાજ હિમાલયના પહાડી લોકો હોય છે. આ આંખોનો ભેદ ઉપરની ઉત્પત્તિદ્વારા બતાવ્યો છે.

આ લક્ષણ પણ હિમાલયની પહાડીઓમાં રહેનારાઓમાં બેસતું આવે છે; અને એ જાતિ "દેવયોનિ" હોવાથી ત્રિવિષ્ટપના વીરોની સાથે સંબંધ રાખે છે.

ઉપલું પાંચ જાતિઓનું વર્ણન દર્શાવે છે કે, દેવજાતિ પણ તેમના જેવી મનુષ્યજાતિજ હતી, અને 'દેવ' એ તો તેમનું નામજ હતું. જગતની રચના વગેરે કરનારા દેવો સાથે તેમને કોઇપણ પ્રકારનો સંબંધ નથી.

## (ખ) ગણદેવ

દેવોનાં નામોમાં એક નામ "વૃંદારક" છે. આમાં "વૃંદ" શબ્દ સમૂહવાચક છે. સમૂહ, સંઘ, વ્યૂહ વગેરે ભાવો આ વૃંદ શબ્દમાં છે. જે ઘણા સંઘબળવાળા હોય તેઓ વૃંદારક કહેવાય છે–અર્થાત્ દેવોમાં અનેક સંઘ હતા, અને દરેક સંઘ વિલક્ષણ શક્તિ ધરાવતો હતો. એ દેવોના સંઘોમાં જેટલી એકતા હતી તેટલી તે વખતની બીજી કોઇપણ જાતિઓમાં દેખાતી ન હતી.

આ બધા દેવો ગણશઃ રહેતા હતા–અર્થાત્ એક સંઘમાં ( ટોળાબંધ ) રહેતા હતા; તેથીજ તેમને ગણદેવ કહેતા હતા. દરેક ગણના મુખીને " ગણપતિ " કહેતા હતા. ગણશઃ અથવા સંઘશઃ રહેવાનું તાત્પર્ય કે ખાનપાન, ઉપભોગ, રહેવું–સહેવું, પરણવું વગેરે બધી બાબતો આ ગણદેવો સંઘસાથેજ કરતા હતા. હાલમાં આવી બાબત કોઈપણ સ્થળે પ્રચલિત નથી, એટલે પાઠકોને પ્રત્યક્ષ બતાવાય તેમ નથી; પરંતુ કલ્પનાથીજ પ્રત્યક્ષ કરી શકાય તેમ છે. એનો બરાબર ખ્યાલ આવી શકે તેટલા માટે તેમની સાંઘિક સ્ત્રીઓની કલ્પનાને પ્રથમ વિચારવી જોઇએ.

## (ગ) ગણોની સ્ત્રી–ગણિકા

ગણોમાં જેઓ હોય અને તે બધાને માટે જે સ્ત્રીઓ રાખેલી હોય, તેમનાં નામ સંસ્કૃતમાં "ગણિકા, યૂથી, યૂથિકા, ગણસ્ત્રી" વગેરે છે. એક વાત યાદ રાખવી જોઇએ કે, ગણોમાં રહેનારા પુરુષોમાટે જૂદી જૂદી સ્ત્રી નહોતી. ગણોમાં રહેનારા બધાઓ માટે કેટ-

લીક સ્ત્રીઓ રાખેલી હોય, તેનું નામ ગણિકા કહેવાય છે. ગણોની સ્ત્રી હોવાથી તેને ગણિકા, સંઘની (યૂથની) સ્ત્રી હોવાથી યૂથી અથવા યૂથિકા, એ નામો તે સમયની દેવજાતિના લોકોની સામાજિક સ્થિતિ બતાવે છે. એ દેવજાતિના મનુષ્યો જૂદાં જૂદાં કુટુંબ બનાવવાની સ્થિતિમાં ન હતા, તેથી તેઓ બધા ભોગો સંઘપૂર્વક ભોગવતા હતા. દેવોનાં વર્ણનોમાં ઘણાજ થોડા દેવોનાં લગ્ન થયેલાં અને પુત્રાદિ પરિવાર થયેલા જણાય છે. ઘણેભાગે તેઓ દેવોના મુખીઓજ હતા. જેમકે અગ્નિ, ઇંદ્ર, વિષ્ણુ, મહાદેવ, વગેરે. ગણદેવો આ લોકો કરતાં જૂદી જાતના છે. દેવોના આ બે ભેદ વાચકોએ ખાસ ધ્યાનમાં રાખવા જોઇએ. ગણદેવોનું વર્ણન વાચક નીચેના શ્લોકોમાં જોઇ શકશે:—

**आदित्यविश्ववसवस्तुषिता भास्वराऽनिलाः ।**
**महाराजिकसाध्याश्च रुद्राश्च गणदेवताः ॥** ( અમર૦ ૧–૧૦ )

અર્થાત–"આદિત્ય, વિશ્વ, વસુ, તુષિત, ભાસ્વર, અનિલ, મહારાજિક, સાધ્ય અને રુદ્ર, એ નવ ગણદેવો છે." જેઓ તેમનાથી જૂદી જાતના છે, તેઓ ગણદેવ નથી–અર્થાત તેઓ ધર્મપત્ની વગેરે જૂદું રાખીને રહેતા હતા; પરંતુ ગણદેવોની રહેવાની રીત સંઘપૂર્વક હતી. આટલો ભેદ વાચકો જરૂર ખ્યાલમાં રાખે. જ્યાં સ્ત્રીઓ ઉપર પણ સંઘનોજ અધિકાર હોય છે, ત્યાં પોતાની માલિકીનું મકાન વગેરે બનાવવું, એ પણ મુશ્કેલ હોય છે; કેમકે સ્ત્રીનો એકજ પતિ સાથે સંબંધ નક્કી હોય તોજ જૂદાં જૂદાં કુટુંબ થવાનો સંભવ છે. જે સ્થિતિમાં સામુદાયિક જીવનજ ગાળવું પડે છે, તે સ્થિતિમાં જૂદા કુટુંબની કલ્પના કરવી પણ કઠણ હોય છે; અને તેથી આ ગણસંસ્થા કૌટુંબિક સંસ્થાની પહેલાંની છે, એમ માનવું જોઇએ.

## (ઘ) ગણદેવોના ભેદ

નીચેના શ્લોકોમાં ગણદેવોના અંદર અંદરના ભેદોનું વર્ણન પણ વાચક જોઇ શકશે.

**आदित्या द्वादश प्रोक्ता विश्वेदेवा दश स्मृताः। वसवश्चाऽष्ट संख्याता षट्त्रिंशस्तुषिता मताः॥**
**आभास्वराश्चतुः षष्टिर्वाताः पंचाशदूनकाः। महाराजिकनामानो द्वे शते विंशतिस्तथा ॥**
**साध्या द्वादश विख्याता रुद्राश्चैकादश स्मृताः ।**

આ શ્લોકોમાં ગણદેવોના આંતરિક ભેદોનું વર્ણન કરેલું છે. બાર આદિત્ય, દશ વિશ્વેદેવ, આઠ વસુ, છત્રીસ તુષિત, ચોસઠ આભાસ્વર, ઓગણપચાસ અનિલ (મરુત્), બસોને વીસ મહારાજિક, બાર સાધ્ય અને અગિયાર રુદ્ર, એટલા ગણદેવોના પેટા વિભાગ છે.

જેવી રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોમાં જે હજારો જાતિભેદો થયા છે, તે ઉપજાતિ તરીકે ગણાય છે; તેવાજ પ્રકારના આ ગણદેવોના પેટા ભેદ છે. વાચક અહીં પૂછશે કે, વૈદિક દેવોના આ ભેદ બતાવ્યા છે, માટે તે શબ્દો ઉપરથી દેવજાતિના તિબેટનિવાસી મનુષ્યોનું વર્ણન શી રીતે ઘટાવી શકાય? આ શંકાના જવાબમાં એટલુંજ કહેવાનું કે, દેવજાતિના જે મનુષ્યો પ્રાચીનકાળમાં હિમાલયની ઉત્તરબાજુએ તિબેટમાં રહેતા હતા, તેઓ પોતાનાં વૈદિક નામોજ રાખતા હતા. આ વિષે મનુમહારાજ પણ કહે છે કે:-

**सर्वेषां तु स नामानि कर्माणि च पृथक्पृथक् ।**
**वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥** (મનુસ્મૃતિ ૧–૨૧)

અર્થાત–" તેમણે બધાનાં નામ તથા જૂદાં જૂદાં કાર્યોનાં નામ પણ વેદમાંનાજ શબ્દો મુજબ પાડયાં અને સંસ્થાઓ પણ તે ઉપરથીજ જૂદી જૂદી બનાવી."

દેવજાતિ પોતાને દેવ માનતી અને પોતાના અધિકારીઓનાં નામ ઇંદ્ર, બૃહસ્પતિ

વગેરે રાખતી; તથા ઐંદ્રી, મારુતી, ગણરાજ વગેરે સંસ્થાઓ બનાવવામાં આવી, તે પણ વૈદિક શબ્દોને અનુસરીનેજ તેમણે કર્યું હતું.મનુએ પણ એજ આશય ઉપરના શ્લોકોમાં વર્ણવ્યો છે. તેનું તાત્પર્ય સમજવાથી પૂર્વોક્ત દેવજાતિની વ્યવસ્થાનો બરાબર ખ્યાલ આવી શકશે. અસ્તુ. તાત્પર્ય એ છે કે, દેવજાતિના રાજ્યાધિકારીઓનાં ઇંદ્ર વગેરે નામો જોઇને ગભરાવાની કંઇજ જરૂર નથી; કેમકે આ રીતે શબ્દોની સમાનતા હોવી તદ્દન સ્વાભાવિક છે. આ ગણ-દેવોમાં મહારાજિક ગણોના બસોવીસ ભેદ છે. આ મહારાજિકોજ આગળ જતાં "મહારાષ્ટ્રિક" નામથી આર્યોના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયા છે, કે જે મહારાષ્ટ્રિકો હાલના "મરાઠા" છે.

મહારાજિક, મહારાષ્ટ્રિક, મહારટ્ઠા, મરહઠ્ઠા, મરાઠે, મરાઠા, આ રીતે રૂપરૂપાન્તર થઇથઇનેજ હાલનો "મરાઠા" શબ્દ થયો છે. તિબેટની દેવજાતિની કેટલીએ જાતો ઉત્તર-ભારતમાં આવી અને ત્યાંથી દક્ષિણભારતમાં ઉતરી આવી, એ વાત પણ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. આ રીતે જાતિઓ અનેક કારણોથી સ્થાનમાં ફેરફાર કરે છે. ઇંગ્લૅંડ વગેરે દેશોમાંથી કેટલીએ જાતો અમેરિકામાં ગઇ; અને તેઓ ત્યાં રહ્યા તે વખતે તેમણે ત્યાંનાં પોતાનાં ગામ, ડુંગરા અને તળાવોનાં નામ પોતાના દેશ ઇંગ્લૅંડના જેવાંજ રાખ્યાં. જેમકેઃ—

| ઇંગ્લૅંડનાં નામ | અમેરિકાનાં નામ |
|---|---|
| યૉર્ક | ન્યૂ-યૉર્ક |
| ઇંગ્લૅંડ | ન્યૂ-ઇંગ્લૅંડ |
| સાઉથ વેલ્સ | ન્યૂ-સાઉથ વેલ્સ |

આ પ્રમાણે જેમ યૂરોપવાસીઓએ અમેરિકામાં પોતાનાં કેટલાંય નવાં નામ આપેલાં છે; તેમ કેટલીક જાતિઓ ભારતવર્ષમાંથી ગ્રીસમાં જઇને રહી હતી, તેમણે પણ ગામો અને સ્થળોનાં નામ ભારતવર્ષનાંજ ગામો અને સ્થળોનાં જેવાંજ પાડયાં હતાં.

ભારતવર્ષમાં મેરુ, સુમેરુ વગેરે પર્વતોનાં નામ તથા કુરુદેશનું નામ પણ ત્રિવિષ્ટપમાંથી ત્યાં આવી વસેલા લોકોએજ પાડેલાં છે. ઉત્તરકુરુદેશ તિબેટની ઉપર છે અને કુરુદેશ ભારતવર્ષમાં છે. આ નામો દર્શાવી આપે છે કે, એમાં એક સ્થાનનો બીજા સ્થાન સાથેનો સંબંધ, આપણે ઉપર બીજા દેશવાસીઓના વ્યવહારમાં જોયો તેવીજ જાતનો છે; કેમકે મનુષ્યસ્વભાવ ઘણેભાગે સર્વત્ર સમાનજ હોય છે.

મહારાષ્ટ્રનાં અનેક ગામો અને જાતિવાચક નામો તેમનો દેવાદિ પ્રાચીન જાતિઓ સાથેનો સંબંધ દર્શાવી આપે છે. તેનું વર્ણન આગળ યથાયોગ્ય સ્થાને આવશે. અહીં એટલુંજ બતાવવાનું છે કે, ગણદેવોમાં જેઓ મહારાજિક ગણ હતા, તેઓમાંથી કેટલાય લોકો મહારાષ્ટ્રમાં આવી વસ્યા હતા; અથવા હાલના મરાઠાઓ દેવજાતિના મહારાજિ-કોજ છે, એમ કહેવું તે પણ અનુચિત નથી-અર્થાત્ ગણદેવોના મહારાજિકોજ હાલના મરાઠાઓરૂપે દેખાય છે. આ વાત સિદ્ધ કરે છે કે, દેવજાતિ મનુષ્યજાતિજ હતી; પરંતુ તે જાતિ પોતાને 'દેવ' કહેવડાવતી હતી.

ગણદેવોમાં મરુત્ છે. મરુત્ શબ્દની સાથે સંબંધ રાખનારા શબ્દો મર્ત, મર્ય, મર્ત્ય વગેરે છે, તે પણ મનુષ્યવાચકજ છે; તથા વેદભાષ્ય રચતાં શ્રી સાયણાચાર્યજીએ પણ લખ્યું છે કે, આ મરુત્ પહેલાં મનુષ્ય હતા અને પાછળથી તેઓ દેવ થયા. જુઓઃ-

**मर्यासो मारका मनुष्यरूपा वा मरुतः । पूर्वं मनुष्याः सन्तः पश्चात् सुकृतविशेषण ह्यमरा आसन् ॥** (ઋગ્વેદ સાયનભાષ્ય ૧૦-૭૭-૨)

અર્થાત્-"મરુત્ પહેલાં મનુષ્યરૂપેજ હતા, પરંતુ વિશેષ સત્કાર્યો કરવાથી તેઓ દેવ

થયા." સાયણાચાર્યજીના આ કથનથી સમજાય છે કે, મનુષ્યોમાંથીજ કેટલાકોને મરુત નામના ગણદેવોમાં સમાવવામાં આવ્યા હતા. મરતાંસુધી લડનારા મરુત્ ( मर+उत् ) કહેવાય છે. અર્થાત્ આ " મરુત્ " મહાશૂરવીરોનું નામ છે; અને આ જાતિની વિશેષ શૂરવીરતાને લીધેજ દેવજાતિએ તેમને અપનાવ્યા હશે-અર્થાત્ તેઓ પહેલાં ભારતવર્ષના રહેવાસી હોવાથી મનુષ્ય કહેવાતા હતા, પરંતુ પાછળથી ત્રિવિષ્ટપ(તિબેટ)માં દાખલ થવાથી તેમનો સમાવેશ ' દેવજાતિ ' માં થવા લાગ્યો; અને તેમને દેવોના અધિકાર મળ્યા. દેવત્વ પ્રાપ્ત કરવાથી વિશેષ અધિકાર પ્રાપ્ત થાય છે, એ તો સ્પષ્ટજ છે. હાલમાં પણ આવા ભેદ દેખાઇ આવે છે. જેમકે:-કોઈએક હિંદી મનુષ્યને બે પુત્ર થયા હોય, તેમાંના એકનો જન્મ ભારતવર્ષમાં અને બીજાનો ઇંગ્લૅંડમાં થયો હોય તો ઇંગ્લૅંડમાં જન્મેલા પુત્રને તે માત્ર ત્યાં જન્મ્યો છે એટલાજ ખાતર કેટલાયે ખાસ અધિકારો અંગ્રેજી સામ્રાજ્યમાં મળે છે. એજ પ્રમાણે આ મનુષ્યજાતિના વીરો દેવોના સૈન્યમાં દાખલ થયા; દેવરાજ ઇંદ્રની ફોજમાં સદાયે રહેવા લાગ્યા; દેવજાતિના કલ્યાણને ખાતર રાક્ષસો વગેરે સાથે યુદ્ધ કરવા લાગ્યા; દેવસ્થાન-અર્થાત્ તિબેટમાં રહેવા લાગ્યા; અને ત્યાંજ તેમનાં બાળબચ્ચાં પેદા થવા લાગ્યાં-અર્થાત્ દેવરાજ્ય સાથે તેમનો હિતસંબંધ દૃઢ થયો, એટલે તેઓ પણ ' દેવ ' કહેવાયા.

છેક હાલમાં પણ ભારતવાસીઓને રાષ્ટ્રસંઘ પરિષદ્‌માં દાખલ કરવા યોગ્ય ગણ્યા છે; તેનું કારણ એજ છે કે,યૂરોપના ગત મહાયુદ્ધમાં ભારતવાસીઓ યૂરોપમાં જઇને ત્યાં અંગ્રેજોના પક્ષમાં રહીને લડયા હતા. એજ રીતે દેવોના પક્ષમાં રહીને તથા દેવોના શત્રુઓ સાથે યુદ્ધ કરીને ઘણા પ્રાચીનકાળમાં જે ભારતવાસીઓ દેવજાતિમાં દાખલ થયા હતા, તેમનું નામ મરુત્ છે અને તેઓ ગણદેવ છે-અર્થાત્ તેઓ પણ ત્યાં સંઘપૂર્વક રહેતા હતા.

## (ચ) ગણસ્ત્રીઓ

ગણદેવોનો પરિવાર અર્થાત્ સ્ત્રી વગેરે સાથે રહેવું, સંતાન વગેરે ઉત્પન્ન કરવાં, એ બધું કુટુંબની રીતે ન હતું-અર્થાત્ જે રીતે આપણા હાલના વ્યવહારોમાં એક માણસ પોતાના સ્વતંત્ર ઘરમાં રહે છે; પોતાની સ્વતંત્ર સ્ત્રી સાથે રહે છે; અને પોતાનાં સંતાન સ્વસ્ત્રીમાંજ ઉત્પન્ન કરે છે, તેમ ન હતું. તાત્પર્ય કે, માણસો પોતાનું જૂદું કુટુંબ છે એમ માનીને તેમનું ભલું કરવાનો બોજો પોતાને માથે લઇને સઘળા વ્યવહારો કરે છે; તે પ્રમાણે તે ગણદેવોમાં ન હતું. ગણસંસ્થા પ્રમાણે રહેવાનું તાત્પર્ય એજ છે કે:—

(૧) તેમને પોતાનું ઘર હોતું નથી.
(૨) પોતાની અલગ સ્ત્રી હોતી નથી.
(૩) જૂદાં સંતાનો નથી હોતાં, કે જેથી તેમનો વંશ વધે.
(૪) તેઓ અભિમાન લઇ શકે તેવી કોઈ ખાનદાની મિલ્કત તેમાંના કોઈ પાસે હોતીનથી.
(૫) તે બધાઓનો અધિકાર એકસરખો હોય છે. કોઇનો પણ ઉંચો કે નીચો દરજ્જો હોતો નથી.
(૬) તેમનું ભોજન, રહેવું-સહેવું, વગેરે એકઠું અને બધાનું સૈયારૂંજ હોય છે.
(૭) જે કંઇ માલમિલ્કત હોય તે ઉપર બધાનો સરખોજ અધિકાર હોય છે.
(૮) જે કાંઈ કાર્ય કરવું હોય તે પણ તેઓ બધા એકત્ર થઇને કરે છે-અર્થાત્ સંપૂર્ણ રીતે સંઘજીવન(સોશિયલ ઍાર કૉમ્યુનલ લાઇફ)ગાળવાની પ્રથા એ દેવગણોમાં હતી.

આપણા હાલના જીવનવ્યવહારમાં અને તેમના જીવનવ્યવહારમાં આટલો ભેદ છે તે વાત વાચકોએ સૌથી પ્રથમ બરાબર યાદ રાખવી જોઇએ. આપણું હાલનું જીવન-

એ "કૌટુંબિક" (ફેમીલી લાઇફ) જીવન છે; અને તેમનું "સંઘ" (કૉમ્યુનલ લાઇફ) જીવન હતું. તેમના રીતરિવાજ વગેરે વાચકોના ખ્યાલમાં બરાબર નહિ આવે, તો તેમના ઇતિહાસની કેટલીયે વાતો સમજવી મુશ્કેલ પડશે; માટે દેવજાતિની રહેણીકરણી તથા ગણ-દેવોની રહેણીકરણી બરાબર સમજી લેવી અત્યંત જરૂરની છે. ગણદેવોના સંઘમય જીવનનો વિચાર કરવામાં તેમની ગણસ્ત્રીઓનો પણ વિચાર કરવો આવશ્યક છે; કેમકે તેથીજ તેમના સ્ત્રીસંબંધનું ઠીકઠીક જ્ઞાન થશે. જો કે થોડાક માણસો જન્મપર્યંત બ્રહ્મચારી પણ રહેતા હશે; પરંતુ સમાજના સઘળા લોકો પૂર્ણ બ્રહ્મચર્ય પાળી શકતા નહિ હોવાથી સમાજની સુવ્યવ-સ્થાનેજ ખાતર પુરુષોની સાથે સ્ત્રીઓની યોજના કરવામાં આવે છે.

## (૭) લગ્નની પાંચ પદ્ધતિઓ

આ સ્ત્રીઓની યોજના અનેક પ્રકારે કરવામાં આવે છે. જેમકેઃ—

(૧) ગણસ્ત્રીપદ્ધતિ, (૨) સહોદરસ્ત્રીપદ્ધતિ, (૩) નિયોગપદ્ધતિ, (૪) અસ્થિરલગ્ન-પદ્ધતિ અને (૫) સ્થિરલગ્નપદ્ધતિ.

હાલ આપણા ભારતવાસીઓમાં અર્થાત્ હિંદુઓની ઉચ્ચ જાતિઓમાં "સ્થિરલગ્ન-પદ્ધતિ" પ્રચલિત છે. એ"સ્થિર લગ્નપદ્ધતિ"માં એક વાર લગ્ન કર્યા પછી તે જન્મપર્યંત સ્થિર રહે છે–અર્થાત્ બેમાંથી એકનું મૃત્યુ થતાંસુધી તે લગ્નબંધન રહે છે; અને તેમાં કોઈ પણ કારણથી કોઇ પણ પ્રકારની શિથિલતા કરી શકાતી નથી.

"અસ્થિર–લગ્નપદ્ધતિ" યૂરોપ, અમેરિકા વગેરે દેશોમાં તથા મુસલમાન રાજ્યોમાં પ્રચલિત છે.

આ પદ્ધતિની વિશેષતા એ છે કે, પતિપત્નીનો સંબંધ કોઈ વખત તૂટી પણ જાય છે. રાજ્યાધિકારીઓ સમક્ષ જઇને 'અમે અમારાં લગ્નબંધન તોડવા ઈચ્છીએ છીએ' એમ કહેવાથી તે વિવાહિત સ્ત્રીપુરુષ ફારગતી લઈ શકે છે; પરંતુ ઉપરની "સ્થિર લગ્ન સંસ્થા" માં તેવી છૂટ નથી. સનાતન વૈદિક ધર્મની વિશેષતા આ સ્થિર લગ્નપદ્ધતિમાંજ છે. અસ્થિર લગ્નપદ્ધતિ અને સ્થિર લગ્નપદ્ધતિમાં પરસ્પર ભેદ એટલોજ છે.

ત્રીજી "નિયોગ પદ્ધતિ" છે. એમાં અમુકજ સમયને માટે લગ્નસંબંધ થાય છે. આ સમય ઘણે ભાગે બે–ત્રણ વરસનો હશે; કેમકે સંતાન ઉત્પન્ન થતાં સુધીનીજ તેની હદ હોય છે. જો સંતાન પહેલા વર્ષમાંજ થયું તો તેટલોજ સમય અથવા તેથી વધારે વખત સુધી આ લગ્નસંબંધ રહી શકે છે; અને નક્કી કરેલો સમય પૂરો થતાં તે સંબંધ આપોઆપ તૂટી જાય છે. આ પદ્ધતિ પ્રાચીનકાળના આર્યોમાં હતી, પરંતુ હાલમાં તે કોઈ પણ દેશમાં ચાલુ નથી. પ્રાચીનકાળમાં પણ તેનો ઉપયોગ તો આપત્કાળેજ કરવામાં આવતો હતો. સાર્વત્રિક ન હતો.

ત્યારબાદ "સહોદર પદ્ધતિ" જોવા જેવી છે. સગા ભાઇ–એટલે કે એકજ માતાથી ઉત્પન્ન થયેલાઃભાઇઓ સહોદર કહેવાય છે; અને એક પિતાથી જુદી જુદી માતાને પેટ ઉત્પન્ન થયેલા ભાઇઓ સવીર્ય ભાઇ (ઓરમાન ભાઈ) કહેવાય છે. આ સહોદર પદ્ધતિમાં આ બધા ભાઇઓનું સૈયારૂં લગ્ન એક સ્ત્રી સાથે થાય છે. જેમકે, પાંચ પાંડવો દ્રૌપદીને પરણ્યા હતા. આ જાતનાં લગ્નો હાલમાં પણ હિમાલયની કેટલીક પહાડી જાતિઓમાં પ્રચલિત છે. પાંડવોના સમયમાં પણ હિમાલયની પહાડી જાતિઓમાંજ એ રિવાજ પ્રચલિત હતો અને ભારતવર્ષમાં તે કદી પણ ચાલુ થયો ન હતો. પાંડવોનો જન્મ હિમાલયના ડુંગરાઓમાં થયો હતો અને તેમની બાલ્યાવસ્થા પણ ત્યાંજ વીતી હતી, તેથીજ પાંડવોને પણ એવું ભેગું

લગ્ન કરવાની બુદ્ધિ સૂઝી; નહિ તો "સ્થિરલગ્ન" કરનારા આર્યોમાં આ પ્રમાણે "સહોદરસ્ત્રી-પદ્ધતિ"નું લગ્ન થવું અસંભવિતજ હતું.

પાંડવોના આ "સહોદર સ્ત્રીપદ્ધતિ"ના લગ્નથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે, પાંડવો અને કૌરવો નજીકના 'સાપત્ન' ભાઇ ન હતા. તેમનામાં કોઇપણ પ્રકારનો ભાઇનો સંબંધ હશે તો તે બહુજ દૂરનો હશે. મહાભારતમાં તેઓને પિતરાઇ ભાઇ લખ્યા છે, છતાં પણ તે યુક્તિ-પુરઃસર લાગતું નથી; કેમકે ભારતીય આર્યોમાં આ જાતનાં એકત્ર લગ્ન કરવાની પદ્ધતિ પ્રાચીનકાળમાં ન હતી, તેમ પાછળથી પણ તે ચાલુ થઇ ન હતી. ભારતીય આર્યોમાં તો માત્ર પાંડવોનાંજ આ એકત્ર લગ્ન થયાં છે. આથી સિદ્ધ થાય છે કે, તેઓ કોઇ જૂદા પ્રાંતની જૂદી જાતિના, ખાસ કરીને હિમાલયની કોઇ પહાડી જાતિના હતા. આ વિષે વધારે વિચાર અમે આગળ લગ્નપ્રકરણમાં વિશેષ પ્રકારે કરીશું. અત્રે તેનું માત્ર દિગ્દર્શનજ કર્યું છે. અસ્તુ. આ રીતે અનેક ભાઇઓ વચ્ચે એક સ્ત્રી કરવાનો રિવાજ હિમાલયમાં હાલ પણ પ્રચલિત છે.

એ પછી "ગણસ્ત્રી પદ્ધતિ" નો વિચાર કરીએ. આ ગણોના બધા પુરુષોમાટે કેટલીક સ્ત્રીઓ રાખેલી હોય છે. માની લઇએ કે, મરુદ્‌ગણ અથવા મહારાજિક ગણની પુરુષસંખ્યા પાંચસો કે હજાર છે; તો તે બધા પુરુષોમાટે બસો-ત્રણસો કે જરૂર પ્રમાણે ઓછીવત્તી સ્ત્રીઓ પણ રાખતા હતા. તેમનાં નામ 'ગણસ્ત્રી' છે. ગણોની આ સ્ત્રીઓ-અર્થાત્ ગણના બધા પુરુષોમાટે રાખેલી જે સ્ત્રીઓ તેમનાંજ નામ 'ગણિકા', 'વારસ્ત્રી' છે. ગણિકા ગણની સ્ત્રીને કહે છે, અને તેને 'વારસ્ત્રી' પણ કહે છે; કેમકે 'વાર' શબ્દનો અર્થ પણ 'ગણ'-'સમૂહ' વગેરે થાય છે, કે જે શબ્દો "સમુદાયની સ્ત્રી" એજ ભાવ પ્રદર્શિત કરે છે.

'વાર' શબ્દનોઅર્થ 'દિન' અથવા 'દિવસ' પણ થાય છે. આ અર્થ લેતાં એવો અર્થ પણ નીકળશે કે, આ સ્ત્રી અમુક ગણત્રીનાજ દિવસોમાટે-અર્થાત્ ગણના પ્રત્યેક પુરુષમાટે મુકરર કર્યું હશે કે, અમુક સ્ત્રી તેની સાથે અમુક દિવસમાટે રહેશે, અને તે પછી બીજા પાસે રહેશે. જેમ દ્રૌપદી બે માસ બાર દિવસ સુધી એક એક પતિની ક્રમપૂર્વક સેવા કરતી હતી તે પ્રમાણે; પરંતુ દ્રૌપદી ગણસ્ત્રી ન હતી, પણ એક કુટુંબમાં જન્મેલા બધા ભાઇઓની સ્ત્રી હતી. માત્ર દિવસોની ગણત્રીને ખાતરજ અત્રે તેનું દષ્ટાંત આપ્યું છે-અર્થાત્ ગણિકા, વારસ્ત્રી, વારયોષિતા, ગણસ્ત્રી, વગેરે શબ્દ દેવોની ગણસંસ્થાની રહેણીકરણી વગેરે દર્શાવી આપે છે.

હાલમાં 'ગણિકા' વગેરે શબ્દો વ્યભિચારિણી સ્ત્રીના અર્થમાં વપરાય છે; પરંતુ ગણસ્ત્રીઓ-ની સંસ્થા જ્યારે દેવોના રાજ્યમાં પ્રચલિત હતી, ત્યારે તેમાં વ્યભિચારની કલ્પના પણ ન હતી.

ઋતુસમયે મહીનામાં મુકરર તિથિઓમાંજ સ્ત્રીસંબંધ કરવો; જે સ્ત્રીના દિવસો બીજા કોઈ ગણ સાથે મુકરર થયા હોય તે સાથે સંબંધ ન કરવો; વગેરે તેમના એવા નિયમો હતા કે જેથી તેમનામાં વ્યભિચારી ભાવો ઉત્પન્ન થતા ન હતા. પરંતુ હાલની ગણિકાઓનો વ્યવહાર તેમના કરતાં બહુ જૂદાજ પ્રકારનો હોવાથી હાલની ગણિકાઓ વ્યભિચારિણી છે, અને તે સમયની ગણસ્ત્રીઓ વ્યભિચારિણી ન હતી. તે સિવાય કુટુંબ-સંસ્થાનો પ્રચાર થયા પછી-અર્થાત્ સ્થિરલગ્ન પદ્ધતિ ચાલુ થયા પછી વ્યભિચારની જે કલ્પના કુટુંબવાળા લોકોમાં હોય છે; તે વ્યભિચારનીજ કલ્પના બરાબર તેજ ભાવમાં ગણસ્ત્રીવ્યવહાર, સહોદર સ્ત્રીવ્યવહાર, નિયોગવ્યવહાર અને અસ્થિર લગ્ન કરનારા સમાજોમાં ઉત્પન્ન થતી નહિ. જુઓ, આપણામાં તો એવાજ ભાવો હોય છે કે કોઇ પારકી સ્ત્રી આપણાથી મોટી હોય તો માતા, બરાબર હોય તો બહેન અને નાની હોય તો પુત્રીસમાન ગણવી. આ ભાવ આપણામાં

બહુ ઉંચો અને પવિત્ર મનાય છે; પરંતુ યૂરોપમાં તો એવા ઉચ્ચભાવોની સૌ લોકો મશ્કરીજ કરે છે અને કહે છે કે, આ વિચાર કેવા મલીન છે! યૂરોપના એ લોકો આ ઉચ્ચ ભાવને એટલો હાસ્યાસ્પદ એટલાજ માટે માને છે કે, તેમને ત્યાં ગાંધર્વલગ્ન પદ્ધતિ અને અસ્થિર-લગ્ન પદ્ધતિ ચાલુ છે. આથી તેઓ માને છે કે, પોતાનો પ્રેમસંબંધ અનેક સ્ત્રી સાથે હોઇ શકે. જેઓ પ્રત્યેક સ્ત્રી સાથે પોતાના પ્રેમસંબંધને શકય માનતા હોય, તેમને ઉપરના આર્ય વિચારો કયાંથીજ ઉચ્ચ લાગે? પરંતુ ભારતવર્ષમાં તો સ્થિરલગ્ન પદ્ધતિ ઉચ્ચ વર્ણો-માં પ્રચલિત પણ થઈ ચૂકેલી હોઈને ભારતવાસીઓનાં લગ્ન મૃત્યુપર્યંત તૂટી શકતાંજ નથી. એકવાર લગ્ન કર્યા પછી બીજી સ્ત્રીની સાથે તેનો સંબંધજ થવો મુશ્કેલ હોય છે;અને આવી દૃઢ ભાવનાવાળા ઉચ્ચ લોકોમાંજ પોતાની સ્ત્રીસિવાયની બીજી સ્ત્રીઓ માટે ભોગેચ્છાવિનાના ઉપલા ઉચ્ચ ભાવો જાગ્રત રહી શકે તેમ છે.

આ વાત અત્રે વિસ્તારપૂર્વક દર્શાવવાની જરૂર એટલાજ માટે છે કે, વાચકોના મનમાં નક્કી થઇ જાય કે, વ્યભિચાર ઉપર ઘૃણાની કલ્પના કૌટુંબિક લગ્નપદ્ધતિ શરૂ થયા પછીજ ઉત્પન્ન થવી સ્વાભાવિક છે, તે પહેલાં નહિ. ગણસ્ત્રીપદ્ધતિ જે વખતે પ્રચલિત હશે, તે વખતે એક સ્ત્રી સાથે કેટલાક દિવસ સંબંધ થયા પછી બીજી સ્ત્રી સાથે પણ સંબંધ થવાનોજ હોય છે. એટલે જીવનપર્યંત એક સ્ત્રીથી સંતુષ્ટ રહેવાની ઉચ્ચ કલ્પના તેઓમાં પેદા થવીજ અસંભવિત છે, તેથી વ્યભિચારવિષે જે ઘૃણા જેટલી હદસુધી હાલ આપણામાં છે; તે ગણસ્ત્રીપદ્ધતિના દિવસોમાં દેવજાતિના લોકોમાં તે વખતે ઉત્પન્ન થવી અસંભવિતજ હતી.

હવે અહીં કહેવાનું એ છે કે, આ ગણદેવોની ગણસ્ત્રીની પ્રથા તે ગણદેવોની સાથેજ ભારતવર્ષમાં પ્રચલિત થઇ અને હાલની ગણિકાઓના વિકૃત સ્વરૂપમાં ફેરવાઈ ગઈ. અમે આ પહેલાં બતાવ્યુંજ છે કે, "મહારાજિક" નામના ગણદેવ મધ્યભારતમાં આવી વસ્યા અને હાલમાં તેમના દેશનું નામ મહારાષ્ટ્ર અથવા મરાઠાદેશ કહેવાય છે. એજ રીતે બીજા બીજા ગણદેવો બીજા બીજા દેશોમાં વસ્યા હતા તથા તેમની સાથે તેમની ગણસ્ત્રીઓ પણ ત્યાં આવી હતી. તાત્પર્ય એ છે કે, ભારતવર્ષની હાલની ગણિકાઓની પ્રથા એ પ્રાચીન ગણદેવોની પ્રથા છે. આથી માત્ર ગણદેવજ મનુષ્ય હતા એમ નહિ, પણ સમસ્ત દેવજાતિ પણ મનુષ્યરૂપેજ હતી, એમ પણ સિદ્ધ થાય છે.

આટલા વિચાર ઉપરથી સિદ્ધ થયું કે, ગણદેવ મનુષ્યોજ હતા તથા દેવજાતિ પણ મનુષ્યજાતિજ હતી, અને માત્ર તે જાતિનું નામજ 'દેવ' હતું. હવે એ ગણદેવોમાંની અપ્સરાઓવિષે વિચાર કરીશું.

## (જ) અપ્સરાઓ

ઉપર દેવયોનિઓની ગણત્રીમાં "અપ્સરસ્" શબ્દ આવ્યો છે, તેજ અપ્સરાઓ છે. દેવયોનિ,એ મિશ્રજાતિની સંતતિ હોવાવિષે પહેલાં લખાઈ ચૂક્યું છે. દેવયોનિ જાતિઓ, એ દેવજાતિના પુરુષ અને બીજી જાતિની સ્ત્રીથી ઉત્પન્ન થઇ હતી. અપ્સરાઓ પણ એમાંનીજ એક છે. દેવજાતિના પુરુષોનો સંબંધ કોઇ સુંદર સ્ત્રીઓ સાથે થવાથી આ સુંદરીઓની ઉત્પત્તિ થઈ. આ જાતિમાં જે પુરુષ જન્મ્યા હશે તેઓનાં નામ વિદ્યાધર વગેરે અનેક છે; અને જે સ્ત્રીઓ હતી તેમનું નામ અપ્સરા હતું. આ અપ્સરાઓ ગણદેવોના વિલાસને ખાતર તથા બીજા બીજા દેવોના વિલાસને માટે રાખેલી હતી; તથા નાચવું, ગાવું વગેરે કામ તેમને સોંપેલું હતું. ઇંદ્રાદિ દેવોના દરબારોમાં અપ્સરાઓના નાચ થતા હતા. આ નાચનાં વર્ણન પુરાણો અને ઇતિહાસોમાં પણ પુષ્કળ છે. ઇંદ્રની સભામાં પુરુરવારાજા ગયા હતા; તેમના

સન્માનમાટે ત્યાં ઉર્વશીનો નાચ થયો હતો. એજ રીતે વિશ્વામિત્ર પણ કોઇ અપ્સરાની પાછળ ઈંદ્રસભા સુધી જઇ પહોંચ્યા હતા. અર્જુન શસ્ત્રાસ્ત્રવિદ્યા શીખવા માટે ઇંદ્ર પાસે જઇને કેટલાંયે વર્ષ રહ્યો હતો,તે વખતે ઉર્વશી તે વીર અર્જુન ઉપર મોહિત થઇહતી;પરંતુ અર્જુને પૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કર્યો હતો તેથી ઉર્વશીની ઇચ્છા સફળ થઇ નહિ, વગેરે અનેક કથાઓ મહાભારત આદિ ગ્રંથોમાં છે. એ ઉપરથી સમજાય છે કે, આ સુંદર અપ્સરાઓ સ્વર્ગની કામિનીઓ હતી અને તેમનો ભોગસંબંધ દેવો અને માનવો સાથે સરખા જેવોજ હતો.

એ વાત પ્રખ્યાત છે કે, દેવરાષ્ટ્રમાં-સ્વર્ગમાં-અર્થાત્ તિબેટમાં-જ્યારે સત્કર્મ કરનારા મનુષ્યો જઈવસતા હતા, ત્યારે ત્યાં તેમને મનગમતી અપ્સરાઓ મળતી હતી. અમે આગળ ઉપર બતાવીશું કે, યજ્ઞથી સ્વર્ગપ્રાપ્તિ થવાની મૂળ કલ્પના કેવી છે અને શી રીતે તે યજ્ઞ કરનાર મનુષ્યોને સ્વર્ગમાં સ્થાન મળતું હતું. વાચક જ્યારે તે વર્ણન વાંચશે, ત્યારે તેને તે વખતની વાસ્તવિક સ્થિતિની કલ્પના બરાબર આવી જશે; પરંતુ અહીં તો અપ્સરાઓની પ્રાપ્તિની કલ્પનાનેજ જોવી છે.

અમુક ખાસ કાર્યો કરવાથી ભારતવર્ષનાં મનુષ્યો તિબેટમાં રહેવાલાયક ગણાતાં હતાં-અર્થાત્ તેમને સ્વર્ગીય નાગરિકતાના અધિકાર (રાઈટ્સ ઑફ સિટીઝનશીપ) મળતા હતા; અને તે અધિકારોમાં સ્વર્ગીય અપ્સરાઓસાથે સંબંધ કરવો, એ પણ એક અધિકાર હતો!!!

આથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, દેવોના રાજ્યમાં સ્ત્રીવિષયક સ્વતંત્રતા વધારે હતી. વારસ્ત્રીઓ સાથે સંબંધ નહિ રાખનારા પુરુષો ભારતવર્ષમાં પવિત્ર ગણાતા હતા અને હાલમાં પણ શુદ્ધ ગણાય છે; પરંતુ દેવોના દેશમાં ગણિકાઓ સાથે અર્થાત્ અપ્સરાઓસાથે સંબંધ રાખવો, એ પ્રતિષ્ઠાનું અને વિશેષ સભ્યતાનું ચિહ્ન ગણાતું હતું!! અપ્સરાઓસાથે સંબંધ નહિ રાખનારો એક પણ દેવ ન હતો! એટલુંજ નહિ પણ જે ભારતવાસીઓ દેવત્વના અધિકાર મેળવી દેવોના દેશમાં રહેતા હતા, તેઓને પણ દેવોની સભ્યતાનુસાર અપ્સરાઓ સાથે વિહાર કરવો પડતો અને દેવોની સભામાં થતા અપ્સરાઓના નાચ વખતે ત્યાં હાજર રહેવું પડતું હતું! આ વિષે દેવસભાઓનાં વર્ણન મહાભારતમાં જુઓ. જે રીતે યૂરોપમાં દારૂ નહિ પીનારાઓને પણ હૉટલોમાં દારૂની કિંમત ભોજનની સાથે આપવીજ પડે છે, તેમ દેવોના દેશના પ્રતિષ્ઠિત રહેવાસીઓએ અપ્સરાઓ સાથે સંબંધ રાખવોજ પડતો હતો. કેટલાક લોકો ભારતવર્ષમાં યજ્ઞ એટલાજ માટે કરતા હતા કે પોતાને દેવોના દેશમાં રહેવાનું મળે અને સ્વર્ગની અપ્સરાઓ સાથે સંબંધ કરવાનું મળે. આથી સિદ્ધ થાય છે કે, દેવોની સભ્યતામાં અપ્સરા વગેરેના સંબંધ તરફ હલકી દૃષ્ટિએ જોવાતું ન હતું.

## (ઝ) રાજકારણમાં સ્ત્રીઓ

ભારતવર્ષના કેટલાય સમ્રાટો સ્વર્ગનું રાજ્ય મેળવવાનો-અર્થાત્ ઇંદ્રપદ મેળવવાનો પ્રયત્ન કરતા હતા, ત્યારે તેમના ઉપર ઇંદ્ર આ અપ્સરાઓનો પ્રયોગ અજમાવતો હતો; એટલે કે આ સુંદર અપ્સરાઓને ભારતવર્ષના રાજાઓને ત્યાં ભેટરૂપે મોકલતો હતો. એ સ્વર્ગીય કન્યાઓ અહીં ભારતીય રાજાઓ પાસે આવતી હતી અને તેમને મોહિત કરીને દેવરાજ્ય ઉપર ચઢાઇ કરવાના વિચારો ભૂલાવી દેતી હતી. આ રીતે વિશ્વામિત્ર વગેરે ભારતવર્ષના સમ્રાટો ઉપર સ્વર્ગકન્યાઓનો પ્રયોગ કર્યો હતો; તે કથાઓ સૌ કોઇ જાણે છે અને ઇતિહાસો તથા પુરાણોમાં સુપ્રસિદ્ધ છે. સ્વર્ગની સ્ત્રીઓનું ભારતવર્ષમાં આવવું;

ભારતવર્ષના રાજાઓ સાથે રહેવું; સ્વર્ગરાજ્યના હિતને ખાતર પોતાનું સર્વસ્વ અર્પણ કરવું; અને આ પ્રમાણે આત્મસમર્પણના કાર્યમાં ભારતીય રાજાઓથી સંતાન ઉત્પન્ન કરવાં, વગેરે બાબતો સિદ્ધ કરે છે કે, જેનું નામ સ્વર્ગલોક છે તે હાલનો તિબેટજ છે; અને ત્યાંના દેવ તે માનવોનીજ 'દેવ' નામ ધારણ કરનારી જાતિ હતી તથા તેમની અપ્સરાઓ વગેરે પણ મનુષ્યોના જેવીજ રૂપાળી સ્ત્રીઓ હતી.

જેવી અપ્સરાઓ સુંદર હતી તેવીજ સુંદર ભારતવર્ષની સ્ત્રીઓ તે સમયે ન હતી, એમ માનવાનું કંઇ કારણ નથી. કેમકે જે રીતે દેવરાજ્યની અપ્સરાઓના રૂપ ઉપર ભારતવાસીઓ મુગ્ધ થતા હતા;તેવીજ રીતે ત્રિવિષ્ટપના દેવો પણ ભારતીય આર્યસ્ત્રીઓના રૂપ ઉપર મુગ્ધ થતા હતા. ઇંદ્ર પોતેજ ગૌતમની સ્ત્રી અહલ્યા ઉપર મોહિત થયો હતો;અશ્વિનીકુમાર ચ્યવનઋષિની સ્ત્રીને જોઇને મોહિત થયા હતા;અને દમયંતીનું રૂપ જોઇને મોહિત થયેલા ઇંદ્રાદિ દેવો પણ દમયંતીના સ્વયંવરમાં આવ્યા હતા તથા દમયંતી નળરાજા સાથે લગ્ન ન કરે એવો પ્રયત્ન કરતા હતા. આ બધી માનવચેષ્ટાઓ જોઇને પ્રત્યેક વાંચનારના મનમાં એટલું તો નક્કીજ થાય તેમ છે કે, તિબેટમાં પ્રાચીનકાળમાં જે માનવજાતિ રહેતી હતી, તેનુંજ નામ 'દેવજાતિ' હતું; પરંતુ તેઓ મનુષ્યજ હતા. જો આ સત્ય વાત સૌના મનમાં ઐતિહાસિકરૂપે બરાબર ઠસી જાય તો તેમના મનમાંથી દેવોવિષેનો મોહ તો સૌથી પહેલોજ નીકળી જશે. જે અનેક દેવતાઓની કથાઓ છે, તે માત્ર નામોની સમાનતાને લીધેજ જગતની રચના કરનારા દેવોની કથાઓતરીકે ગણાય છે; અને તેથીજ દેવજાતિના મનુષ્યોનાં પાપ જગતની રચના કરનારા દેવોને માથે મઢી દેવામાં આવે છે; પરંતુ દેવજાતિના મનુષ્યોમાં તથા જગતની રચના કરનારા દેવોમાં ખરૂં જોતાં માત્ર નામોની સમાનતાસિવાય બીજી કંઇ પણ સમાનતા નથી. જો આટલી સીધી વાત પણ વાચક સમજી લેશે, તો પૌરાણિક કથાઓના સંબંધમાં કેટલાયે ભ્રમો તેમના મનમાંથી દૂર થઈ જશે.

"ઇંદ્ર" શબ્દના અર્થ પરમાત્મા, જીવાત્મા, મન, જગતની રચના કરનાર દેવોનો અધિપતિ, તિબેટનિવાસી દેવજાતિનો સમ્રાટ્, કોઇ પણ જાતિનો મુખી વગેરે થાય છે. આજ રીતે બીજા પણ કેટલાય દેવવાચક શબ્દોના અર્થ થાય છે; પરંતુ માત્ર તેટલાજ ઉપરથી ભ્રમમાં નહિ પડતાં કોઈ પણ કથામાં દેવવાચક શબ્દ આવે તો ત્યાં જોવું જોઇએ કે, કથા પ્રસંગ કોનો અને કયા પ્રકારનો સંબંધ દર્શાવી રહ્યો છે. આમ વિચારી જોવાથીજ સઘળી બાબતો બરાબર ખુલી જશે; અને દેવજાતિના માનવોનાં પાપ જગતની રચના કરનાર દેવોને માથે કદી નહિ ચઢાવી શકાય.

પુરાણ અને ઇતિહાસના લેખકોએ આખ્યાયિકાઓ લખતી વખતે વિભાગપૂર્વક આખ્યાયિકાઓ લખી નથી; તેથી એક નામની બધી કથાઓ એકઠી દેખાઈ આવે છે. આ વિષે ફરીથી જુઓઃ—

શિવ એટલે કલ્યાણરૂપ હોવાથી પરબ્રહ્મનું નામ
" " " " પરમેશ્વર " "
" " " " જીવાત્માનું "
" " " " શિવસંકલ્પ મનનું"
" " માનસરોવર તથા કૈલાસના તિબેટના ભાગનો રાજા, કે જે 'ભૂત' નામક માનવજાતિ ઉપર રાજ્ય કરતો હતો.
" " શિવાજી છત્રપતિ ( મહારાષ્ટ્રીય રાજ્યના સંસ્થાપક )

આ બધાં સમાન નામ હોવા છતાં પણ એક અર્થનાં વાચક નથી; અને તેથી તે બધાની કથાઓ સેળભેળ કરી નહિ નાખવી જોઇએ. શિવાજી મહારાજ તદ્દન અર્વાચીન રાજા હોવાથી પુરાણોથી જૂદાજ છે; છતાં તેમની હકીકતોમાં પણ "શિવ" નામના કેટલા રાજા અને માનવોની કથાઓ સેળભેળ થયેલી છે, તે પણ એક જોવા જેવીજ વાત છે. અસ્તુ. અત્રે આ ઉપરથી એટલુંજ બતાવવાનું છે કે, તિબેટની દેવનામધારી માનવજાતિની કેટલીયે કથાઓ ઐતિહાસિક હોવાથી પુરાણો અને ઇતિહાસમાં ભળી ગઇ છે. એ બધી વાતો સિદ્ધ કરે છે કે, તિબેટનિવાસી માનવજાતિનું નાશ "દેવ" હતું; પરંતુ તેઓ મનુષ્યજ હતા, અને તેજ કારણથી ભારતીય આર્યોનો સ્વર્ગીય દેવજાતિની સ્ત્રીઓ સાથે શરીરસંબંધ થતો હતો તથા સ્વર્ગના દેવો ભારતીય આર્યસ્ત્રીઓ સાથે પણ સંબંધ કરતા હતા.

તિબેટ શીતપ્રદાન દેશ હોવાથી, અને તેમાં પણ હિમાલયના ડુંગરાઓ વિશેષ શીત-પ્રધાન હોવાને લીધે ત્યાંનાં સ્ત્રીપુરુષો ગૌરવવર્ણનાં તથા સુંદર હતાં,અને હાલમાં પણ એવાંજ છે. તિબેટના લોકો હિમાલયના ડુંગરાઓમાં રહેનારાઓના જેટલા ગૌરવર્ણના નથી, અને તેથીજ હિમાલયના ડુંગરાઓમાં સંકીર્ણ જાતિમાં ઉત્પન્ન થયેલી અપ્સરાઓ તિબેટના દેવજાતિના વીરોને તથા ભારતીય વીરોને મોહ પમાડે તેવી સુંદર હતી. આજ કારણથી તેઓ સ્વર્ગની ઇંદ્રસભામાં તથા ભારતીય રાજાઓનાં અંતઃપુરમાં દાખલ થઇ શકી હતી.

## (૮) અસુર સ્ત્રીઓ

જેમ દેવાંગનાઓ તથા ભારતીય આર્યસ્ત્રીઓ પણ સૌંદર્યમાં એકબીજાથી ઉતરે તેમ ન હતી; તેમ અસુર સ્ત્રીઓ તથા રાક્ષસ સ્ત્રીઓ પણ સૌંદર્યમાં ઓછી ન હતી. હાલના ચિત્રકારો અસુરોના ચહેરા કઢંગા બનાવે છે, છતાં પણ ઐતિહાસિક કથાઓ જોવાથી માલમ પડે છે કે, અસુર સ્ત્રીઓ પણ ઘણી સુંદર હતી. પાંડવોના ઘરમાં કુંતીપુત્ર ભીમસેન-નું લગ્ન હિડંબા રાક્ષસી સાથે થયું હતું. મહાભારતમાં જોવાથી જણાય છે કે, આ લગ્નમાં કુંતી, ધર્મરાજ, અર્જુન વગેરેની પૂર્ણ સંમતિ હતી. જો હિડંબા રાક્ષસીનો ચહેરો કદ્રૂપો અને કઢંગો હોત, તો એમાં કુંતીની સંમતિ મળવી અસંભવિતજ હતી; કેમકે ભીમ ઉત્તમ ગૌરવર્ણનો અને સુંદર હતો. પોતાના સુંદર અને ગોરા પુત્રનું લગ્ન કદ્રૂપી, કાળી અને વિજાતિની સ્ત્રી સાથે કરવાની સંમતિ કોઇપણ માતા આપેજ નહિ. આથી સિદ્ધ વાત છે કે, હિડંબા સુંદર હતી. વાસ્તવમાં "અસુર" જાતિ હાલના પારસીઓના જેવીજ ગૌરવર્ણ અને રૂપ વગેરે ગુણોવાળી હતી. પારસીઓ "અસુરોપાસક" છે. બધી અસુરોપાસક જાતિઓ પારસીઓના જેવીજ હતી. અસુરોપાસક લોકો અસુર નામથીજ પ્રસિદ્ધ હતા. હાલના "એસિરિયા" દેશની આસપાસની જાતો પણ અસુર નામવાળી હતી.

બાણાસુરની કન્યાનું લગ્ન યાદવોને ઘેર થયું હતું, વગેરે બધી કથાઓ જોવાથી અને વિચારવાથી સમજાય છે કે, અસુરજાતિનાં સ્ત્રીપુરુષ આર્યોના જેવાંજ સુંદર અને મનુષ્યના જેવાંજ દેહધારી હતાં, તોપછી દેવોના સંબંધમાં તો શંકાજ શી હોઇ શકે ? અર્થાત આ દૃષ્ટિએ પણ વિચાર કરવાથી માલમ પડે છે કે, અસુર, સુર વગેરે આપણાં જેવા માનવીઓજ હતા અને તેમને પરસ્પર શરીરસંબંધ પણ થતા હતા.

## (૬) ત્રણ જાતિઓ

મહાભારતકાળમાં અર્થાત્ કૌરવપાંડવોના સમયમાં આ ભૂમંડળ ઉપર ત્રણ જાતિઓ હતી. ભારતવર્ષમાં આર્યજાતિ, ત્રિવિષ્ટપ(તિબેટ)માં દેવજાતિ,અને તિબેટની પશ્ચિમે અસુર-

જાતિ રહેતી હતી. એ દરેક જાતિમાં અનેક ઉપજાતિઓનો સમાવેશ થતો હતો; પરંતુ તેનો વિચાર પાછળથી કરીશું. પહેલાં દેવજાતિની પેટાજાતિઓનો વિચાર કર્યો છે, તેજ રીતે અસુરજાતિઓવિષે પણ આગળ વિચાર કરીશું. અહીં તો માત્ર એટલુંજ જણાવવાનું છે કે, આ ત્રણે જાતિઓમાં એકબીજા સાથે યુદ્ધ થતાં હતાં;લગ્ન થતાં હતાં તથા પરસ્પર મિત્રતા તથા દ્વેષ વગેરે પણ થતાં હતાં; અને એવું હોવાથી એ બધાંને મનુષ્યજ માનવાં જોઇએ. હાલમાં હિંદુ, જાપાની, રૂસી, યૂરોપીયન એ બધા જૂદા જૂદા દેશના રહેવાસીઓ મનુષ્યજ છે; તેમ પ્રાચીન સમયના ભારતમાં આર્ય, તિબેટમાં દેવ અને ઇરાન વગેરે દેશોમાં પણ અસુર નામના મનુષ્યોજ રહેતા હતા. આથીજ તેઓમાં પરસ્પર લગ્ન, દ્વેષ, મિત્રતા વગેરે હાલની પેઠે થયા કરતાં હતાં. આથી પણ સિદ્ધ થાય છે કે, આ બધા જૂદી જૂદી જાતિના માણસોજ હતા અને કોઇપણ જાતનાં બીજાં પ્રાણી ન હતા.

## (૬) ત્રણ જાતિઓની સંસ્કૃતિ

અસુરો મોટાભાઈ અને દેવો નાનાભાઇ કહેવાય છે, તેનું સ્પષ્ટ તાત્પર્ય એ છે કે, તિબેટવાસી દેવો કરતાં અસુરો પહેલા ઉન્નતિને શિખરે પહોંચ્યા હતા. તિબેટની પશ્ચિમ-દિશામાં નાનામોટા અનેક દેશોમાં અસુરજાતિ રહેતી હતી અને તે દેવજાતિની ઉન્નતિ થયા પહેલાં ઉન્નતિને શિખરે પહોંચેલી હતી. અસુરજાતિનું રાજ્ય ભૂમંડળ ઉપર ચારે દિશાએ ફેલાયું હતું અને તેઓ સર્વ જાતના ઉપભોગો ભોગવવાને સમર્થ હતા. તેમના પછી દેવજાતિની ચઢતીકળા શરૂ થઇ. આથીજ કહેવાય છે કે, અસુર મોટા અને સુર નાના છે.

આર્યજાતિની ચઢતીકળાનો સમય તો વળી દેવજાતિના પણ પછીનો છે. મહાભારતકાળ તે આર્યજાતિના અભ્યુદયની પૂર્ણકળાનો સમય છે; કેમકે ભારતીય યુદ્ધ પછીજ આર્યજાતિની પડતી શરૂ થઇ હતી. તેથી ભારતીય યુદ્ધસમયે આર્યજાતિ ઉન્નતિના પરમ ઉચ્ચ શિખરે પહોંચેલી હતી. ભારતીય યુદ્ધ આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે થયું હતું અને તે વખતે આર્યો ઉન્નતિના સર્વોચ્ચ શિખરે પહોંચેલા હતા. એ વખતે પણ દેવજાતિનું બળ પહેલાં-ના જેવું જણાતું નથી. દેવોનાં અસુરો સાથેનાં યુદ્ધ પણ લગભગ બંધ થયાં હતાં. નિ-વાત, કવચ, વગેરે રાક્ષસો સાથે યુદ્ધ કરવા ઇંદ્ર જાતે નહોતો ગયો, પણ આર્યવીર અર્જુને તે કાર્ય ઇંદ્રને ખાતર સિદ્ધ કર્યું હતું. ભૂતનાથ સમ્રાટ્ શ્રીશંકરના અર્જુન સાથેના યુદ્ધમાં બન્ને જણા લગભગ સરખાજ ઉતર્યા હતા; તથા ખાંડવવન બાળતી વખતે અર્જુને ઇંદ્રની સેનાને પૂરેપૂરી હાર ખવડાવી હતી. આ રીતે તે વખતની દેવજાતિની સ્થિતિ જોતાં જણાય છે કે, તિબેટનિવાસી દેવજાતિ પણ લગભગ પડતીને રસ્તે ચડી ચૂકી હતી. અસુર વગેરે જાતિઓ ત્યાર પહેલાં પડતી દશાને પામી ચૂકી હશે. પ્રત્યેક જાતિની ચઢતી અને પડતીને ચાર–પાંચ હજાર વર્ષો લાગતાં હશે; તો આર્ય, દેવ અને અસુરજાતિઓના ઉદયાસ્તનો ઇતિહાસ એ ઓછામાં ઓછાં પંદરવીસ હજાર વર્ષોનો ઇતિહાસ હોવામાં કંઈજ શક નથી. અસુરો પછી દેવજાતિનો વિજયકાળ હતો; કેમકે દેવજાતિએ ઘણે ભાગે અસુરજાતિને હરાવીને નસાડી મૂકી હતી. આથી પણ નક્કી થાય છે કે, દેવસભ્યતા અસુરસભ્યતા પછીની છે; અને આ પહેલાં બતાવ્યુંજ છે કે, દેવો પાસેથી જ્ઞાન, શસ્ત્ર, અસ્ત્ર વગેરે પ્રાપ્ત કરીને આર્યો આગળ વધતા હતા. આથી દેવજાતિની પછી આર્યોના વિજયનો સમય આવે છે. આર્યોના વિજયનો સમય વિક્રમ સંવત પૂર્વે પાંચહજાર વર્ષનો હતો, એ ભારતીય યુદ્ધના સમયને લીધે નક્કી થાય છે. એ પહેલાં દેવજાતિ અને તેથીયે પહેલાં અસુરજાતિના અભ્યુ-દયનો કાળ છે. આથી અસુરોનો અભ્યુદયકાળ કયો હશે તેનું અનુમાન કરી શકાય તેમ

છે. તેથી સ્પષ્ટ જણાય છે કે, જે કારણથી અસુરોપાસક પારસી તથા ઇરાનની આસપાસની જાતિઓ અસુરતરીકે ઓળખાય છે, અને તેમના અંતર્ભાવો માનવજાતિના જેવાજ છે; તેજ કારણથી તેમની સાથે યુદ્ધ કરનારી અને ભારતીય આર્યોને મદદ કરનારી દેવજાતિના લોકો પણ માનવોજ હતા, એમ માનવું જોઇએ. દેવોના શત્રુ અને મિત્રોનો વિચાર કરવાથી આપણને અહીં સમજાય છે કે, દેવો પણ તેમના શત્રુઓ અને મિત્રોની પેઠેજ મનુષ્યદેહધારી હતા. હવે ગણદેવોની એક-બે વાતોનો ફરીથી વિચાર કરીશું.

## (૯) ગણરાજ

દેવોના ગણ (સમૂહો) હતા અને દરેક ગણનો એકએક મહાજન હતો તથા તેનું નામ 'ગણરાજ' હતું. આ ગણરાજ યા ગણપતિને તાબે બધા ગણો રહેતા હતા. તેની આજ્ઞાસિવાય કોઈ ગણ કંઈ પણ કાર્ય કરી શકતો નહિ. જે ગણો તેની આજ્ઞાનું બરાબર પાલન કરતા હતા, તેમનાં બધાં કાર્યોમાં આ ગણરાજ મદદ કરતો હતો; અને તેનો જે વિરોધ કરતા, તેમના કાર્યમાં તે અનેક મુશ્કેલીઓ ઉભી કરતો હતો. હાલમાં પણ એજ દેખાઇ આવે છે કે,મુખીની વિરુદ્ધ થતાં મુશ્કેલીઓ આવી પડે છે અને તેને અનુકૂળ રહેતાં બધી મુશ્કેલીઓ દૂર થઈ જાય છે. આથી આ ગણરાજનું નામ વિઘ્ન-કર્તા અને વિઘ્ન-હર્તા પણ છે.

દરેક કાર્યમાં તેનો પ્રથમ સત્કાર કરવો આવશ્યક હતો. એના સિવાય કોઇનું પણ કાર્ય સફળ થવું મુશ્કેલ હતું, તેથીજ ગણરાજનો સત્કાર સૌથી પહેલો થતો હતો. હાલમાં પણ દરેક કાર્યમાં મહાજનનો સત્કાર પ્રથમ કરવો અને તેને અગ્રસ્થાન આપવું આવશ્યક છે; તેજ પ્રમાણે તે વખતમાં પણ થતું હતું.

જેમ દરેક ગણનો એક ગણરાજ હતો; તેમ અનેક ગણોનો એક ગણનાથ પણ હતો. તેનું નામ "ગણોનો ગણપતિ" અર્થાત્ ગણોના સમૂહોનો પતિ હતું. ગણરાજો આ મુખ્ય ગણનાયકને આધીન રહેતા હતા અને પોતપોતાના ગણોદ્વારા ઇષ્ટકાર્ય કરતા હતા. જે રીતે ફોજમાં નાના તેમજ મોટા અધિકારીઓ હોય છે; તેજ પ્રમાણે દેવોમાં આ ગણરાજ સંસ્થા હતી. લશ્કરી વ્યવસ્થા માત્ર લશ્કરમાંજ દેખાય છે; પરંતુ ગણરાજ સંસ્થામાં ગણોની જે વ્યવસ્થા હતી, તે તેમનાં સઘળાં કાર્યોમાં જળવાતી હતી અને તેથી ગણોના હિતાહિતનાં સઘળાં કાર્ય લશ્કરી વ્યવસ્થાપૂર્વક ઉત્તમ પ્રકારે થતાં તથા કોઇને કોઇ પણ પ્રકારે વિશેષ મુશ્કેલી નડતી નહિ.

હાલમાં યૂરોપનાં લશ્કરોમાં ટુકડીના જે નિયમો જોઇએ છીએ અને જે સુવ્યવસ્થા દેખાય છે, તેનું મૂળ દેવોની આ ગણરાજ સંસ્થામાં પાઠક જોઈ શકશે.

ઈંદ્રના મરુદ્‌ગણો ઇતિહાસ-પુરાણોમાં પ્રસિદ્ધ છે. ઘણેભાગે એ બન્ને ગણસેનાઓનાજ ગણ હતા. ભૂતગણોનું સ્થાન હાલનું "ભૂતાન" કિંવા ભૂતસ્થાન છે; અને મરુદ્‌ગણોનું સ્થાન તિબેટમાં કોઇ જગ્યાએ હોવાનું અનુમાન કરી શકાય છે.

આ રીતે ગણસંસ્થાનો વિચાર કરવાથી સમજાય છે કે, આ દેવગણો આપણા જેવા માનવોજ હતા; પરંતુ તેમની ઉત્પત્તિ દેવજાતિથી થવાથી તેમનું નામ "દેવ" પડ્યું હતું. આટલા વિચારથી સિદ્ધ થયું કે, દેવજાતિ પણ એક મનુષ્યજાતિજ હતી. હવે બીજી જાતિઓનો વિચાર કરવા પહેલાં નાગજાતિનો વિચાર કરીશું; કેમકે આગળ ઉપર તેનો વિશેષ સંબંધ આવવાનો છે.

# ૧૩–નાગલોક×

આ લેખમાં "નાગલોક" કયા પ્રદેશનું નામ છે, તેનો વિચાર કરીશું.

શ્રીહર્ષકૃત નાગાનંદ નાટકમાં નીચે લખેલા ભાવનું વાક્ય છેઃ—"હિમાલયની પાસેના પ્રાંતમાં રાજ્ય કરનારા જીમૂતકેતુ નામના વિદ્યાધરનો જીમૂતવાહન નામનો પુત્ર હતો. તે રાજા મલયપર્વતના ગોકર્ણક્ષેત્રની પાસે રહેનારા શંખપાલકુલોત્પન્ન શંખચૂડ નામના નાગનું રક્ષણ કરવામાટે તૈયાર હતો." (નાગાનંદ–અંક ૪) અર્થાત ગોકર્ણક્ષેત્ર તથા મલયપર્વત પાતાળદેશમાં અથવા પાતાળદેશની પાસે પશ્ચિમસમુદ્ર પાસે હતાં અને પાતાળમાં નાગલોક રહેતા હતા. આમાં "વિદ્યાધર" નામ પૂર્વોક્ત દેવયોનિ જાતિનું છે, તે જોવા જેવું છે તથા વધારેમાં જુઓઃ—

**तदापाते च पातालं त्रासनिर्जाररराजिलं। कृत्स्नमेकपदे नष्टं नागलोकममन्यत ॥**

( કથાસરિત્સાગર–તરંગ ૨૨ )

આમાં "નાગલોક લગભગ નષ્ટપ્રાય થયો" એવું વર્ણન છે. આ નાગલોક નાગોનો પ્રદેશજ છે. આ રીતે નાગલોકોનો નાશ થતાંજ શંખચૂડ નાગ રસાતળમાં ગયો, એ વર્ણન નીચેની લીટીમાં જોવા જેવું છેઃ—

**विसृष्टस्तेन च ययौ शंखचूडो रसातलम्।** ( કથાસરિત્સાગર–તરંગ ૨૨ )

અર્થાત–રસાતળ પણ એક પ્રદેશ હતો અને તે પાતાળદેશની પાસે હતો. વળી ગોકર્ણ તથા મલયપર્વત પાતાળમાં, રસાતળમાં અથવા તેની પાસે હતાં. આ વાત નાગાનંદ નાટક અને કથાસરિત્સાગર ગ્રંથોથી સિદ્ધ થાય છે. નાગાનંદ નાટકનો રચનાર કવિ શ્રી હર્ષ શક ૫૩૦ અર્થાત સંવત ૬૬૫માં હયાત હતા; તેથી અમે કહી શકીએ છીએ કે, એ સાલમાં પાતાળ અને રસાતળ શબ્દોથી ઉપલા પ્રાંતોજ ઓળખાતા હતા. એ પાતાળ અને રસાતળમાં નાગલોકો રહેતા હતા, એ ઉપરનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે.

નાગાનંદ નાટકના પાંચમા અંકમાં નાયકના ભાષણમાં નીચે લખેલાં વાક્યો છેઃ–

**नायकः--फणिपते शंखचूड ! किमेवमाविग्नोऽसि ? किमु स्थानमिदमागमनस्य ?—**

**स्वशरीरेण शरीरं तार्क्ष्यात्परिरक्षितं त्वदीयमिदम्।**

**नेतुं युक्तं भवता पातालतलादपि तलं तत् ॥१९॥** ( નાગાનંદ અંક૦ ૫ )

અર્થઃ–"હે શંખચૂડ! ગભરાય છે શામાટે? અહીં આવવાનું શું પ્રયોજન છે? તાર્ક્ષ્ય-(ગરુડ)થી મેં તારૂં સંરક્ષણ કરેલું છે, હવે તું પાતાળમાંથી તળમાં જા, એજ તારે માટે યોગ્ય સ્થાન છે."

આથી સ્પષ્ટ થાય છે કે, "પાતાળ" દેશ પાસે "તળ" નામનો એક બીજો પ્રાંત છે. કવિ શ્રીહર્ષના આ શબ્દોથી સ્પષ્ટ થાય છે કે, ગોકર્ણક્ષેત્ર, મલયપર્વત, પાતાળ અને તળ, એ બધાં પાસે પાસેનાં સ્થાન અને પ્રદેશો હતા. ગોકર્ણક્ષેત્ર હાલમાં પણ હયાત છે; તેથી અમે કહી શકીએ છીએ કે, એજ સ્થળની પાસેના સઘળા પ્રદેશો પ્રાચીનકાળમાં એ નામોથી પ્રસિદ્ધ હતા.

નાગલોકોનો રાજા વાસુકિ હતો અને તેની રાજધાની ભોગવતીમાં હતી. મહાભારતના ઉદ્યોગપર્વ અ૦ ૧૦૯માં કહ્યું છે કે,"તક્ષક અને ઐરાવત એ નાગોથી રક્ષાયેલી તથા વાસુકિ નાગે સંભાળેલી ભોગવતી નગરી બ્રહ્માવર્તથી દૂર દક્ષિણદિશામાં છે; અને આ ભોગવતી

× આ 'નાગલોક'વિષેનો લેખ ઇતિહાસસંશોધક શ્રી.વિ.કા. રાજવાડેજીએ લખ્યો છે. મૂળલેખક

નગરીની દિશામાંજ આગળ જતાં રાવણનું રાજ્ય છે." તાત્પર્ય એ છે કે ભોગવતી, પાતાળ, તળ, ગોકર્ણ અને મલયપર્વત એ પશ્ચિમસમુદ્ર(અરબી સમુદ્ર)પાસેના પ્રદેશોનાં નામ છે. જુઓઃ–

**अत्र भोगवती नाम पुरी वासुकिपालिता। तक्षकेण च नागेन तथैवैरावतेन च ॥**

( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૧૦૯ શ્લોક ૧૯–૨૦ )

અર્થાત–"આ (દક્ષિણદિશામાં) ભોગવતી નામની નગરી છે. તેનું વાસુકિ પાલન કરે છે અને તક્ષક, ઐરાવત વગેરે નાગો સંરક્ષણ કરી રહ્યા છે."

હવે વિષ્ણુપુરાણના નીચેના શ્લોક જોવા જેવા છેઃ–

**भारतस्यास्य वर्षस्य नव भेदान्निशामय। इंद्रद्वीपः कशेरूमांस्ताम्रपर्णो गभस्तिमान् ॥६॥**
**नागद्वीपस्तथा सौम्यो गांधर्वस्त्वथ वारुणः। अयं तु नवमस्तेषां द्वीपः सागरसंवृतः॥७॥**

( વિષ્ણુપુરાણ–અંશ ૨, અ૦ ૩ )

અર્થાત–"ભારતવર્ષના નવ ભાગ છે, તેવિષે સાંભળોઃ–ઇંદ્રદ્વીપ, કશેરૂમાન, તામ્રપર્ણ, ગભસ્તિમાન, નાગદ્વીપ, સૌમ્ય, ગાંધર્વ, વારુણ અને આ સમુદ્રથી ઘેરાયેલો નવમો પ્રદેશ છે."

આથી સ્પષ્ટ થાય છે કે, નાગદ્વીપ અને વારુણદ્વીપ એ ભારતવર્ષના નવ વિભાગોમાંના બે વિભાગ છે. એમાં નાગદ્વીપ એ નાગલોક છે–અર્થાત નાગ નામના મનુષ્યોનું નિવાસસ્થાન છે. તે બ્રહ્માવર્તથી બહુજ દૂર દક્ષિણદિશામાં છે તથા તેની રાજધાની ભોગવતી છે; અને તે ગોકર્ણ, મલય, પાતાળ અને તળપ્રાંતોની વચ્ચે કોઇપણ જગ્યાએ છે. આજ રીતે વારુણદ્વીપની શોધ કરવી જોઇએ.

**इयं दिग्दयिता राज्ञो वरुणस्य तु गोपतेः ॥**
**यादसामत्र राज्येन सलिलस्य च गुप्तये। कश्यपो भगवान्देवो वरुणं स्माभ्यषेचयत् ॥**

( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૧૧૦ શ્લોક ૧–૨ )

"આ (દક્ષિણ) દિશા ગોપતિ વરુણ રાજાને પ્રિય છે. એ રાજ્ય જળચરોનું છે અને સમુદ્રનું રક્ષણ કરવા માટે તેમને યોજેલા છે. ભગવાન કશ્યપઋષિએ વરુણનો અહીં રાજ્યાભિષેક કર્યો હતો."

આથી સિદ્ધ થાય છે કે, વરુણલોક પણ સમુદ્ર પાસેના એક પ્રાંતનું નામ હતું અને ત્યાંનો રાજા વરુણ કહેવાતો હતો. મહાભારતના ઉદ્યોગપર્વમાં કહ્યું છે કે, નારદ માતલિને વારુણદ્વીપની વારુણ્ય નગરીમાં થઇને નાગલોકમાં લઈ ગયા હતા.

**वरुणेनाऽभ्यनुज्ञातौ नागलोकं विचेरतुः।** ( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૯૮ )

"વરુણની રજા મેળવીને (નારદ અને માતલિ) નાગલોકમાં ફરવા લાગ્યા." માતલિ પોતાના દેશમાંથી પોતાની કન્યાને માટે સુયોગ્ય વર શોધવામાટે નાગલોકસુધી ગયો હતો. જુઓઃ—

**कन्यां शिरस्युपाघ्राय प्रविवेश महीतलम्।** ( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૯૭ )
**अहं ते सर्वमाख्यास्ये दर्शयन्वसुधातलम्।** ( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૯૮ )

અર્થાત–કન્યાને માટે યોગ્ય વર શોધવામાટે માતલિ વસુધાતળ, મહીતળ, રસાતળ, વરુણલોક, નાગલોક વગેરે પ્રાંતોમાં ફરતો હતો. તેના પ્રવાસવર્ણનથી સ્પષ્ટ થાય છે કે, વારુણદ્વીપની પાસેજ નાગલોક અર્થાત નાગદ્વીપ અથવા નાગલોકોનો પ્રદેશ હતો–એટલે વરુણલોક અને નાગલોક ( અથવા વરુણપ્રાંત અને નાગપ્રાંત ) મહીતળ અથવા વસુધાતળ નામના ભારતવર્ષના પ્રદેશમાંજ પ્રાચીન સમયમાં ગણાતા હતા; અને તેમાં વરુણલોક નાગલોકની ઉત્તરદિશામાં તથા નાગલોક વરુણલોકની દક્ષિણે હતો અને એ બન્ને દેશો પશ્ચિમસમુદ્રને કિનારે હતા. આથીજ સ્થળે સ્થળે કહ્યું છે કે, વરુણ એ જળનો અધિપતિ

છે—અર્થાત પ્રાચીન દેવરાજ્યના શાસનમાં વરુણ સમુદ્રવિભાગનો અધીશ–રાજા હતો; તેથી ઉપરના શ્લોકોમાં કહ્યું છે કે, “ વરુણની રજા લઈને માતલિ વરુણદેશમાં અને નાગદેશમાં ફરતો હતો.”રાજાની રજાસિવાય પરદેશમાં દાખલ થવું અશક્ય હોય છે. હાલમાં પણ પરદેશ જવા માટે સરકારની રજા (પાસપોર્ટ) લેવીજ પડે છે. એજ વાત પ્રાચીનકાળમાં પણ હતી.

આ વર્ણન ઉપરથી સ્પષ્ટ થાય છે કે, વરુણદેશ, નાગદેશ ( વરુણલોક, નાગલોક ), પાતાળ, તળ એ દેશો પશ્ચિમસમુદ્રની પાસેના છે; અને બીજી બાજુના પ્રદેશમાં ગોકર્ણ-ક્ષેત્ર અને મલયપર્વત આવેલો છે. વળી વધારે જુઓ:—

**अत्र राक्षसजात्यश्च दैत्यजात्यश्च मातले। दिव्यप्रहरणाश्चासन्पूर्वदैवतनिर्मिताः ॥**
**अशास्यानपि शास्त्येष रक्षोबंधुषु राजसु ॥** (મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૯૮ શ્લોક ૧૭ અને ૨૧)

“ હે માતલે ! અહીં ઉત્તમ શસ્ત્રાસ્ત્રોવાળા રાક્ષસ અને દૈત્યજાતિના લોકો રહેતા હતા. જેના ઉપર રાજ્ય કરવું મહામુશ્કેલ છે,એવા એ રાક્ષસાદિ ઉપર પણ તેઓ રાજ્ય કરતા હતા. ” શાસનનું આ વર્ણન જોવા જેવું છે. આથી એ પણ સિદ્ધ થાય છે કે, રાક્ષસ અને દૈત્ય એ બન્ને જૂદી જૂદી જાતિઓ હતી,અને તે જાતિઓ પણ આ મહીતળ નામના ભારત-વર્ષના એક પ્રાંતમાં વસતી હતી. આ મહીતળદેશ પૂર્વોક્ત પાતાળ દેશની ઉત્તરમાંજ હોવાનો સંભવ છે; કેમકે મહીતળમાં થઈનેજ માતલિ પાતાળમાં ગયો છે.

પાઠક વિચાર કરશે તો તેને સમજાશે કે, આ બધું વર્ણન ભારતવર્ષના પશ્ચિમસમુદ્ર પાસેનાજ પ્રદેશનું છે. ગોકર્ણક્ષેત્ર તથા મલયગિરિ પશ્ચિમસમુદ્રની પાસેનાજ પ્રદેશમાં છે. ત્યાંથી ઉત્તરદિશામાં જતાં જતાં પશ્ચિમસમુદ્ર અને સહ્યાદ્રિની વચ્ચેનો જે પ્રદેશ છે, તેનાં આ નામ મહાભારતના પહેલાંના કાળનાં છે; એમ ઉપરનાં વર્ણનોથી સ્પષ્ટ થાય છે. ઉદ્યોગપર્વમાં કહ્યું છે કે, “ આ પુરાતન ઇતિહાસ છે. ” અર્થાત્ તે પ્રાચીન સમયનો આ પુરાતન ઇતિહાસ છે. મહાભારતના સમયમાં પશ્ચિમસમુદ્રના પ્રદેશને “અપરાન્ત” “અપરાન્તક ” કહેતા હતા.

**सोऽपरान्तेषु तीर्थानि पुण्यान्यायतनानि च । सर्वाण्येवाऽनुपूर्वेण जगामाऽमितविक्रमः ॥**
( મહા૦ આદિ૦ અ૦ ૨૨૦)

અર્થાત–“ તે મહાપરાક્રમી અર્જુન અપરાન્ત દેશમાં તીર્થો અને પવિત્ર સ્થળો અનુક્રમે જોતો જોતો ફરતો હતો. ”

આ પ્રવાસવર્ણનથી આપણે આ પ્રાંતોનો અનુક્રમ નક્કી કરી શકીએ તેમ છીએ.

માતલિ “મહીપૃષ્ઠ”થી ( અરવલ્લી તથા વિંધ્યાચળ પર્વત ઉપરથી ) “મહીતળ” માં ઉતરીને પ્રથમ તે વરુણદેશમાં ગયો.

**अवगाह्य तु तौ भूमिमुभौ मातलिनारदौ। ददृशाते महात्मानौ लोकपालमपांपतिम् ॥**
( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૯૮ શ્લોક ૬ )

અર્થાત–“ માતલિ તથા નારદ એ બન્ને નીચાઈવાળી જમીન ઉપર ઉતર્યા અને જળના રાજા વરુણને તેમણે જોયા. ” અહીં નીચાઈવાળી જમીનનો અર્થ પર્વતપરથી ઉતરતાં જે નીચો પ્રદેશ આવે છે, તે પ્રદેશજ છે.

પછીથી તેજ માતલિ નાગલોકોની પાતાળનગરીમાં આવી પહોંચ્યો. જુઓ:—

**एतत्तु नागलोकस्य नाभिस्थाने स्थितं पुरम् । पातालमिति विख्यातं दैत्यदानवसेवितम् ॥**
( મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૯૯–૧ )

અર્થાત–“ આ નાગલોકની પાતાળ નગરી છે, અને ત્યાં દૈત્ય તથા દાનવો રહે છે. ”

માતલિ હવે અહીં પહોંચ્યો.પછી અહીંથી તે તે દૈત્યોના હિરણ્યપુરમાં પહોંચ્યો.જુઓ:–

**हिरण्यपुरमित्येतत्ख्यातं पुरवरं महत्। दैत्यानां दानवानां च मायाशतविचारिणाम् ॥**

(મહા૦ ઉદ્યોગ૦ ૧૦૦-૧)

અર્થાત-"આ માયાપ્રયોગ કરનારા દૈત્ય-દાનવોનું હિરણ્યપુર છે." અહીં મુસાફરી કર્યા પછી નારદ તથા માતલિ આગળ ચાલ્યા અને પછી ત્યાંથી સુપર્ણલોકમાં ગયા. જુઓઃ—

**अयं लोकः सुपर्णानां पक्षिणां पन्नगाशिनाम्। विक्रमे गमने भारे नैषामस्ति परिश्रमः ॥**

(મહા૦ ઉદ્યોગ૦ ૧૦૧-૧)

નારદ માતલિને સુપર્ણલોક દેખાડી કહે છે કે, "આ સુપર્ણોનો લોક એટલે દેશ છે."

અહીં પણ તેના મનને અનુકૂળ જમાઈ નહિ મળવાથી તે રસાતળમાં ગયો. જુઓઃ-

**इदं रसातलं नाम सप्तमं पृथिवीतलम्। यत्रास्ते सुरभिर्माता गवाममृतसंभवा ॥**

(મહા૦ ઉદ્યોગ૦ ૧૦૨-૧)

અર્થાત-"આ રસાતળ પૃથ્વીનું સાતમું તળ છે. અહીંની ગાયો ઉત્તમ છે." હવે એ સ્થળે નારદ તથા માતલિ જઈ પહોંચ્યા.

રસાતળની બાબતમાં પુરાણગાથા નામક પ્રાચીન ઇતિહાસ મહાભારતના ઉદ્યોગપર્વના અધ્યાય ૧૦૨ માં નીચલા શ્લોકો જોવા જેવા છેઃ—

**न नागलोके न स्वर्गे न विमाने त्रिविष्टपे। परिवासः सुखस्तादृक् रसातलतले यथा ।**

(મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૧૦૨ શ્લોક ૧૫)

અર્થાત-"નાગલોકમાં, સ્વર્ગમાં અને વિમાનરૂપી ત્રિવિષ્ટપમાં પણ રસાતળતળના જેવું સુખકારક રહેઠાણ નથી." એટલે કે રસાતળનું તળ ઘણુંજ સુરમ્ય છે અને ત્યાં રહેવું એ પણ ઘણુંજ સુખદાયક છે.

માતલિ જમાઈની શોધમાં હતો. તેણે રસાતળની રાજધાની ભોગવતીના ચિકુર નામના નાગના સુપુત્ર સુમુખ નામના નાગને પોતાની કન્યામાટે વરતરીકે પસંદ કર્યો. એજ ભોગવતી રસાતળની રાજધાની હતી તથા રસાતળ એ મહીતળનો એક પ્રાંત યાને ભાગ હતો. મહીતળ અને મહીપૃષ્ઠ એ બન્ને નામ જમીન ઉપરનાંજ જણાય છે. મહીપૃષ્ઠ એટલે પર્વતનો ઉપરનો ભાગ અને મહીતળ એટલે પર્વતની તળેટીનો ભાગ (હાઇલૅન્ડ અને લોલૅન્ડ). સમુદ્રના જળની સપાટીથી જે પ્રદેશ ઘણોજ ઉંચો હોય તેનું નામ મહીપૃષ્ઠ (હાઇલૅન્ડ) છે; તથા સમુદ્રની સપાટી જેટલીજ ઉંચી જમીન હોય તે પ્રદેશનું નામ મહીતળ (લોલૅન્ડ) છે. એજ પ્રદેશનું મહાભારતકાળનું નામ "અપરાન્તક" હતું. "તળ" વાચક નામ મહાભારતથી પણ અતિ પ્રાચીનકાળનાં છે. અપરાન્તકનો અર્થ અપરસમુદ્રની પાસેનો પ્રદેશ, એવો છે; અને "અપર સમુદ્ર" એ પશ્ચિમસમુદ્રનુંજ નામ છે. પર સમુદ્ર-અથવા પૂર્વસમુદ્ર, એ તેનાથી જૂદો છે. અપર સમુદ્રની પાસે અનેક ગામ અને પ્રદેશો હતા, તેથીજ પૂર્વોક્ત શ્લોકોમાં "અપરાન્તેષુ" એવો બહુવચની પ્રયોગ થયેલો છે.

રસાતળમાં નાગોની અનેક જાતો અથવા અનેક કુળ કે વંશ હતા. તેમાંના કેટલાકનાં નામ આ પ્રમાણે છેઃ—

**वासुकिस्तक्षकश्चैव कर्कोटकधनंजयौ। कालियो नहुषश्चैव कंबलाश्वतरावुभौ ॥९॥**
**बाह्यकुंडो मणिर्नागस्तथैवापूरणः खगः। वामनश्चैलपत्रश्च कुकुरः कुकुणस्तथा ॥१०॥**
**आर्यको नंदकश्चैव तथा कलशपोतकौ। कैलासकः पिंजरको नागश्चैरावतस्तथा ॥११॥**
**सुमनोमुखोदधिमुखः शंखो नंदोपनन्दकौ। आप्तः कोटरकश्चैव शिखी निष्ठूरकस्तथा ॥१२॥**
**तित्तिरिर्हस्तिभद्रश्च कुमुदो माल्यपिंडकः। द्वौ पद्मौ पुंडरीकश्च पुष्पो मुद्गरपर्णकः ॥१३॥**
**करवीरः पीठरकः संवृत्तो वृत्त एव च। पिंडारो बिल्वपत्रश्च मूषिकादः शिरीषकः ॥१४॥**

दिलीपः शंखशीर्षश्च ज्योतिष्कोऽथापराजितः । कौरव्यो धृतराष्ट्रश्च कुहुरः कुशकस्तथा ॥१५॥
विरजा धारणश्चैव सुबाहुर्मुखरो जयः । बधिरान्धौ विशुंडिश्च विरसः सुरसस्तथा ॥१६॥
एते चान्ये च बहवः कश्यपस्यात्मजाः स्मृताः ॥१७॥ (મહા૦ ઉદ્યોગ૦ અ૦ ૧૦૩)

ઉપલામાંના દશમા શ્લોકમાં "કુકુણ" શબ્દ છે. એજ શબ્દ ઉપરથી સંસ્કૃતમાં "કુંકણ" "કૌંકણ" એ શબ્દો થયેલા છે; અને મરાઠીમાં "કોકણ" તથા "કોંકણ" શબ્દ પ્રચલિત છે. જે પ્રાંત મુંબઇથી ગોકર્ણ સુધી લાંબો અને સહ્યાદ્રિથી પશ્ચિમસમુદ્રસુધી પહોળો છે, તેનું નામ કોંકણ છે. ઉત્તરમાં મુંબઇ, દક્ષિણે ગોકર્ણ, પશ્ચિમે પશ્ચિમસમુદ્ર યા અરબી સમુદ્ર અને પૂર્વમાં સહ્યાદ્રિ છે, એ પ્રાંતનું નામ "કોંકણ" છે; અને તે કોંકણ નામ એ નાગરાજાના નામ ઉપરથીજ પડેલું છે–અર્થાત પ્રાચીનકાળમાં એ નાગરાજાએ મહા-પરાક્રમ કર્યું હશે અથવા આ નાગજાતિના લોકોએ ખૂબ શૌર્ય દાખવ્યું હશે, તેથી તેમના રાજ્યપ્રદેશનાં નામ પણ તેમનાંજ નામથી પડયાં.

અપરાન્તક પ્રદેશનુંજ કોંકણ એવું નામ છે. અર્થાત અતિપ્રાચીન નામ મહીતળ, પાતાળ, રસાતળ વગેરે "તળ" પ્રત્યયાંત હતા. મહાભારતકાળના અપરાન્તકનું હાલનું નામ કોંકણ છે.

એજ પ્રાંતમાં નાગલોકો રહેતા હતા. તળ, અતળ, વિતળ, સુતળ, મહીતળ, રસાતળ, તળાતળ અને પાતાળ, એ નામો એજ દેશના જૂદા જૂદા ભાગોનાં નામ છે. મહારાષ્ટ્રનાં પ્રાચીન પુસ્તકોમાં "ચૌદ તાલ કોંકણ" દેશ છે, એવું પણ વર્ણન છે. ઉપરોક્ત સ્થાનમાં પાતાળોનાં સાત નામ આવે છે; અને તે દરેકના બબ્બે વિભાગ કરવાથી બરાબર ચૌદ થઇ રહે છે. એમાં મહીતળ મધ્યવિભાગ, પાતાળ સૌથી દક્ષિણવિભાગ અને અતળ સૌથી ઉત્તરનો ભાગ માનવો ઉચિત છે. "અતળ" શબ્દજ બતાવે છે કે, તે પ્રદેશ (અ–તળ) તળેટીનો નથી તેમ મહીપૃષ્ઠનો પણ નથી–અર્થાત ઉંચો પણ નથી, તેમ સમુદ્રના જેટલો નીચો પણ નથી. "પાતાળ" શબ્દ સમુદ્રની સપાટી બરાબરના પ્રદેશનું નામ છે, એમ આથી સ્પષ્ટ થાય છે. બીજાં નામો ઓછાવત્તા ઉંચાનીચા ભાગનાં છે.

કોં ક ણ સહ્યાદ્રિપર્વત–દેશ–મહીપૃષ્ઠ
અતળ
મહીતળ
પાતાળ
સમુદ્ર

આ રીતે સિદ્ધ થાય છે કે, નાગલોક તે કોંકણ દેશનુંજ નામ છે; અને એનુંજ નામ પાતાળ છે. આ પાતાળ દેશના લોકનાજ પુત્રની સાથે સ્વર્ગના ઇંદ્રસારથિ માતલિની પુત્રીનું લગ્ન થયું હતું–અર્થાત નાગલોકો પણ મનુષ્યોજ હતા અને તિબેટના દેવો પણ મનુષ્યજ હતા. જેમ હાલમાં જાપાની અને યૂરોપીય નામોથી જૂદી જૂદી જાતના અને દેશના લોકો ઓળખાય છે; તેજ પ્રમાણે તે પ્રાચીનકાળના તિબેટમાં દેવજાતિનાં મનુષ્યો, ભારતના ઉત્તરભાગમાં આર્યજાતિનાં મનુષ્યો અને આ કોંકણમાં નાગ યાને સર્પજાતિનાં મનુષ્યો રહેતાં હતાં.

હવે ઉપરની સર્પજાતિનાં નામોનો પણ વિચાર કરવો જોઇએ. ઉપરના શ્લોકોમાં સર્પજાતિનાં કેટલાંક નામ આપેલાં છે, તેજ નામ હાલના મરાઠા ક્ષત્રિયોમાં ચાલ્યાં આવે છે. જુઓઃ–

| | સંસ્કૃત નામ | મહારાષ્ટ્રી નામ | મરાઠી નામ |
|---|---|---|---|
| ૧ | વાસુકિ | વાસુઇ | વાસે, ભાસે |
| ૨ | તક્ષક | તખઅ | તખે, તિખે |
| ૩ | કર્કોટક | કક્કોડઅ | કોકટે, ગોકટે |
| ૪ | કાલીય | કાલીઅ | કાળિયે, કાળ્યે, કાળે |
| ૫ | વામન | બામણ | બામણે |
| ૬ | કુકર | .... | કોકરે |
| ૭ | કુકુણ | .... | કોંકણે |
| ૮ | નંદક | ણુંદઅ | નંદે, ણુંદે |
| ૯ | કલશ | કલસ | કળશે |
| ૧૦ | પોતક | પોતઅ | પોતે |
| ૧૧ | પિંજરક | પંજરઅ | પિંજરે |
| ૧૨ | નાગ | નાગ | નાગ |
| ૧૩ | શંખ | સંખ | સંક |
| ૧૪ | કોટરક | કોટ્ટરઅ | કુટરે |
| ૧૫ | નિષ્ટ્રરિક | નિટ્ટરિઅ | નિચુરે |
| ૧૬ | તિત્તિરિ | .... | તિતરે |
| ૧૭ | મુદ્ગર | મોગ્ગર | મોગરે |
| ૧૮ | કરવીરક | કરવીઅક | કરવે, કર્વે |
| ૧૯ | પિઠરક | .... | પિઠરે |
| ૨૦ | દિલીપ | .... | દુળીપ, ધુળપ |
| ૨૧ | શિરીષક | શિરિખઅ | શિર્ખે, શિર્કે |
| ૨૨ | શંખપાલ | (નાગાનંદ નાટકમાંથી) | સંકપાલ |
| ૨૩ | વિરજા | | બિરજે |
| ૨૪ | કંબલ | | કાંબળે |
| ૨૫ | મણિ | | માને, મણે |
| ૨૬ | આર્યક | | આડકે |
| ૨૭ | શબલ | | સાબલે, સાંપળે |
| ૨૮ | સુમન | | સોવને, સોને, સોમણે, સોમણ |
| ૨૯ | પિંગલ | | પિંગળે |
| ૩૦ | પિંડરક | | પેંઢરે |
| ૩૧ | કરવીર | | કરવીરે |
| ૩૨ | બિલ્નક | | બેલ્હે, બેલે |
| ૩૩ | હરિદ્રક | | હળદે |
| ૩૪ | પન્નગ | | પાનકે |
| ૩૫ | શ્રીવહ | | શિરવે, સુરવે |
| ૩૬ | કુઠર | | કુઠરે |
| ૩૭ | કુંજર | | કુંજરે |

૩૮ કર્દમ કદમ
૩૯ કર્કર કર્કરે

આ નામોમાંથી કેટલાંક નામ મહાભારત આદિપર્વના આસ્તીક પર્વ અધ્યાય ૩૫ માંથી લીધેલાં છે; અને કેટલાંક ઉદ્યોગપર્વના પૂર્વોક્ત શ્લોકોમાંથી લીધેલાં છે.

આ રીતે નાગજાતિનાં નામો, મરાઠા ક્ષત્રિયોનાં જાતિવાચક નામો તરીકે હાલમાં પ્રસિદ્ધ છે; તેમજ વધારે શોધ કરવાથી બીજાં નામ પણ મળી શકે તેમ છે. બીજા પ્રાંતોમાં પણ આ નામોની શોધ કરવી જોઈએ.

અહીં એટલું કહેવું જરૂરનું છે કે, હાલમાં નામોની આગળ જે જાતિવાચક નામો લગાડાય છે, તેમાં ઉંડો ઈતિહાસ સમાયલો છે. પ્રાચીન નામો બરાબર શોધવામાં તે ખૂબ મદદ કરે છે. કેટલાકોનાં નામ બહુજ વિચિત્ર જણાય છે તેથી કેટલાક તે છોડી દે છે; પરંતુ તે ભૂલ છે. ઉપર પ્રમાણે તુલના કરવાથી પાંડવકાળની જાતિઓનો પત્તો લાગે છે; અને બહુજ અગત્યની ઐતિહાસિક શોધ થઇ શકે તેમ છે. આથી જાતિવાચક નામ તથા ગામનાં નામ એ બન્નેનું ઐતિહાસિક શોધની દૃષ્ટિએ બહુજ મહત્ત્વ છે; માટે તેને કોઇએ પણ નકામાં સમજવાં જોઈએ નહિ.

| નાગનામ | મરાઠી નામ |
|---|---|
| નાગપતિ—નાગવઈ—નાગવી................................ | નાગવે |
| પર્ણપતિ—વણ્ણવઈ—વણ્ણવી................................ | વણ્ણવે |
| તલકર | તળેકર |
| ફણિવર | ફણિવર |

જો આ જાતિવાચક નામો અત્યારે મરાઠીમાં પ્રચલિત ન હોત, તો નાગજાતિનો પત્તો મળવો લગભગ અસંભવિતજ હતો. મહારાષ્ટ્રમાં હાલ એ નામ છે,તેથીજ અત્યારે નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે, મરાઠા ક્ષત્રિયોમાં કેટલાક નાગકુળના લોક પણ હયાત છે. આની પહેલાં અમે એ પણ બતાવી ચૂકયા છીએ કે, ગણદેવજાતિના મહારાજિક લોક તે હાલના મરાઠા છે.

રાજતરંગિણીમાં કહ્યું છે કે, પ્રાચીનકાળના કાશ્મીરમાં નાગોનું રાજ્ય હતું. ખાંડવપ્રસ્થની દક્ષિણે તથા યમુનાનદીની દક્ષિણદિશાએ ખાંડવવનમાં નાગલોકોની વસ્તી હતી, એ હકીકત આદિપર્વના ખાંડવદાહ પર્વમાં લખેલી છે. નાગપુરમાં નાગો રહેતા હતા, તે વિષે હરિવંશમાં વર્ણન કરેલું છે—અર્થાત પાંડવોની પહેલાંના સમયમાં તથા પાંડવોના સમયમાં ભારવતર્ષમાં કોંકણ સિવાય બીજે પણ નાગોનું રાજ્ય યાને વસાહતો હતી. સર્પસત્રના કાવ્યપૂર્ણ વર્ણનથી સ્પષ્ટ થાય છે કે, નાગો અને આર્યોનું ભયંકર યુદ્ધ થયું હતું; અને આર્યોએ નાગોની બહુજ ભારે કતલ ચલાવી હતી. આમ છતાં પણ કેટલાક નાગો આર્યોના મિત્ર પણ હતા, અને તેથીજ અર્જુનનું ઉલૂપી નામની નાગકન્યા સાથે લગ્ન થયું હતું.

તાત્પર્ય એ છે કે, નાગજાતિનું મૂળસ્થાન પાતાળદેશ—અર્થાત કોંકણ હતું; અને તેઓ ત્યાંથી ભારતવર્ષનાં બીજાં સ્થળોમાં ફેલાયા હતા, તેથીજ પાંડવાદિ આર્યવીરોએ તેમને ઉત્તરભારતમાંથી પાછા દક્ષિણભારતમાં હડાવી કાઢયા હતા; અને તેમને આ પ્રકારે હઠાવી કાઢવામાટેજ નાગોનું આર્યો સાથે યુદ્ધ થયું હતું.

## ૧૪—નાગલોકોને દેવોની મદદ

ઉપરનાં વર્ણનોથી સમજાય છે કે, તિબેટદેશમાં દેવજાતિના મનુષ્યોનું રાજ્ય હતું.

આર્યાવર્ત દેશ અર્થાત ઉત્તરભારતમાં આર્યજાતિના મનુષ્યોનું રાજ્ય હતું અને ભારતના પશ્ચિમસમુદ્રની પાસેના કોંકણદેશમાં નાગજાતિના મનુષ્યોનું રાજ્ય હતું. આર્યોની ઉન્નતિ થયા પહેલાં લગભગ સમસ્ત ભારતવર્ષમાં નાગજાતિએ પોતાનું રાજ્ય જમાવ્યું હતું. તક્ષશિલા, ખાંડવવન વગેરે સ્થળોનાં વર્ણનો સ્પષ્ટ દર્શાવી આપે છે કે, ત્યાં નાગજાતિનું રાજ્ય હતું. ખાંડવવન ઇંદ્રપ્રસ્થ પાસે હતું અને ત્યાં નાગોનું રાજ્ય હતું. અર્જુને ખાંડવવન બાળીને ત્યાંના નાગોનો સંહાર કર્યો, તેથીજ નાગલોકો આર્યજાતિનો વિનાશ કરવાનો પ્રયત્ન કરતા હતા; પરંતુ તેઓ છેલ્લી ઘડી સુધી વેર વાળી શકયા ન હતા. એકવાર કચરાઇ ગયેલી પ્રજા ફરીથી ઉન્નત થવી અનેક કારણોથી મુશ્કેલ બની જાય છે. અર્જુન વગેરે આર્યવીરોએ નાગજાતિને એટલી બધી દબાવી દીધી હતી કે તેમનું પુનરુત્થાન થવું અશક્ય થયું. વાસુકિ, તક્ષક, અશ્વસેન વગેરે નાગજાતિના વીરો બહુજ પ્રયત્ન કરતા હતા; પરંતુ કોઇને પણ સફળતા પ્રાપ્ત થઇ નહિ. અશ્વસેને કર્ણનો આશ્રય લઇને અર્જુનનો વધ કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે ફળીભૂત થયો નહિ અને ત્યાંજ અશ્વસેનને મરવું પડયું. એ પછી તક્ષકે પરિક્ષિતને ગળું રૂંધીને મારી નાખ્યો; પરંતુ તેથી તો આર્યોએ નાગોની વધુ ક્રૂરતાપૂર્વક કતલ ચલાવી. આ રીતે પરાજિત નાગજાતિએ પોતાની ઉન્નતિમાટે જે જે પ્રયત્નો કર્યા તે નિષ્ફળજ ગયા; અને તે અરાજકીય (એનારકીકલ) અત્યાચારોથી નાગજાતિનું અધઃપતનજ થતું ગયું.




प्राचीन સમયનું ભારતવર્ષ

જ્યારે નાગજાતિ ઉપર આર્યોનો હુમલો થયો, તે વખતે નાગોનો રાજા તક્ષક જાતેજ ઇંદ્રલોકમાં અર્થાત તિબેટમાં જઇને ઇંદ્રના મહેમાનતરીકે રહ્યો હતો. તે ત્યાં એટલાજમાટે ગયો હતો કે નાગજાતિનું રક્ષણ કરવામાં ઇંદ્ર પાસેથી મદદ મળે એવો પ્રયત્ન કરી જોવો. સર્પસત્ર-પ્રસંગે—અર્થાત સર્પજાતિની કતલ ચાલતી હતી તે વખતે આ સર્પરાજ તક્ષક ઇંદ્રને શરણે ગયો હતો અને ઇંદ્રે તેને આશ્રય પણ આપ્યો હતો; પરંતુ તેનું પણ કંઇ ચાલ્યું નહોતું. કારણકે આર્યજાતિના વીરોનાં પરાક્રમ તે સમયે ઉન્નતિને શિખરે પહોંચેલાં હતાં—અર્થાત તેઓ અદ્વિતીય હતા. આથીજ દેવરાજની મદદ મળવા છતાં નાગજાતિ આર્યોનો વાળ પણ વાંકો કરી શકી ન હતી.

આ પૂર્વઇતિહાસ અત્રે લખવાનો હેતુ એજ છે કે, તેથી દેવજાતિ, આર્યજાતિ અને સર્પજાતિ, એ બધી જાતિઓ માનવજાતિઓજ હતી તે સિદ્ધ થઈ જાય. દેવો આર્યોના શત્રુ સર્પોને પણ મદદ કરતા હતા તથા મહાદેવ વગેરે ભૂતજાતિના રાજાઓએ પણ અસુરરાક્ષસોને મદદ કરીને બહુજ પ્રબળ બનાવ્યા હતા; તેથી આર્યોને ઘણાં દુઃખ ભોગવવાં પડયાં હતાં. આથી સ્પષ્ટ થાય છે કે, દેવજાતિ પણ એક સ્વતંત્ર મનુષ્યજાતિ હતી અને દેવોના રાજ્યનો રાજનૈતિક સંબંધ કોઈવાર અસુરો સાથે, કોઇવાર સર્પજાતિ સાથે અને કોઈવાર આર્યો સાથે ચાલ્યા કરતો હતો; એટલે આ બધી જાતિઓ મનુષ્યરૂપેજ હતી, એમાં શંકા નથી.

## (ક) સ્વર્ગદ્વાર

તિબેટ દેશને અમે સ્વર્ગતરીકે નિશ્ચિત કરેલ છે. તે સ્વર્ગમાં પણ સ્વર્ગ, ત્રિવિષ્ટપ જૂદા જૂદા પ્રાંતો હોવાનો સંભવ છે. કેમકેઃ—

**न नागलोके न स्वर्गे न विमाने त्रिविष्टपे । परिवासः सुखस्तादृग् रसातलतले यथा ॥**

( મહા૦ ઉદ્યોગ૦ ૧૦૨–૧૫ )

આ શ્લોકમાં સ્વર્ગ અને ત્રિવિષ્ટપ જૂદા જૂદા દેશો હોવાનું વર્ણન છે. સંભવ છે કે તિબેટના પૂર્વભાગને ત્રિવિષ્ટપ અને પશ્ચિમભાગને સ્વર્ગ કહેતા હશે; કેમકે ગંગોત્રી, બદ્રિનાથ, બદ્રિકેદાર વગેરે સ્થાનોના ઉત્તરપ્રદેશમાં “સ્વર્ગદ્વાર” નામનું એક સ્થાન પણ છે. હિમાલયના એક શિખર ઉપર આ સ્થાન આવેલું છે. કેટલાક તેને “સ્વર્ગકપાટ” અને કેટલાક “સ્વર્ગદ્વાર” કહે છે. આ સ્થાન પ્રાચીનકાળમાં સ્વર્ગમાં દાખલ થવાનું ખાસ સ્થાન હતું. જે રીતે રાજ્યમાં દાખલ થવાના રસ્તાઓ હોય છે; તેવી રીતે દેવરાજ્યમાં પણ પ્રવેશ કરવાનો આ ખાસ નક્કી કરેલો રસ્તો હતો. એનું સ્મરણ રાખવામાટેજ હાલમાં “સ્વર્ગદ્વાર” નામથી એ સ્થાનની પવિત્રતા મનાય છે. દરેક ત્રિસ્થળીનો યાત્રી તેનું દર્શન કરેજ છે અને ઓછામાં ઓછું પોતાના જીવનમાં સ્વર્ગ નહિ તો સ્વર્ગના દ્વારનાં પણ પોતાની સગી આંખોએ દર્શન કરીને તે પોતાને કૃતકૃત્ય થયો માને છે. આ સ્વર્ગદ્વાર નામના સ્થાનથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગ એ સ્વર્ગદ્વારની ઉપર છે—અર્થાત હિમાલયની બીજી બાજુએ છે. આ સ્વર્ગદ્વાર નામના સ્થાન ઉપરથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગ એ સ્વર્ગદ્વારની પેલીપાર છે—અર્થાત હિમાલયની બીજી બાજુએ છે. આથીજ અમે અગાઉ દર્શાવી ગયા છીએ કે, તિબેટજ સ્વર્ગ હતો અને અહીં સમજાય છે કે, તેના પશ્ચિમભાગનું નામ “સ્વર્ગ” અને પૂર્વભાગનું નામ “ત્રિવિષ્ટપ” હતું. આ પણ સ્થૂળ દૃષ્ટિએજ નિર્દેશ કર્યો છે; કારણકે ઘણો કાળ વીતી જવાથી તેમજ સ્થાનોમાં પણ ખૂબ ફેરફાર થઇ જવાથી તે વખતના સ્વર્ગના જૂદા જૂદા પ્રાંતોનો ખ્યાલ આવવો હાલમાં લગભગ અશકયજ છે. આમ છતાં જે પણ સૂચનો આપણને આર્ષ સાહિત્યમાંથી મળી આવે છે; તે ઉપરથી પૂર્વકાળના ભૂવિભાગોની અને

તેટલી શોધ કરવી જરૂરની છે; અને તે શોધના પ્રકાશમાં તે પ્રાચીનકાળનો ઇતિહાસ વાંચવો આવશ્યક છે. આ લેખો પણ એજ દૃષ્ટિથી લખાય છે. આ રીતે સ્વર્ગના દ્વારનો પત્તો મળવાથી સ્વર્ગના માર્ગનો ખ્યાલ આવે છે. ભારતવર્ષમાંથી જેઓ સ્વર્ગમાં જતા હતા, તેઓ આ સ્વર્ગદ્વારનેજ રસ્તે થઇને જતા હતા. આગળ સ્વર્ગારોહણ પર્વમાં પાંડવોના સ્વર્ગ–ગમનનું વર્ણન આવશે ત્યારે વાચકો જોઈ શકશે કે, પાંડવો પણ હિમાલય પર્વત ચઢીનેજ સ્વર્ગમાં ગયા હતા.

## ૧૫–સ્વર્ગારોહણ

સ્વર્ગારોહણ એટલે સ્વર્ગલોકમાં ચઢવું એવો છે. આ શબ્દમાં જે "આરોહણ" શબ્દ છે, તે પહાડો ઉપર ચઢવાનો ભાવ દર્શાવે છે. વૃક્ષ ઉપર આરોહણ, હાથી કે ઘોડા ઉપર આરોહણ, અથવા પર્વત ઉપર આરોહણ કરવું, એ શબ્દમાં નીચેના ભાગ ઉપરથી ઉંચેના ભાગમાં ચઢવાનો ભાવ વ્યક્ત થાય છે. આથી આ શબ્દ સિદ્ધ કરે છે કે, સ્વર્ગ કોઇ ઉંચાણના પ્રદેશમાં છે. આજ કારણથી તે તિબેટમાં છે, એમ અમે નક્કી કર્યું છે.

પાંડવોના સ્વર્ગારોહણની હકીકત મહાભારતને અંતે આપેલી છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તિબેટજ સ્વર્ગધામ છે. કેમકે ધર્મરાજ વગેરે જે વીરો સ્વર્ગમાં ગયા, તેઓ હસ્તિનાપુર(દિલ્હી)થી ગંગાકિનારે પહોંચ્યા–અર્થાત દિલ્હીથી ઉત્તરદિશામાં ગયા. ત્યાં ગંગામાં સ્નાન કરીને પછી ઉત્તરદિશામાં ચાલતા તેઓ સ્વર્ગમાં ગયા છે. હસ્તિનાપુરની ઉત્તરે ગંગાનદી અને ગંગાજીની ઉત્તરે હિમાલય છે; તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે, સ્વર્ગ હિમાલય પર્વતની પેલી બાજુએજ છે. અર્જુન સદેહેજ મહાદેવ પાસે તથા ઇંદ્ર પાસે શસ્ત્રાસ્ત્રવિદ્યા શીખવા ગયેલો, તે પણ ઉત્તરદિશાએજ ચાલતો ત્યાં ગયો હતો. આથી પણ સિદ્ધ થાય છે કે, ભારતવર્ષની ઉત્તરદિશાએ ગંગા તથા હિમાલયની પેલી પાર સ્વર્ગધામ છે; અને એજ સ્થાનમાં ધર્મરાજ વગેરે ગયા હતા. આગળ જતાં સમ્રાટ્ ધર્મરાજ જ્યારે સ્વર્ગની પાસે પહોંચ્યા, ત્યારે ત્યાંના દેવો પોતપોતાના રથ વગેરે લઇને તેમનું સ્વાગત કરવા આવ્યા હતા. વળી મહાભારતના અંતિમ ભાગનું વર્ણન જોવાથી સ્પષ્ટ થાય છે કે, આ સત્કારની રીત પણ વિજયી પુરુષોને યોગ્યજ છે. જુઓ:–

**ततः सन्नादयञ्छक्रो दिवं भूमिं च सर्वशः । रथेनोपययौ पार्थमारोहेत्यब्रवीच्च तम् ॥**

( મહા૦ મહાપ્રસ્થા૦ ૩–૧ )

'જ્યારે સમ્રાટ્ ધર્મરાજ સ્વર્ગ પાસે પહોંચ્યા, ત્યારે " ચારે દિશાઓને ગજાવી મૂકતો ઇંદ્ર પોતાના રથ સાથે તેમની પાસે આવ્યો અને કહ્યું કે આપ રથમાં પધારો. "

આ વર્ણન ભારતીય વિજયી સમ્રાટોનું સ્વાગત સ્વર્ગમાં પણ કેવી રીતે થતું હતું, તે દર્શાવી આપે છે. અહીં પ્રશ્ન થાય છે કે, આ પ્રમાણે શામાટે થતું હશે ? ભારતીય વીરોનું સ્વાગત તિબેટના દેવજાતિના લોકો શામાટે કરતા હશે ? એનો જવાબ આપવા માટે આપણે સ્વર્ગધામવિષે વધારે વિચાર કરવો જોઇએ.

### (ક) સ્વર્ગધામ

આ શબ્દમાં " ધામ " શબ્દ ખાસ મહત્ત્વનો છે. ધામનો અર્થ "ઘર" (હોમ) "નિવાસસ્થાન" "આશ્રયસ્થાન" વગેરે થાય છે. દેવલોકો સ્વર્ગપ્રદેશનેજ તેમનું પોતાનું સાચું ઘર માનતા હતા. અત્રે વિચારવું જોઇએ કે, ભારતવર્ષમાં આવીને ભારે ભારે પરાક્રમો કરનારા વીર પુરુષો હિમાલયની પેલીપારના પ્રદેશમાં પોતાનું ઘર શામાટે માનતા હશે ?

કેવી સ્થિતિમાં આવી માન્યતા હોવી સંભવે છે ? એ બહુ વિચારવા જેવી વાત છે; અને તે સ્પષ્ટ થતાં ભારે ઐતિહાસિક શોધ થવાનો સંભવ છે.

ઉપરની શંકાના નિવારણમાટે તથા તે અતિપ્રાચીન ઐતિહાસિક બાબત દર્શાવવાને માટે અમે એક ઉદાહરણ લઈએ છીએ. હાલમાં ઈંગ્લૅંડના વીરો હિંદુસ્તાનમાં આવે છે; અહીં રાજકાર્ય કરે છે; વૃદ્ધ થતાં પેન્શન લઈને પોતાને ઘેર( હોમ ) જાય છે અને જીવનનો છેલ્લો કાળ પોતાનાજ દેશમાં જઈને ગાળે છે. અંગ્રેજ જ્યાંસુધી આ દેશમાં રહીને સામ્રાજ્ય ચલાવવાનું કાર્ય કરે છે; ત્યાંસુધી હિંદુસ્તાનને તે પોતાનું ઘર (હોમ) નહિ માનતાં ખુદ ઈંગ્લૅંડનેજ હરહમેશ પોતાનું ઘર માને છે. કેટલાક મોટા મોટા અધિકારીઓ ખાસ કાર્ય કરીને જ્યારે પોતાના સ્વદેશ–ઈંગ્લૅંડમાં પાછા ફરે છે, તે વખતે તેમનાં ખાસ ખાસ કાર્યોના પ્રમાણમાં તેમનો ઇંગ્લૅંડના કિનારે ઉતરતાં સત્કાર કરવામાં આવે છે.

આ વાત જે અત્યારે પણ પોતાના દેશના સંબંધમાં બની રહી છે, તેનો વાચક બરાબર વિચાર કરશે, તો તે ઉપરથી તેમને પ્રાચીન સમયની વાત પણ પ્રત્યક્ષ થશે. જુઓ:–

તિબેટની દેવજાતિ અને દેવયોનિ જાતિના વીર પુરુષો એ વખતે ભારતવર્ષમાં આવતા હતા; ત્યાં શૂરવીરતા અને પરાક્રમવાળાં ખાસ ખાસ મહાન કાર્યો કરતા હતા; પોતાના સામ્રાજ્યને વિસ્તારતા હતા; વિશેષ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરતા હતા અને ઘરડા થતાં પોતાના સ્વર્ગધામ( હોમ )માં પાછા જઈને રહેતા હતા. જ્યારે એ વીર પુરુષો પોતાના સ્વર્ગધામમાં પાછા જતા હતા; ત્યારે ત્યાંના તેમના પૂર્વસંબંધીઓ, પહેલાંના ઓળખીતાઓ અથવા સ્વર્ગરાજ્યના અધિકારીઓ તેમની યોગ્યતાના પ્રમાણમાં તેમનો આદરસત્કાર કરતા હતા અને તેમને યથાયોગ્ય સ્થાને માનપૂર્વક રાખતા હતા.

ધર્મરાજ વગેરે પાંડવો હિમાલયના ડુંગરાઓમાં તિબેટનિવાસી દેવજાતિના વીરોના વીર્યથી જન્મ્યા હતા. બાલ્યાવસ્થા પણ તેમણે ત્યાંજ વીતાવી હતી. યુવાવસ્થામાં તેઓ આર્યાવર્તમાં આવ્યા હતા. આર્યાવર્તમાં આવીને એ વીરોએ અનેક પરાક્રમ કર્યાં; અનેક વિજય મેળવ્યા; સામ્રાજ્ય વધાર્યું અને વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રોને રાજ્ય સોંપીને પોતે પોતાના સ્વર્ગધામમાં પાછા ચાલ્યા ગયા. આ પાછા ફરતી વખતે સ્વર્ગના દેવો માનવસમ્રાટ્ ધર્મરાજનું સ્વાગત કરવા હાજર થયા હતા. તિબેટનિવાસી કેટલીયે માનવજાતિઓનો ભારતવર્ષ સાથે તે સમયે કેવા પ્રકારનો સંબંધ હતો, તે એ વર્ણન સ્પષ્ટરૂપે બતાવે છે. વિજય ઇચ્છનારા, સામ્રાજ્યની ઇચ્છા કરનારા તથા યજ્ઞને ચાહનારા હિમાલયનિવાસી વીરો ભારતવર્ષમાં આવતા હતા; અને ત્યાં યુદ્ધાદિ કરીને સ્વેચ્છાનુસાર ઉપભોગો ભોગવીને વૃદ્ધાવસ્થામાં પોતાના સ્વદેશ ત્રિવિષ્ટપમાં જઈને રહેતા હતા. આથીજ કહેવાય છે કે, સ્વર્ગધામ "ભોગભૂમિ" છે, અને ભારતવર્ષ "કર્મભૂમિ" છે.

જો એજ બાબત હાલની પરિભાષામાં બોલીએ તો કહી શકાય કે, હાલમાં હિંદુસ્તાન એ અંગ્રેજોની "કર્મભૂમિ" છે, અને ઈંગ્લૅંડ એ તેમની "ભોગભૂમિ" છે. અંગ્રેજો હિંદુસ્તાનમાં આવીને રાજકારભાર ચલાવે છે, અને તે કાર્યનું ફળ ઈંગ્લૅંડમાં જઈને પેન્શનરૂપે ભોગવે છે. પ્રાચીનકાળમાં ભોગોની રીત કોઈ બીજી હશે, પરંતુ તે સર્વ રીતિઓનું તાત્પર્ય તો એકજ છે.

## (ખ) ભારતવાસીઓની દુર્બળતા

જો તે અતિપ્રાચીનકાળના ભારતવાસીઓવિષે આપણે વિચાર કરીશું તો સમજાશે કે, તેમને તે સમયની સઘળી જાતિઓ "નિર્બળ" ગણતી હતી. જ્યારે રાવણે વરદાન માગ્યાં

હતાં; ત્યારે રાક્ષસ, દેવ, પિશાચ, ભૂત વગેરેથી પોતાનું મૃત્યુ ન થાય એવું માગ્યું હતું; પણ ભારતવાસી મનુષ્યોથી પોતાનું મૃત્યુ ન થાય, એવું માગવાની તેને જરૂર લાગી ન હતી. રાક્ષસ, દેવ, પિશાચ અને ભૂત એ જાતિઓનાં સ્થાનવિષે અમે આ પહેલાં નક્કી કરીજ ચૂકયા છીએ અને ભારતવર્ષ માનવજાતિના દેશતરીકે પ્રસિદ્ધજ છે. આ ભારતવાસી માનવજાતિની દુર્બળતાને લીધે તેમના તરફથી મરણ નહિ થવાની શરત કરવી રાવણને યોગ્ય પણ લાગી ન હતી; કેમકે કોઈપણ રાક્ષસને ભારતવાસી માનવીઓ મારી શકશે, એ વાત તેના સ્વપ્નમાં પણ નહિ આવી હોય!

જ્યારે ભીમે બકાસુરનો વધ કર્યો, ત્યારે ત્યાંના લોકો કહેવા લાગ્યા કે, આ "અ-માનુષ-કર્મ" છે-અર્થાત્ ભારતવાસી મનુષ્ય એવું પરાક્રમ કરી શકેજ નહિ.

**तत्राजग्मुर्बकं द्रष्टुं सस्त्रीवृद्धकुमारकाः। ततस्ते विस्मिताः सर्वे कर्म दृष्ट्वाऽतिमानुषम् ॥**

( મહા૦ આદિ૦ ૧૬૬-૧૨ )

અર્થાત-"ત્યાં મરી ગયેલા બકરાક્ષસને જોવામાટે બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ-અર્થાત બધા લોકો આવ્યા; અને એ અ-માનુષી કાર્ય જોઈને આશ્ચર્ય પામ્યા." કેમકે બકાસુરનું દુઃખ ભારતવાસી મનુષ્યોથી ટળી શકે તેમ નથી, એવો વિચાર ત્યાંના લોકોના મનમાં દઢ જામી ગયો હતો. આ વિષે નીચેનો શ્લોક જુઓઃ—

**न तु दुःखमिदं शक्यं मानुषेण व्यपोहितुम् ।** ( મહા૦ આદિ૦ ૧૬૨-૨ )

અર્થાત-"બકાસુરથી થતું આ દુઃખ ભારતવાસી મનુષ્યો દૂર કરી શકે તેમ નથી." આ વાકયોથી સ્પષ્ટ થાય છે કે, ભારતવર્ષની માનવજાતિ પોતાને બીજી જાતિઓ કરતાં બહુજ નિર્બળ માનતી હતી.

"અ-માનુષ, અતિ-માનુષ" કર્મનો અર્થ એજ છે કે, જે કાર્ય રાક્ષસ, અસુર, દેવ, ભૂત, પિશાચ વગેરે કરી શકે તેમ હતું; પરંતુ ભારતવાસી કરી શકે તેમ ન હતું. હાલમાં જે એમ કહેવાય છે કે, આ યંત્ર વગેરે બનાવવાનું કામ તો જર્મન, ફ્રેંચ, અમેરિકન કે અંગ્રેજ કરે તોજ થાય; હિંદુસ્તાનીઓ તો કરી શકેજ નહિ. તેમ અતિપ્રાચીનકાળમાં પણ કહેવાતું કે, આ કામ અસુર, રાક્ષસ, દેવ, પિશાચ, યક્ષ, ભૂત એ જાતિઓનાજ માનવોથી થાય, ભારતવાસી માનવી તો તે કરી શકેજ નહિ. બન્નેનું તાત્પર્ય એ છે કે, ભારતવાસીઓ નિર્બળજ હતા; અને તેથીજ તેમને કોઇ ગણત્રીમાં પણ લેવા જેવા ગણતું ન હતું. રાવણે પોતાના વરદાનમાં મનુષ્યોથી અવધ્યતા માગવાની જે ઉપેક્ષા બતાવી હતી, તેનું કારણ પણ તે સમયના મનુષ્યોની દુર્બળતાજ છે. એજ પ્રમાણે બીજા રાક્ષસોનાં ભાષણોમાંથી પણ તે સમયના ભારતવાસી માનવોની દુર્બળતાજ દેખાઇ આવે છે; પરંતુ તે બધાનો અત્રે વિચાર કરવાની કંઇજ જરૂર નથી.

પાંડવોમાં દેવોનું વીર્ય હતું, તેથી તેઓ પોતાને બીજા ભારતવાસીઓ કરતાં ઉચ્ચ માનતા હતા અને બીજાઓને હલકા ગણતા હતા. કર્ણ પણ દેવવીર્યથી ઉત્પન્ન થયેલો હોવાથી પોતાનાજ અભિમાનમાં મસ્ત હતો. આ બધા ઇતિહાસનો વિચાર કરવાથી માલૂમ પડે છે કે, ભારતવર્ષમાં પાંડવોના પૂર્વકાળમાં જોકે તેમનામાં અનેક વીરો પણ થઇ ગયા હતા, તોપણ સામાન્ય ભારતવાસી જનતાની વ્યક્તિગત શક્તિવિષે તે વખતના કોઇ પણ વિદેશી મનુષ્યના મનમાં વિશેષ માનવૃત્તિ ન હતી; અને તેથી ઉલટું ભારતીય જનતામાં રાક્ષસ, દેવ, ભૂત વગેરે તે સમયની વિદેશી જાતિઓવિષે તેમની વ્યક્તિગત શક્તિસંબંધી બહુજ ભયભર્યા ખ્યાલો ભરેલા હતા. જો કોઇ નગરમાં કોઇ રાક્ષસ, દેવ

કે ભૂતજાતિનો માણસ આવતો તો તેને કોઇ અટકાવતું નહિ. રાક્ષસો તો આ જાતિને દબાવતાજ હતા. ભૂતલોક અર્થાત હાલના ભૂતીઆઓ પણ તેમને ડરાવતા હતા અને દેવો પણ મનમાં આવે તે ઉપાડી જતા હતા; પરંતુ આ બધામાં દેવજાતિના લોકો બીજાઓના જેટલું દુઃખ આપનારા ન હતા. તેઓ પોચા હૃદયવાળા હોવાથી તે વખતના મનુષ્યોને બહુ સતાવતા નહિ. આથી રાક્ષસ, અસુર, ભૂત અને પિશાચનો જેટલો ડર ભારતવાસીઓને લાગતો હતો, તેટલો દેવજાતિઓનો લાગતો નહિ; અને તેથીજ આગળ જતાં દેવજાતિ સાથે ભારતવાસીઓને મિત્રતા થઇ હતી.

તિબેટ, હિમાલય, અસુરદેશ તથા ભૂતદેશના લોકો આવીને ભારતવર્ષમાં રહેતા હતા અને પોતાનાં નાનાંમોટાં રાજ્યો પણ સ્થાપતા હતા. બાણાસુરનું રાજ્ય હાલના રામપુર રાજ્યમાં હતું. આ રામપુર સીમલા જીલ્લામાં છે. એજ પ્રમાણે મારવાડમાં ધુંધુ રહેતો હતો; નાશિક અને દક્ષિણે લંકામાં રાવણ તથા તેના અનુયાયી ખર અને દૂષણે તેમનાં રાજ્ય જમાવ્યાં હતાં; પશ્ચિમસમુદ્રને કિનારે પણ નિવાત–કવચ વગેરે બીજા રાક્ષસો આવી વસ્યા હતા; પરંતુ શુક્રાચાર્યસિવાય કોઇ પણ ભારતીય દ્વિજ અસુરોના દેશમાં જઇને પોતાનું ઘર કરીને રહ્યો ન હતો, એ પણ તે વખતના ભારતવાસીઓની નિર્બળતાજ દર્શાવે છે.

શુક્રાચાર્ય પણ અસુર દેશમાં જઇ વસ્યા હતા; તે કાંઈ વિજયી વીરની પેઠે નહિ પણ આચાર્ય થઇને–અર્થાત પાઠશાળાના અધ્યાપકતરીકે રહ્યા હતા. એ સિવાય વૃષપર્વાની રાજધાની કે જ્યાં શુક્રાચાર્ય અધ્યાપક થઇને ગયા હતા, તે સ્થાન પણ દેવોના અને ભારતવાસીઓના રાજ્યની પાસેજ હતું–અર્થાત શુક્રાચાર્ય પણ કાંઇ નિડર થઇને અસુરદેશમાં રહેતા ન હતા.

(૧) સંધ્યાકાળ થતાંજ ઘેર પાછા આવવું
(૨) ઘરથી બહુ દૂર ફરવા માટે પણ ન જવું
(૩) અસુરોના સંઘમાં એકલા ન જવું

એ વગેરે કચને માટે જે નિયમો હતા, તે દર્શાવે છે કે જે રીતે હાલમાં હિંદુસ્થાનના સરહદ પ્રદેશમાં અર્થાત અફગાનિસ્તાનની સરહદમાં હિંદુઓ રહે છે, તે જેમ હમેશાં ભયભીત દશામાં રહે છે; તેજ પ્રમાણે શુક્રાચાર્ય પણ અસુરદેશમાં રહેતા હતા. શુક્રાચાર્યના શિષ્ય કચને વારંવાર ઘાયલ કરીને તેમજ બીજી રીતે દુઃખ થવાથી શુક્રાચાર્ય દુઃખી થયા હતા; અને તેમણે અસુરોને બોલાવીને એ માટે ખૂબ ધમકાવ્યા પણ હતા; પરંતુ અસુરરાષ્ટ્રમાં તેમનું જીવન સુરક્ષિત ન હતું, એ વાત તો એથી સિદ્ધજ થાય છે. કહેવાનું એટલુંજ છે કે, શુક્રાચાર્ય સિવાય બીજા કોઇ વધારે ભારતવાસીઓ અસુરદેશમાં ગયા ન હતા; અને જેઓ ગયા હતા તેઓ પણ બ્રાહ્મણવૃત્તિથી ગયા હતા–ક્ષાત્રવૃત્તિથી નહિ. તેથી ઉલટું ભારતવર્ષમાં તો અસુરાદિ અનેક જાતિઓ આવીને વસી હતી અને તેઓ મનમાન્યા અત્યાચારો કરતી હતી; તથા સામાન્ય જનતા તેમની સામે થવાને અસમર્થ હતી.

જે રીતે હાલમાં અંગ્રેજ, જર્મન, ફ્રેંચ, પઠાણ, રશિયન, જાપાની, કોઝૅક વગેરે લોકો હિંદુસ્તાનમાં આવીને કંઇ પણ પ્રતિબંધસિવાય સુખોપભોગ ભોગવી શકે છે; પરંતુ હિંદુસ્તાનના માણસો ઈંગ્લૅંડ, જર્મની, ફ્રાન્સ, અફગાનિસ્તાન, રૂશીઆ, જાપાન, કોઝૅગોનો દેશ વગેરે દેશોમાં બહુ ઓછા જાય છે; અને જેઓ જાય છે તેઓ પણ પોતાના ગૌરવપૂર્વક તે દેશોમાં રહી શકતા નથી, એજ સ્થિતિ અતિ પ્રાચીનકાળમાં–અર્થાત પાંડવોથી પ્રાચીનકાળમાં હતી. તેથી અસુર વગેરે લોકો ભારતવાસીઓને દબાવતા હતા; અને દેવો પણ તેમની પાસેથી પોતાના ઉપભોગની વસ્તુઓ ભેટતરીકે લઇ જતા હતા.

**પ્રાચીન સમયની દેશવ્યવસ્થા**

કૌરવપાંડવોના પ્રાચીન પૂર્વજોમાંથી કોઈ પણ ભારતીય રાજાને અસુરોના દેશમાં જઇ ત્યાં પોતાનું સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર પણ ન આવ્યો; અને પ્રતાપી પાંડવો તથા ભગવાન શ્રીકૃષ્ણે પણ ભારતવાસીઓનું સામ્રાજ્ય ભારતવર્ષની બહાર પણ વધે એવી કંઇજ યુક્તિ કરી નહિ. તેમની પાસે જે કંઇ યુક્તિઓ અને જે કાંઇ શૌર્ય હતું, તે ભારતવાસીઓ સાથેજ લડવાઝગડવામાં ખર્ચાઈ ગયું. ભારતવાસીઓનો અંદર અંદરનો કુસંપ પણ તેના કારણરૂપ છે અને તે કુસંપ હજીપણ ચાલ્યાજ કરે છે. કૌરવપાંડવોના પક્ષમાં રહીને લડેલા ભારતવર્ષના નાનામોટા રાજામહારાજાઓ પણ એક થઇને અને ભારતવર્ષના ઉદ્ધારને માટે માંહેમાંહેના ઝગડા મિટાવી દઇને ૧૮ અક્ષૌહિણી સૈન્ય સાથે ભગવાન શ્રીકૃષ્ણની નીતિ અને અર્જુન તથા કર્ણના શૌર્યનું સંગઠન કરીને જો અસુરદેશો ઉપર ચઢાઈ કરત, તો ભારતવાસીઓનો વિજયધ્વજ બહારના દેશોમાં પણ ફરફરતો હોત. પરંતુ ભારતવાસીઓએ માંહોમાંહેનાજ લડાઇટંટા અને કુસંપ વધારીને આપસ આપસમાં કપાઇ મરવાનુંજ આજથી હજાર વર્ષ ઉપર પસંદ કર્યું હતું; અને (બહુજ દુઃખની વાત છે કે,) હજીપણ તેમને એજ વાત પસંદ છે!!

## (ગ) તેનું કારણ

ભારતવાસીઓ બહાર બહુ ઓછા જતા અને અહીંજ માંહોમાંહે લડયા કરતા હતા, તેનાં પણ કારણ શોધવાં જોઇએ. અમારા વિચાર પ્રમાણે ભારતભૂમિની આબોહવા તેના કારણરૂપ છે. આ જમીન સારી નિપજવાળી છે; અનાજ વગેરે પુષ્કળ થાય છે; બહુ ઠંડી પડતી નથી અને ગરમ દેશ હોવાથી કપડાં ન હોય તોપણ ચાલી શકે છે. મનુષ્યોને અન્ન અને વસ્ત્ર જોઇએ. ભૂમિ ફળદ્રૂપ હોવાથી અન્ન પુષ્કળ છે; અને વસ્ત્ર પણ થોડા પ્રયત્નથી જેટલાં જોઇએ તેટલાં પેદા કરી શકાય તેમ છે–અર્થાત મનુષ્યને જરૂરનાં અન્ન અને વસ્ત્ર અહીં પુષ્કળ ઉત્પન્ન થતાં હોવાથી અહીંના લોકો બહાર જવાની મહેનતજ શું કરવા કરે! બહાર

જવાથી તેમને વધારે મળવાનું પણ શું હતું ? જુઓ, દેવોનું રાજ્ય તિબેટમાં હતું, ત્યાં હમેશાં બરફ હોવાથી અનાજની પેદાશ બહુજ ઓછી હતી. ભૂતલોકોના ભૂતાનની પણ એજ દશા છે. તિબેટની પશ્ચિમે અસુરોના દેશમાં પણ ધનધાન્ય પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થતાં નહિ. તાત્પર્ય એ છે કે, અન્નવસ્ત્રની દૃષ્ટિએ જોઇએ તો જે સુખ ભારતવાસીઓને હતું; અને હાલમાં પણ મળી શકે તેમ છે, તે ભારતની ચારે બાજુના કોઈ પણ દેશમાં મળતું ન હતું. ઠંડીનું દુઃખ વધારે અને સુખે અન્ન ખાવા મળે નહિ, એ બે મુશ્કેલીઓ અસુરદેશોમાં તથા દેવોના દેશોમાં હતી અને ભારતવર્ષમાં ન હતી. આજ કારણથી ભારતવાસીઓ સ્વદેશમાંજ રહેતા હતા; કેમકે અહીં રહેવા છતાં પણ તેમનું યોગક્ષેમ ઉત્તમ રીતે ચાલતું હતું.

પરંતુ અસુર અને સુરદેશ તરફ જુઓ. તેમના દેશમાં તેમને જોઇએ તેટલું અનાજ પણ પેદા થતું નહિ, તેમ તેમને સમાન હવાની પણ મુશ્કેલી હતી. આથી અસુર, સુર, ભૂત, પિશાચ વગેરે ભારતની ચોતરફના પ્રદેશોના માણસો ભારતવર્ષમાં આવીને વસવામાટે જેટલા આતુર હતા, તેટલા અહીંના ભારતવાસીઓ અસુરાદિ દેશોમાં જવાને ઉત્સુક ન હતા.

દેશની પરિસ્થિતિનું આ કારણ છે. હાલમાં પણ ઇંગ્લેંડમાં ત્રણ માસપૂરતુંજ અનાજ પેદા થાય છે. આથી વર્ષના નવ મહીનામાટે ઇંગ્લૅંડને અનાજ બહારથી લાવવું પડે છે, તેથી તેઓને એવા દેશો સાથે સંબંધ કરવાની જરૂર છે કે જ્યાંથી તેમને પુષ્કળ અનાજ મળી શકે. આ ચિંતાજ તેમને પરદેશમાં જવાની ફરજ પાડે છે અને તેવી ચિંતાના અભાવેજ ભારતવાસીઓ પોતાના દેશમાં રહે છે તથા બહાર જવાને પ્રવૃત્ત થતા નથી.

પોતાનો દેશ છોડીને જે જાતિઓ બહાર જાય છે, તેમનામાં બહાર જવાને લીધે પણ વધારે એકતા રહે છે; કેમકે સ્વદેશ છોડીને બહાર ગયા પછીજ એકતાની જરૂર અને કિંમત સમજાય છે. આથીજ બીજી જાતિઓમાં વધારે એકતા અને સદા સ્વદેશમાંજ રહેનારા ભારતવાસીઓમાં બહુજ ફાટફુટ દેખાઇ આવે છે.

વાંચનારે એમ નથી સમજવાનું કે, ઉપલા દોષો કેટલેક ભાગે ઉપરનાં કારણોથી ઉત્પન્ન થયેલા હોવા છતાં પણ તેમાં કંઈ ફેરફારજ થઇ શકે તેમ નથી. કેમકે મનુષ્યની પુરુષાર્થશક્તિ, એ તો કોઇ વિલક્ષણજ વસ્તુ છે; અને માણસે એકવાર નિશ્ચય કર્યો એટલે તો પછી તેને માટે અશક્ય હોય તે પણ શક્ય થઇ જાય છે. આ વિષેનો વિચાર કરવાનું આ સ્થાન નહિ હોવાથી આ વિષયને અહીંજ સમાપ્ત કરીશું. આ પ્રસંગ આટલા લંબાણથી એટલાજ માટે દર્શાવ્યો છે કે, ભારતવર્ષમાં ઘણા પ્રાચીનકાળથી બીજા દેશના લોકો શામાટે આવતા હતા ? અને બીજા દેશોમાં નહિ જતાં કેવળ ભારતવર્ષમાંજ શામાટે આવતા હતા ? તે બરાબર ખ્યાલમાં આવે. ભારતવર્ષમાં ખાધાપીધાનું જેટલું સુખ છે, તેટલું બીજા કોઇ પણ દેશમાં નથી; એ કારણ જેવું પાંચ હજાર વર્ષ ઉપર હતું, તેવુંજ હાલમાં પણ મોજુદ છે.

દેવો પણ અહીં ઉપરના કારણથી આવતા હતા; કેમકે તિબેટમાં પણ અનાજની પેદાશ બહુ ઓછી હતી. આથીજ દેવજાતિના વીરો ઇચ્છતા હતા કે, પોતાનીજ જાતિસાથે ભારતવર્ષનો સંબંધ બંધાય; અને ઉપલાંજ કારણોથી અસુર તથા રાક્ષસાદિ જાતિઓના લોકો પણ હૃદયપૂર્વક ઇચ્છતા હતા કે ભારતવર્ષનો સંબંધ તેમની સાથે બંધાય અને ત્યાંના ઉપભોગો દેવોને નહિ મળતાં તેમને–અસુરોનેજ પ્રાપ્ત થાય. દેવ અને દાનવોનાં મહાભયંકર યુદ્ધોનું કારણ ભારતવર્ષજ હતો. જે બે જાતિઓ કોઇ પણ બહારના દેશ ઉપર પોતાનો અધિકાર જમાવવા ઇચ્છે છે; તેઓમાં યુદ્ધના પ્રસંગો ઉભા થવાનો સંભવજ છે. દેવાસુર યુદ્ધોનું આ કારણ વાચકોએ ધ્યાનમાં રાખવા જેવું છે.

રાક્ષસો ક્રૂરતાપૂર્વક વર્તતા હતા અને દેવો વધારે સભ્ય હોવાથી ભારતવાસીઓ સાથે પ્રેમભર્યો વર્તાવ કરતા હતા. આ કારણથીજ ભારતવાસીઓ દેવોસાથે રહેવાનું વધારે પસંદ કરતા હતા અને રાક્ષસોની ક્રૂરતાને લીધે તેમને દૂરજ રાખવા ઇચ્છતા હતા. આજ કારણથી ભારતવાસીઓ અને દેવોને મિત્રતા બંધાઇ અને રાક્ષસોસાથે શત્રુતા થઈ.

તિબેટના તથા હિમાલયની પહાડી જાતિઓના વીરો ભારતવર્ષમાં ઉપલાં કારણથી આવતા હતા અને ભારતવર્ષ ઉપર પોતાનો અધિકાર જમાવવા ઇચ્છતા હતા. આથી ઉપરના દેશોના જે વીરો અહીં આવતા હતા, તે રાજ્યાધિકાર જમાવતા હતા અને જ્યારે પોતાને ઘેર–સ્વર્ગમાં વૃદ્ધાવસ્થામાં પાછા જતા હતા, ત્યારે ત્યાં તેમનો ખૂબ સત્કાર થતો હતો. એજ પ્રમાણે સમ્રાટ્ ધર્મરાજાનો દેવરાજ ઇંદ્રે સત્કાર કર્યો હતો, તેનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે.

## (ઘ) દેવોનો અધિકાર

દેવોનો રાજ્યાધિકાર ભારતવર્ષના કેટલાય ભાગ ઉપર હતો.ખાંડવવનનું ઉદાહરણ લ્યો. તેના ઉપર ઇંદ્રનો અમલ ચાલતો હતો. ખાંડવવન દિલ્હીની પાસે હોવાથી તેના ઉત્તરભાગના પ્રદેશ ઉપર તેમનો અધિકાર હશે, એ સંભવિત છે. અર્જુન વગેરે આર્યવીરોએ ઉપલા પ્રાંતો ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો, તે ઇંદ્રના સૈન્યને હરાવીને જમાવ્યો હતો. (જુઓ ખાંડવદાહ પર્વ) આથી સ્પષ્ટ થાય છે કે, દેવજાતિની સાથે ભારતીય રાજાઓને પણ યુદ્ધ થતાં હતાં; પરંતુ તે યુદ્ધોનું સ્વરૂપ અસુરોસાથેનાં યુદ્ધો જેવું ન હતું. કેમકે દેવજાતિ અને આર્યજાતિ પરસ્પર મિત્રતા ઇચ્છનાર જાતિઓ હતી; જ્યારે રાક્ષસ વગેરે જાતિઓ શત્રુતા રાખનાર હતી.

આટલા વર્ણન ઉપરથી વાંચનારને સમજાશેજ કે, ભારતવર્ષની બહારની સઘળી જાતિઓ ભારતવર્ષના ધાન્ય વગેરે જરૂરના પદાર્થોમાટે ભારતવર્ષ ઉપર પોતાનો અધિકાર જમાવવાનો પ્રયત્ન કરતી હતી; અને તેથીજ તેઓમાં પરસ્પર યુદ્ધ થતાં હતાં; તથા એજ તેમના માંહોમાંહેના દ્વેષનું કારણ હતું.

## (ચ) યજ્ઞ

દેવો અસુરોના જેટલા માયાવી (કપટનીતિવાળા) અને યુદ્ધમાં હોશિયાર ન હતા; પરંતુ તેઓ નીતિમાન અને ચતુર હતા,અને તેથી અંતે દેવોનોજ વિજય થતો હતો. તિબેટના દેવ અને ભારતના આર્યો એમના અસુર તથા રાક્ષસો વગેરે એકસરખા શત્રુ હતા. આથી દેવ અને આર્યો એ બે જાતિઓએ પરસ્પર સમજુત કરી લીધી હતી. એ સમજુત, સુલેહ અથવા સંધિપત્ર ઇતિહાસપુરાણોમાં "યજ્ઞ" ના નામથી પ્રસિદ્ધ છે. અહીં યજ્ઞના આધ્યાત્મિક વગેરે ભાવો છોડી દઈને કેવળ રાષ્ટ્રીય ભાવજ લેવો જોઇએ. જેને આધિભૌતિક યજ્ઞ કહી શકાય, તેજ અર્થ અહીં લેવાનો છે. આધિભૌતિક અર્થાત મનુષ્યાદિ પ્રાણીઓથી થતો યજ્ઞ; એમાં (૧) દેવોનો સત્કાર, (૨) દેવો સાથે સહકાર કરવો અર્થાત મિત્રતા બાંધવી અને (૩) દેવોનેમાટે હવિ અર્થાત અન્ન સમપર્ણ કરવું, એ ત્રણ વાતો મુખ્ય હતી. યજ્ઞોથીજ દેવોનો ગુજારો ચાલતો હતો; અને તેથીજ દેવોનું નામ "ક્રતુભુજ" છે. હવે આ શબ્દનો વિચાર કરીશું.

## (છ) ક્રતુભુજ

આ શબ્દનો અર્થ (ક્રતુ) યજ્ઞદ્વારા (ભુજ) ભોજન કરનારા દેવ એવો થાય છે. ભારતવર્ષના આર્યો જ્યારે યજ્ઞ કરતા નહિ, ત્યારે દેવો ભૂખ્યા રહેતા હતા અને યજ્ઞ થતાંજ તેમને અન્ન મળતું હતું. આ વાતો પુરાણોમાં સર્વત્ર લખેલી છે. દેવોનું નામ "ક્રતુભુજ" એજ ભાવ બતાવે છે. તે સિવાય "યજ્ઞભુજ" "હવિર્ભુજ" વગેરે અનેક નામો છે, તે પણ એજ ભાવ વ્યક્ત કરે છે.

અહીં શંકા થશે કે, દેવો ભોજનની બાબતમાં આટલા બધા પરાધીન શામાટે હતા? ભારતવર્ષના આર્યો યજ્ઞ કરે તોજ તેમને ભોજન મળે; અને કોઈ વર્ષ ભારતવાસી આર્યોએ યજ્ઞ ન કર્યા તો દેવોને અન્ન ન મળે, એવું કેમ? દેવો આટલા બધા પરાધીન શા માટે? શું દેવો પણ પોતાનું અન્ન બીજી કોઇ રીતે મેળવી શકતા ન હતા? કોઇ મનુષ્ય યજ્ઞ ન કરે તો દેવ શું ઉપવાસજ કરતા હતા? અથવા બીજી કોઇ રીતે પોતાનું ગુજરાન કરવાનો ઉપાય શોધતા હતા? આ બધી શંકાઓનો નિકાલ આપણે ભારતવર્ષ અને ત્રિવિષ્ટપનો પરસ્પર સંબંધ બરાબર જાણીશું ત્યારેજ થશે.

તિબેટ દેવોનું અને ભારતવર્ષ આર્યોનું સ્થાન છે, એમાં તો હવે શંકાજ થાય તેમ નથી. ભારતવર્ષ કૃષિપ્રધાન દેશ હોવાથી અને જમીન બહુ ફળદ્રૂપ હોવાથી તથા સિંધુ, ગંગા, યમુના, બ્રહ્મપુત્રા વગેરે મોટી મોટી નદીઓ હોવાથી થોડી મહેનતે ઘણું અનાજ ઉત્પન્ન થવાનો અહીં સંભવ હતો અને હાલમાં પણ છે. હાલમાં યૂરોપ, અમેરિકા, આસ્ટ્રેલીઆ વગેરે દેશોમાં વૈજ્ઞાનિક ઉન્નતિ ઘણીજ થઈ છે; તોપણ ભારતવર્ષજેવા ઘઉં ત્યાં પાકતા નથી. જો કે બીજા કેટલાય દેશોમાં અનાજ પેદા થાય છે; પણ ભારતવર્ષના અનાજ જેવી મીઠાશ તે બીજા દેશોના અનાજમાં નથી હોતી. આથી કેટલીક વાર એવું પણ કરવામાં આવે છે કે, આસ્ટ્રેલીઆના ખરાબ ઘઉં ભારતવર્ષમાં લાવે છે અને તેને બદલે ભારતવર્ષના ઉત્તમ ઘઉં વિલાયતમાં લઇ જાય છે. આથી સિદ્ધ થાય છે કે, અહીં ભારતવર્ષમાં અનાજ બહુજ ઉત્પન્ન થાય છે અને તે ઉત્તમ જાતનું પેદા થાય છે.

દેવજાતિની ઉન્નતિના દિવસોમાં બીજા કોઈપણ દેશમાંથી તેમને અનાજ મળવું અસંભવિત હતું; કેમકે ઉત્તર અને પશ્ચિમદિશાઓમાં જે જાતિઓ રહેતી હતી, તે બધી અસુર-રાક્ષસ જાતિઓ તિબેટનિવાસીઓની શત્રુજાતિઓ હતી. ત્યાં થોડુંઘણું અનાજ થતું હશે તોપણ શત્રુતાને લીધે તે દેવોને મળવાનો સંભવ ન હતો; પરંતુ ભારતવર્ષ સાથે એવી સ્થિતિ નહોતી. ભારતવાસી આર્યો દેવો સાથે સંબંધ રાખવા ઇચ્છતા હતા અને પોતાના ખાદ્ય પદાર્થોમાટે દેવો પણ કોઈ એવા દેશ સાથે સંબંધ રાખવા ઇચ્છતા હતા, કે જ્યાંથી પુષ્કળ અનાજ મળે; કેમકે તિબેટમાં ઘણોજ બરફ હોવાથી પુષ્કળ અનાજ પેદા થવું અને કરવું અશક્ય હતું. કેવળ ઠંડીને લીધે ત્યાં લીલોતરી પણ બહુ થતી નથી તો પુષ્કળ અનાજ તો ક્યાંથીજ પેદા થઇ શકે? આથી દેવજાતિ પોતાના ખાદ્ય પદાર્થોમાટે બીજા દેશ ઉપર આધાર રાખતી હતી. પશ્ચિમ અને ઉત્તરદિશાઓમાં શત્રુઓનાં રાજ્ય હોવાથી ત્યાંથી તો અનાજ મળવું અશક્યજ હતું; અને તે દેશો પણ ભારતવર્ષના જેટલા અનાજ ઉત્પન્ન કરનારા ન હતા. આથીજ દેવજાતિને પોતાના ભોજનમાટે બીજા દેશ ઉપર આધાર રાખવો પડતો હતો અને ભારતવર્ષજ એક તિબેટ પાસેનો એવો દેશ હતો, કે જ્યાંથી દેવો પોતાની સંપૂર્ણ જરૂરીઆતો પ્રાપ્ત કરી શકે.

સાથોસાથ ભારતીય આર્યલોકો અથવા અહીંના ખેડુતો અસુર, રાક્ષસ, ભૂત, પિશાચ વગેરેના હુમલાઓથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી ગયા હતા; અને તેમને હાંકી કાઢવાને પોતે અસમર્થ હોવાથી અસુર વગેરેથી તેમનું રક્ષણ કરે તથા રક્ષણને બહાને ભક્ષણ ન કરી જાય તેવી જાતિ સાથે મિત્રતા કરવા આતુર હતા. આર્યોને મિત્રતરીકે એવી દેવજાતિ મળી ગઇ હતી, કે જે જાતિ અસુર વગેરેને મારી હઠાવવા સમર્થ હતી; વિશ્વાસપાત્ર હતી અને સંધિના નિયમો પ્રમાણે ચાલે તેવી હતી. આથીજ નક્કી કરેલા પદાર્થો કરરૂપે મળવાથી દેવજાતિ આર્યોનું રક્ષણ કરતી હતી.

આ સંધિનુંજ નામ "યજ્ઞ" છે. યજ્ઞના બીજા બીજા ઘણાએ અર્થો થાય છે; પણ તેનો

અહીં કશો સંબંધ નથી. અહીં "રાષ્ટ્રાંતરીય સંધિ" (ઇન્ટરનેશનલ ટ્રિટિ) ના અર્થમાં આ શબ્દનો ભાવ જોઇશું. यज् ધાતુના અર્થ–

(૧) દેવોનો સત્કાર કરવો, (૨) દેવો સાથે સંગતિકરણ–અર્થાત્ મિત્રતા કરવી અને (૩) દાન–અર્થાત્ તેમને હવિર્દ્રવ્ય (અન્ન વગેરેના ભાગ) આપવું.

આ ત્રણ અર્થ જોઈએ. યજ્ઞમાં એ અર્થોનો મેળ બેસાડી જુઓ અને ઉપલી સ્થિતિમાં આ અર્થોની સંગતિ જુઓ, તો તેનું આધિભૌતિક તાત્પર્ય (અર્થાત્ માનવી વ્યવહારનું તાત્પર્ય) તરતજ સમજાશે. યજ્ઞમાં ઉપરની ત્રણ વાતો મુખ્ય હતી અને બીજા રીતરિવાજો ગૌણ હતા, એ વાત અહીં વિશેષ રૂપથી કહેવાની જરૂર નથી.

## (જ) યજ્ઞવિરોધી રાક્ષસો

રાક્ષસો યજ્ઞનો નાશ કરતા હતા, એવું વર્ણન પુરાણોમાં અનેક સ્થળે છે. જ્યાં ઋષિઓ યજ્ઞ કરવા લાગતા હતા, ત્યાં રાક્ષસો તે યજ્ઞોનો નાશ કરવાનો પ્રયત્ન કરતા હતા. એનું કારણ સ્પષ્ટજ છે કે, જે કાર્યમાં (૧) દેવોનો સત્કાર થતો, (૨) દેવો સાથે મિત્રતા અર્થાત્ સંધિ કરવાનો પ્રયત્ન થતો અને (૩) જે વડે દેવોને અન્ન વગેરે પુષ્કળ પદાર્થો મળવાનો સંભવ હતો; તે કાર્યો દેવોના શત્રુ અસુર, રાક્ષસ વગેરે શી રીતે ચાલવા અને વધવા દે તથા તેનો નાશ શામાટે ન કરે ? દેવજાતિનું ભલું થાય એવી વાત રાક્ષસોને પસંદ પડે, એ અશક્યજ હતું; કેમકે દેવો અને અસુરોને પરસ્પર અત્યંત વૈર હતું. રાક્ષસો જાણતા હતા કે, દેવોના રાજ્યમાં પૂરતું અનાજ પેદા થતું નથી અને દેવોને અન્ન વગેરે પદાર્થો આપવામાટે આર્યો હમેશાં એવા યજ્ઞો કરે છે; તેમજ જ્યાંસુધી જોઇતું અનાજ વગેરે ત્યાંથી મળશે ત્યાંસુધી દેવો જોરાવરજ રહેશે. આથી યજ્ઞોનો નાશ કરીને દેવોને મદદ કરવાના કાર્યમાં વિઘ્ન નાખવાના હેતુથી રાક્ષસો યજ્ઞનો નાશ કરવામાટે કમ્મર કસીને તૈયાર રહેતા હતા. શત્રુને મદદ મળતી બંધ કરવી, એ પણ યુદ્ધનો એક ભાગ છે અને રાક્ષસો તે બરાબર જાણતા હતા.

દેવો પણ જાણતા હતા કે, રાક્ષસો આ રીતે મળતી મદદ બંધ કરે છે, તેથી તેઓ જ્યાં પણ યજ્ઞ ચાલતા હતા ત્યાં યજ્ઞકર્તાના પક્ષમાં રહેતા અને રાક્ષસોને હરાવીને પોતાનો (હવિર્ભાગ) અન્નભાગ લેતા હતા. આ ઉપરથી યજ્ઞનો ભંગ કરવાનો રાક્ષસોનો શો હેતુ હતો તે લક્ષમાં આવશે. દેવજાતિને મળતી મદદ બંધ કરવી, એજ તેમનો મુખ્ય હેતુ હતો.

## (ઝ) યજ્ઞોમાં દેવોની હાજરી

આધિભૌતિક યજ્ઞનું–અર્થાત્ માનવવ્યવહારરૂપ યજ્ઞનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાટે દેવો યજ્ઞોમાં જઈને જાતે હાજર રહેતા હતા કે નહિ, તેનો વિચાર કરવો જોઇએ. બ્રાહ્મણ વગેરે ગ્રંથોમાં અને પુરાણોમાં પણ લખ્યું છે કે, પ્રાચીનકાળમાં દેવીઓ જાતે યજ્ઞમાં આવતી હતી અને હવિર્ભાગ–અર્થાત અન્નભાગ જાતે લેતી હતી; પરંતુ પાછળથી તેમણે યજ્ઞમાં જાતે આવવાનું છોડી દીધું. યજ્ઞોમાં દેવોની હાજરીનાં વર્ણન મહાભારતમાં પણ કેટલીએ જગ્યાએ છે; અને બીજાં પુરાણોમાં પણ કેટલીએ જગ્યાએ છે. આ વિષે મહાભારતનું સુકન્યાનું આખ્યાન અથવા ચ્યવનઋષિની કથા સમજવા જેવી છે.

## (ટ) ચ્યવનઋષિ

ચ્યવનઋષિની કથા અથવા સુકન્યાનું આખ્યાન મહાભારતના વનપર્વમાં અધ્યાય ૧૨૧ થી ૧૨૫ સુધીમાં છે. ત્યાં આ આખ્યાન વાચક પુરેપુરૂં જોઇ શકશે. તેનો સારાંશ એ છે કે:–

"શર્યાતિ નામનો એક રાજા હતો. તેને સુકન્યા નામે એક કન્યા હતી. આ કન્યાએ ચ્યવનઋષિનો કંઇ ગુન્હો કર્યો, તેથી રાજાને બહુ દુઃખ થયું. પાછળથી રાજાએ પોતાની કન્યાનું

ચ્યવનઋષિ સાથે લગ્ન કરી તેને કન્યાદાનમાં આપી. આથી ચ્યવનઋષિ સંતોષ પામ્યા. ચ્યવનઋષિ ઘણા વૃદ્ધ હતા અને આ કન્યા જુવાન હતી. એક વખત દેવોના વૈદ્ય અશ્વિનીકુમારો ત્યાં આવ્યા. તેમણે સુકન્યાને કહ્યું કેઃ–'વૃદ્ધ ચ્યવનને ત્યજી દે અને અમારી સાથે લગ્ન કર.' સુકન્યાએ તે ગણકાર્યું નહિ. ત્યારબાદ વાતચીત થતાં અશ્વિનીકુમારોએ કંઇ ચિકિત્સાથી ચ્યવનને યુવાન બનાવવાનું સ્વીકાર્યું. તેમણે પોતાની ચિકિત્સાથી ચ્યવનને યુવાન બનાવ્યા. આ ઉપકારના બદલામાં અશ્વિનીકુમારોને યજ્ઞમાં અન્નભાગ દેવાનો પણ ચ્યવનઋષિએ સ્વીકાર કર્યો; કેમકે અત્યારસુધી અશ્વિનીકુમારોને–વૈદ્યોને–યજ્ઞમાં અન્નભાગ લેવાનો અધિકાર ન હતો. અંતે ચ્યવનઋષિએ યજ્ઞ કર્યો, તેમાં સઘળા દેવો આવ્યા; અને જ્યારે ચ્યવનઋષિ અશ્વિનીકુમારોને અન્ન આપવા લાગ્યા, ત્યારે દેવસમ્રાટ્ ઇંદ્રે કહ્યું કેઃ–

॥ इंद्र उवाच ॥

उभावेतौ न सोमार्हौ नासत्याविति मे मतिः। भिषजौ दिवि देवानां कर्मणा तेन नार्हतः॥

॥ च्यवन उवाच ॥

महोत्साहौ महात्मानौ रूपद्रविणवित्तरौ। यौ चक्रतुर्मां मघवन्वृंदारकमिवाऽजरम्॥
ऋते त्वां विबुधांश्चान्यान्कथं वै नार्हतः सवम्। आश्विनावपि देवेन्द्र देवौ विद्धि पुरन्दर॥

॥ इंद्र उवाच ॥

चिकित्सकौ कर्मकरौ कामरूपसमन्वितौ। लोके चरन्तौ मर्त्यानां कथं सोममिहाऽर्हतः॥

॥ लोमश उवाच ॥

एतदेव तदा वाक्यमाम्रेडयति देवराट्। अनादृत्य ततः शक्रं ग्रहं जग्राह भार्गवः॥

॥ इंद्र उवाच ॥

आभ्यामर्थाय सोमं त्वं ग्रहिष्यासि यदि स्वयम्। वज्रं ते प्रहरिष्यामि घोररूपमनुत्तमम्॥
एवमुक्तः स्मयन्निंद्रमभिवीक्ष्य स भार्गवः। जग्राह विधिवत्सोममश्विभ्यामुत्तमं ग्रहम्॥
ततोऽसौ प्राहरद्वज्रं घोररूपं शचीपतिः। तस्य प्रहरतो बाहुं स्तंभयामास भार्गवः॥

(મહા૦ વનપર્વ અ૦ ૧૨૪, શ્લોક ૯ થી ૧૩ અને ૧૫ થી ૧૭)

ઇંદ્રે કહ્યુંઃ–"આ બન્ને અશ્વિનીકુમારો સ્વર્ગમાં દેવતાઓની દવા કરે છે, તેમને સોમદાન આપવું યોગ્ય નથી."

ચ્યવનઋષિએ કહ્યુંઃ–"હે ઇંદ્ર! આ બન્ને અશ્વિનીકુમારો સમર્થ મહાત્મા, અત્યંત ઉત્સાહી તથા રૂપ અને ધનવાળા છે. તેમણે મને દેવતાઓની પેઠે વૃદ્ધાવસ્થારહિત–યુવાન કર્યો છે. હે ઇંદ્ર! તમને અને બીજા દેવતાઓને યજ્ઞભાગ મળે અને તેમને શામાટે નહિ? તેઓ પણ દેવતાજ છે ને!"

ઇંદ્રે કહ્યુંઃ–"હે ચ્યવનઋષિ! એ બન્ને ચિકિત્સા કરનારાઓ ઇચ્છાનુસાર રૂપ ધારણ કરીને મનુષ્યલોકમાં ફરનારા છે, તો પછી તેઓ શી રીતે સોમને લાયક છે?"

લોમશ મુનિએ કહ્યુંઃ–"ઇંદ્ર આ વચનો બીજીવાર બોલવા જતો હતો તેવામાંજ ભૃગુપુત્ર ચ્યવને ઇંદ્રનો અનાદર કરીને અશ્વિનીકુમારોને સોમભાગ આપ્યો. ત્યારે ઇંદ્રે કહ્યુંઃ–"જો તમે તેમને સોમ આપશો તો હું તમારા ઉપર ભયંકર વજ્ર ચલાવીશ." આમ કહેવા છતાં પણ ઇંદ્ર તરફ જોઇને કંઇક હસીને ચ્યવને અશ્વિનીકુમારોને સોમ આપ્યો. ત્યારે ઇંદ્રે ચ્યવનઋષિ ઉપર વજ્ર ચલાવ્યું; પરંતુ તેજ વખતે ચ્યવને ઇંદ્રના હાથને સ્થિર કરી દીધો."

આ કથા ઉપરથી સ્પષ્ટ થાય છે કે, ઇંદ્રાદિ દેવ જાતેજ ભારતવર્ષમાં આવતા હતા; યજ્ઞમાં જાતેજ હાજર રહેતા હતા; પોતાના માનમરતબામાં અથવા આદરસત્કારમાં વધારોઘટાડો થવાથી પરસ્પર લડતા પણ હતા અને પછી પોતાને માટેનો યોગ્ય અન્નભાગ સાથે લઇને ચાલ્યા જતા હતા–અર્થાત્ જેમ આપણો મનુષ્યોનો વ્યવહાર થાય છે, તેવોજ તેમનો

વ્યવહાર તે પ્રાચીનકાળમાં ચાલતો હતો.

અશ્વિનીકુમાર વૈદ્ય હોવાથી તેઓ દરેક રોગીને ઘેર જતા હતા, તેથી તેમને યજ્ઞભ માટે અયોગ્ય ગણ્યા હતા; પરંતુ ચ્યવનઋષિના પ્રયત્નથી તેમને અન્નભાગ મળવા લાગ્યે આથી સ્પષ્ટ થાય છે કે, કેટલાક દેવોનો યજ્ઞમાં અધિકાર ઓછો, કેટલાકનો વધારે અને કે લાકનો બિલકુલ ન હતો.

યજ્ઞભાગ, હવિર્ભાગ અને અન્નભાગનું તાત્પર્ય એટલુંજ નથી કે ત્યાં યજ્ઞ વખતેજ થો અન્નભાગ જમવો; પરંતુ તેનું તાત્પર્ય એ છે કે, ધાન્યાદિ પદાર્થોનો ભાગ પણ અહીં લઇ જવો. કેમકે આ યજ્ઞોમાં જે ધાન્યાદિ તેમને મળતું તેમાંથી તેમનું વર્ષપર્યંત ગુજર ચાલતું હતું. માત્ર ત્યાંજ પેટપૂરતું ભોજન મળે તો તેથી તેમનું ગુજરાન માત્ર એક દિવસજ થાય અને એટલાથી કંઇ તેમનું કામ ચાલે તેમ ન હતું.

દેવતાઓ યજ્ઞથી જીવતા હતા, તેનું તાત્પર્ય આટલા વિચારથી વાચકોના મનમાં ઠ ઠીક સમજાયું હશે. આથી નીચેના શ્લોકનો હેતુ પણ સ્પષ્ટ થાય છેઃ–

**देवान्भावयतानेन ते देवा भावयन्तु वः । परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥**

(ભગવદ્‌ગીતા ૩–૧૧

"તમે આ યજ્ઞથી દેવતાઓને સંતોષતા રહો અને તે દેવતાઓ તમને સંતોષ રહો. આ રીતે પરસ્પર એકબીજાને સંતોષતા રહીને બન્ને પરમશ્રેય અર્થાત્ કલ્યાણ પ્રાપ્ત કરો. અર્થાત આ યજ્ઞથી દેવોની મદદ આર્યોને અને આર્યોની દેવોને મળે છે; અને પરસ્પર મદદથી બન્નેનું કલ્યાણ થાય છે. આ યજ્ઞ આ રીતે બન્નેને સંતોષ આપતા હતા. આ બ વાતો વિચારપૂર્વક જોવી જોઈએ; કેમકે તે મહાભારત કરતાં કેટલાંય સૈકાં પહેલાંના કાળ છે, અને મહાભારતના લેખકને પણ આ ઐતિહાસિક વાતવિષે શંકા ઉપજી હતી. મહાભ રતના લેખક એટલેસુધી શંકાશીલ હતા કે, તેમને સર્પજાતિના લોકો મનુષ્ય હતા કે સા હતા તે વિષે પણ શંકા હતી; તેથી કોઇ જગ્યાએ લખે છે કે તેઓ સાપ હતા, અને કો જગ્યાએ તેમને મનુષ્ય જેવા લખે છે. આજ રીતે દેવદાનવો વગેરેના વિષે પણ તેમને કંઇ ખ્યા કલ્પના નહોતી આવી; પરંતુ જે કથાઓ તે વખતે પ્રચલિત હતી, તે બધીને એકસા જોડીને તેમણે લખી છે. હવે આપણેજ વિચાર કરીને નક્કી કરવું જોઇએ કે, ઐતિહાસિ દૃષ્ટિએ તે કથાઓદ્વારા શું સિદ્ધ થાય છે? દેવોવિષે આપણે અહીં જે વાતો જોઇ તે તેમનું વાસ્તવિક સ્વરૂપ સ્પષ્ટતાથી વ્યક્ત થયું છે કે, તેઓ તિબેટમાં રહેતા હતા અને ભા તવાસીઓના મિત્ર થઇને તેમનું રક્ષણ કરતા હતા તથા ભારતવાસીઓ પણ તેમને આહુ હતા–અર્થાત આર્ય અને દેવ એ બંને પરસ્પર મિત્રજાતિઓ હતી તથા તેમનું કલ્યા એકબીજાના ઉપર આધાર રાખતું હતું. આથી પણ સિદ્ધ થાય છે કે, દેવો પણ મનુષ્ય જેવા માનવજાતિના માણસો હતા.

## (ક) સ્વર્ગનદી અથવા સ્વર્ણદી

ગંગાનું નામ "સ્વર્ગનદી" અથવા "સ્વર્ણદી" છે. તેનાં બીજાં નામ આ પ્રમાણે છેઃ

**मंदाकिनी वियद्गंगा स्वर्णदी सुरदीर्घिका ।** (અમરકોષ ૧–૪૯

"વિયદ્‌ગંગા, સ્વર્ણદી, સુરદીર્ઘિકા" એ શબ્દો "દેવોની નદી" એજ અર્થમાં વપરા છે. "સુરસરિત, સુરનદી, અમરગંગા, દેવનદી" વગેરે શબ્દ પણ એજ ગંગા નદીના વાચ છે. એ શબ્દો સ્પષ્ટ બતાવે છે કે, એજ ગંગાનદી દેવોના રાજ્યમાંથી વહેતી વહેતા અહ આવી છે. તે શરૂઆતમાં દેવોની નદી હતી. ભારતવર્ષમાં આવીને એજ નદી આર્યોને સુ

આપે છે. આ ગંગાનદીના વાચક શબ્દો પણ ' તિબેટ દેવોનો દેશ છે ' એજ ભાવ વ્યક્ત કરે છે. નદીવાચક શબ્દ આ પ્રમાણે સ્પષ્ટરીતે સ્થાનનિર્દેશ કરે છે; તેથી દેવોનું રાષ્ટ્ર નક્કી કરવામાં એ શબ્દો બહુજ મદદગાર થઈ પડશે.

## (૬) દેવોનો અન્નભાગ

આ રીતે દેવ નામની માનવજાતિ ત્રિવિષ્ટપ–તિબેટમાં રહેતી હતી; અને તે પોતાના ભોજનાદિ દ્રવ્યમાટે ભારતવાસીઓ ઉપર આધાર રાખતી હતી. ભારતીય આર્ય લોકો યજ્ઞયાગ કરતા હતા અને ઇંદ્ર વગેરે દેવતાઓના નામથી હાલના મુષ્ટિફંડ પેઠે અન્નનો મુઠ્ઠી જેટલો અથવા વધારે ભાગ જૂદો કાઢતા હતા. દેવોને માટે અન્નભાગ જૂદો કાઢયા-સિવાય આર્યલોકો કોઇ પણ અન્ન જમતા નહિ. આ રીતે દેવોને માટે આવશ્યક અન્ન-ભાગ ભારતવર્ષમાંથી મળતો હતો. દેવોને અન્નભાગ પહોંચાડવાની વ્યવસ્થા સર્વ નાના અને મોટા યાગોમાં યાગના પ્રમાણમાં તથા યજમાનની શક્તિ પ્રમાણે થતી હતી.

## (૭) યજ્ઞનું પારિતોષિક

આ રીતે યજ્ઞદ્વારા દેવોને અન્નભાગ દેવાનું સ્પષ્ટ કારણ તેઓ આર્યોનું રક્ષણ કરતા હતા, એજ છે; પરંતુ એ સિવાય પણ યજ્ઞકર્તાઓને એક ભારે પારિતોષિક મળતું હતું, એવું "સ્વર્ગવાસ"ના નામથી પ્રસિદ્ધ છે. હાલમાં સ્વર્ગવાસનો અર્થ ઉંધોજ થાય છે. સ્વર્ગ-વાસ, કૈલાસવાસ, વૈકુંઠવાસ વગેરે શબ્દો હાલમાં મરણ પછીની સ્થિતિ દર્શાવવામાટે વપ-રાય છે; પરંતુ જ્યારે દેવજાતિ હયાત હતી અને તેમને આર્યો સાથે પરસ્પર હળવામળવા-નો સંબંધ હતો, ત્યારે ઉપલા સ્વર્ગવાસ વગેરે શબ્દો મરણ પછીની સ્થિતિ દર્શાવવામાટે ન હતા. મહાભારતમાં પણ તેનાં કેટલાંય પ્રમાણો મળી આવે છે.

(૧) અસ્ત્રવિદ્યા શીખવામાટે વીર અર્જુન સ્વર્ગમાં ગયો હતો; ઇંદ્ર પાસે ચાર વર્ષ રહ્યો હતો અને ત્યાં અસ્ત્રવિદ્યા શીખીને પાછો આવ્યો હતો. આ પ્રમાણે અર્જુનનો આ સ્વર્ગવાસ જીવતાંજ થયો હતો.

(૨) નારદમુનિ સ્વર્ગમાંથી ભારતવર્ષમાં અને ત્યાંથી નાગલોકમાં કેટલીયે વાર ફરી આવ્યા હતા. તેમને દેવોના મુનિ કહેતા હતા. તેમનું રાજનૈતિક કાર્ય ઇતિહાસ-માં પ્રસિદ્ધ છે. તે સ્વર્ગમાં રહેતા થકા ભારતમાં પણ રહેતા હતા.

(૩) લોમશમુનિ સ્વર્ગમાં ગયા હતા અને ત્યાંની હકીકત તેમણે ધર્મરાજને કહી સંભળાવી હતી. (વન૦ અ૦ ૯૧ )

આ બધા જીવતાછતાંજ સ્વર્ગવાસી થયા હતા. આ રીતે કેટલાંયે પ્રમાણ આપી શકાય તેમ છે; પરંતુ તે બધાં અત્રે રજુ કરવાની જરૂર નથી. મહાભારત વાંચતાં વાંચતાં તે પ્રમાણો વાચકોના જોવામાં આવશેજ. તાત્પર્ય એ છે કે, તે અતિપ્રાચીન સમયમાં સ્વર્ગ-વાસ જીવતાંજ થતો હતો અને તેનો અર્થ " તિબેટનિવાસ " એટલોજ હતો. અહીં વાચક પૂછશે કે, સ્વર્ગની લાલચ આટલી બધી શામાટે ? ત્યાં ખાવાનું અન્ન તો પેદા થતું નથી, તોપછી ત્યાં જઇને રહેવામાં સુખ કેવા પ્રકારનું થાય ? જેમણે હિમાલયની મુસાફરી કરી હશે તેમને એનો જવાબ આપવાની જરૂર નથી. હિમાલયના ડુંગરાઓમાં ખાવાપીવાના પુષ્કળ પદાર્થો મળતા નથી; પરંતુ ત્યાંનાં દૃશ્ય, ત્યાંની આબોહવાનાં સુખ અને ત્યાંની શાંતિ અ-દ્વિતીયજ છે. આથી હાલમાં પણ ઉત્તરહિંદુસ્તાનના લોકો મહીના–બે મહીનાની રજાઓમાં "પહાડની સહેલ" કરવામાટે અવશ્ય જાય છે; તથા પૈસાદાર લોકો સોલન વગેરે સ્થાનો-માં નાનકડાં મકાન બંધાવવા ઇચ્છે છે. આથી સ્પષ્ટ થાય છે કે, હિમાલય અને તેના ઉત્તર-

ભાગનાં સ્થાનોમાં કંઇક વિશેષ સુખ છે, કે જે અહીં પુષ્કળ ધાન્ય હોવા છતાં પણ મળી શકતું નથી. આથીજ પ્રાચીનકાળના લોકો પોતાને સ્વર્ગમાં સ્થાન મળે તે માટે પ્રયત્ન કરતા હતા અને સ્થાન મળતાં વૃદ્ધાવસ્થામાં ત્યાં જઇને આનંદપૂર્વક રહેતા હતા. ભારતવર્ષમાં જે જીવનકલહ છે તે ત્યાં નથી; સાદી રહેણી તથા ઉત્તમ આબોહવાને લીધે આરોગ્ય સ્વાભાવિક રીતેજ ત્યાં સારૂં રહે છે; અને જળની નિર્મળતાને લીધે રોગ ઓછા થાય છે, વગેરે અનેક સુખ સ્વર્ગદેશમાં મળે છે. આથી ભારતીય લોક સ્વર્ગમાં થોડી પણ જગ્યા મેળવવા ઈચ્છતા હતા અને જેઓ પુષ્કળ યજ્ઞયાગો કરતા હતા તથા દેવોને ખૂબ ધાન્યાદિ આપતા હતા; તેમને તિબેટમાં થોડી જગા પણ અપાતી હતી. આ વિષે મહાભારતમાં જે કહ્યું છે તે જુઓઃ-

अष्टक उवाच-पृच्छामि त्वां मा प्रपत प्रपातं यदि लोकाः पार्थिव संति मेऽत्र ॥
यद्यन्तरिक्षे यदि वा दिवि स्थिताः क्षेत्रज्ञं त्वां तस्य धर्मस्य मन्ये ॥९॥
ययातिरुवाच-यावत्पृथिव्यां विहितं गवाश्वं सहारण्यैः पशुभिः पार्वतैश्च ।
तावल्लोका दिवि ते संस्थिता वै तथा विजानीहि नरेन्द्रसिंह ॥ १०॥

( મહા૦ આદિ૦ અ૦ ૯૨ )

અષ્ટકે કહ્યુંઃ-" હે પૃથ્વીનાથ! મને જણાય છે કે, આપ ધર્મથી પ્રાપ્ત થનારાં સર્વ સ્થાનોને જાણો છો; તેથી પૂછું છું કે, સ્વર્ગ વગેરે લોકમાં મારા પુણ્યથી મળેલી કોઈ જગ્યા છે કે નહિ ?"

યયાતિએ કહ્યુંઃ-"હે નરેન્દ્રસિંહ ! સાંભળો, આ ભૂમંડળમાં ગાય, ઘોડા તથા પર્વતનાં જેટલાં પશુ છે; તેટલાં સ્થાન તમે તમારા પુણ્યવડે સ્વર્ગલોકમાં મેળવેલાં છે."

આ સંવાદ ઉપરથી સમજાય છે કે, આ કર્મભૂમિ ભારતવર્ષમાં યજ્ઞાદિ કર્મ કરીને તેમાં દેવતાઓને પુષ્કળ અન્નભાગ આપવાથી ત્રિવિષ્ટપમાં રહેવામાટે સ્થાન મળતું હતું. અષ્ટક રાજાને આવાંજ સ્થાનો મળ્યાં હતાં, એવું જ્યારે યયાતિ જીવિત દશામાંજ સ્વર્ગમાં ગયા હતા ત્યારે તેમણે પ્રત્યક્ષ જોયું હતું; અને તેજ વાત તેમણે અષ્ટકને કહી હતી. સ્વર્ગમાં સ્થાન મેળવવા માટે અહીં યજ્ઞો કરવા અને તે દ્વારા દેવજાતિના મનુષ્યોને અન્નભાગ આપવો, એજ માત્ર એક ઉપાય હતો.

ભારતવર્ષની જમીન સારી ફળદ્રૂપ હોવાથી અહીં એટલું બધું ધાન્ય નીપજતું હતું કે તેને ખાનારા પૂરતી સંખ્યામાં ન હતા. હાલમાં પણ જો યૂરોપીયનો અહીંથી અનાજ ન લઇ જાય, તો અહીં ઉત્પન્ન થતું ધાન્ય ઓછામાં ઓછાં ત્રણ વર્ષસુધી અહીંના લોકોને ચાલે. યૂરોપવાસીઓ ધાન્ય લઇ જાય છે, તેથીજ અહીંના લોકોને દરવર્ષે દુકાળ ભોગવવો પડે છે; નહિ તો આ ભૂમિ એવી નથી કે આવી રીતે દુકાળો સતાવ્યા કરે. તાત્પર્ય કે, અહીં ધાન્ય પુષ્કળ હતું અને એટલું બધું પાકતું હતું કે તેનો ઉપયોગ કરવાનીજ તેમને ચિંતા હતી.

## (ણ) દાનની પ્રથા

અતિથિસત્કાર અને દાનની પ્રથા ભારતવર્ષના ધર્મમાં જેટલી વધારે છે તેટલી કોઇ-પણ દેશના ધર્મમાં નથી. આખી બ્રાહ્મણજાતિ કેવળ બીજાઓએ આપેલા ધાન્ય ઉપરજ જીવતી હતી અને તે સિવાય પણ બીજા ભિક્ષુ વગેરે અનેક હતા. હરેક વખતે બ્રાહ્મણભોજન, જ્ઞાતિ-ભોજન, અતિથિભોજન, સહસ્રભોજન વગેરે જેટલાં ભારતીય ધર્મમાં દેખાય છે, તેટલાં બીજી જગ્યાએ નથી જોવામાં આવતાં. નાનામાં નાના સંસ્કારો સમયે પણ જ્ઞાતિભોજન અવશ્ય થતું હતું. ગુરુકુળોમાં પચાસ પચાસ હજાર વિદ્યાર્થીઓ રહેતા હતા અને તે બધાનો નિભાવ દાન મળેલા ધાન્યાદિમાંથીજ થતો હતો. ભારતવર્ષની આ દાનપ્રથા જોઇએ, તો તેની સાથે બીજા

કોઇ પણ દેશની સરખામણીજ થઇ શકે તેમ નથી. બીજા દેશોના ધર્મમાં દાનનું મહત્ત્વ દર્શાવ્યું છે; પણ આટલું અન્નદાન કયાંય પણ નથી. કારણ તેનું એટલુંજ છે કે, બીજા દેશોમાં ધાન્યની ઉત્પત્તિ ઓછી અને ભારતવર્ષમાં ઘણી થાય છે. "દાન પોતાને ઘેરથી શરૂ થાય છે ( ચેરીટી બીગીન્સ એટ હોમ )" એ વાકય યૂરોપમાં પેદા થયું છે. તેનું કારણ ત્યાં ધાન્યનો સદા દુકાળજ છે. જ્યારે ભારતવર્ષમાં જેટલા પણ અતિથિ આવે તેમને પેટપૂરતું અન્ન આપો અને પછી જાતે ભોજન કરો; એ ધર્મ એટલાજ માટે પ્રસર્યો કે અહીં હમેશાં અન્નનો સુકાળજ હતો અને હજુ પણ છે. આ સ્થિતિ જોવાથી અન્નદાન કરવાની પ્રથા શા-માટે શરૂ થઈ અને ભારતીય આર્યલોકો અન્નદાનથી તિબેટના દેવોનું બળ કેવી રીતે વધારતા હતા, તે સમજાય છે.

**यज्ञ उ देवानामन्नम् ।** ( શ૦ બ્રા૦ ૮–૧–૨–૧૦ )

"યજ્ઞ એજ દેવોનું અન્ન છે"–અર્થાત યજ્ઞથીજ દેવોને અન્ન મળે છે. ઇંદ્રને માટે આ અન્નભાગ, વરુણમાટે આ અન્નભાગ, એ પ્રમાણે જે માણુસ વધારેમાં વધારે અન્નભાગ આપતો હતો, તેને સ્વર્ગલોકમાં વધારે ઉત્તમ સ્થાન રહેવા માટે મળતું હતું.

ભારતીય સમ્રાટો મોટા મોટા યજ્ઞ કરતા હતા અને તે વખતે દેવોને બહુજ અન્નભાગ મળતો હતો. જે ભારતીય સમ્રાટ્ સો યજ્ઞો કરતો હતો તેને સ્વર્ગમાં સૌથી સુંદર અને શ્રેષ્ઠ સ્થાન મળતું હતું. આનું તાત્પર્ય પૂર્વોક્ત વર્ણન વાંચવાથી સ્પષ્ટ સમજાય છે. પ્રાચીનકાળમાં કેટલાય યજ્ઞો સેંકડો વર્ષોસુધી ચાલતા હતા;અને તેમાં દેવતાઓને જે અન્નદાન અપાતું હતું, તેનો કંઇ શુમારજ ન હતો. આ યજ્ઞો જેમ દેવતાઓને અન્નદાન આપવા માટે રચ્યા હતા, તેમ તે ભારતીય આર્યોની આંતરિક એકતા કરવામાટે પણ હતા; પરંતુ તેનો વિચાર કોઇ બીજે પ્રસંગે કરીશું. અહીં આપણે દેવજાતિનીજ વાત કરીએ છીએ, એટલે તેનો અહીં વિચાર કરવાની જરૂર નથી.

આ સર્વ વર્ણન ઉપરથી વાચકોના ખ્યાલમાં એ વાત તો ચોક્કસ ઠસી હશે કે, ભારત-વર્ષની ઉત્તરદિશાના તિબેટ દેશમાં અર્થાત્ ત્રિવિષ્ટપમાં "દેવ" નામની મનુષ્યજાતિ રહેતી હતી; અને તે જાતિ ભારતીય આર્યજાતિની મિત્રજાતિ હતી તથા આ મિત્રતા બન્ને જાતિઓ-નું–અર્થાત દેવો અને આર્યોનું હિત વધારવા માટે થઇ હતી.

## (त) અસુર ભાષામાં 'દેવ' શબ્દનો અર્થ

અમે પહેલાં બતાવ્યુંજ છે કે, દેવોના રાજ્યની પશ્ચિમ અને ઉત્તરદિશાઓમાં અસુરો અને રાક્ષસોના દેશ હતા; તેથી આપણે શોધી કહાડવું જોઇએ કે, તેમની ભાષામાં 'દેવ'શબ્દનો અર્થ શું છે. અસુરોની ભાષા ઝિંદ છે. એ ભાષામાં દેવ શબ્દનો અર્થ 'રાક્ષસ'જ છે. અસુરભાષામાં ક્રૂર, દુષ્ટ, વિનાશક, હત્યા કરનાર, એવાજ અર્થમાં 'દેવ' શબ્દ વપરાય છે. પર-શિયન અને ઉર્દુ ભાષામાં–અર્થાત અસુરભાષામાંથી ઉત્પન્ન થયેલી બીજી ભાષાઓમાં પણ દેવ શબ્દનો અર્થ રાક્ષસજ થાય છે.

આનું તાત્પર્ય સમજવામાટે બહુ દૂર જવું પડે તેમ નથી. જે રીતે અસુરો અને રાક્ષસો દેવોના રાજ્ય ઉપર હુમલા કરતા હતા અને રાતદિવસ દેવોને સંતાપતા હતા; તેજ પ્રમાણે ઇંદ્ર પોતાની દેવસેના લઇને અસુરોના દેશો ઉપર હુમલા કરતો હતો, અસુરોનાં ગામો બાળતો હતો,તેમના કિલ્લાઓ છિન્નભિન્ન કરતો હતો અને તેમની કતલ કરતો હતો–અર્થાત જે રીતે અસુરજાતિના લોકો દેવોને દુઃખ દેતા હતા; બરાબર તેજ પ્રમાણે દેવો પણ અસુરોને દુઃખ દેતા હતા. આથીજ ' અસુર ' શબ્દ દેવભાષા(સંસ્કૃત)માં ભયાનક અર્થમાં વપરાવા લાગ્યો અને

'દેવ' શબ્દ અસુરભાષાઓમાં ઘાતકીના અર્થમાં વપરાવા લાગ્યો; કેમકે અસુરોવિષે જેવો કડવો અનુભવ દેવોને થયો હતો, તેથી પણ વધારે કડવો અનુભવ દેવોવિષે અસુરોને થયો હતો. આથીજ એકબીજાની ભાષાઓમાં ઉપલો શબ્દ આવા વિલક્ષણ અર્થમાં વપરાયો છે.

એનું એક ઉદાહરણ હાલમાં પણ જોઈ શકાય છે. મહારાષ્ટ્રમાં હાલમાં બાળકોને 'એ પઠાણ આવ્યો' એમ કરીને બીવડાવે છે; અને પઠાણોના દેશમાં 'એ મરાઠો આવ્યો' એમ કરીને બીક બતાવે છે. તાત્પર્ય એનું એ છે કે, એ લોકોએ એકબીજાના દેશમાં ઘણીજ ખુનામરકી ચલાવી હતી. કેટલોક કાળ એ ખુનામરકીની યાદ રહે છે, અને ત્યારપછી તે રૂઢ શબ્દો તેજ અર્થમાં વપરાય છે. અનંત કાળ વીત્યા પછી એનું મૂળકારણ ભૂલાઇ જાય છે અને શબ્દનો અર્થજ શેષ રહી જાય છે. શબ્દની વ્યુત્પત્તિ કરનારાઓને જો મૂળ ઈતિહાસની ખબર હોય તોજ તે વ્યુત્પત્તિ બરાબર કરે છે;અને નહિ તો મનથીજ ઉપજાવી કાઢેલી વ્યુત્પત્તિ ઘડે છે. મૂળકારણની બરાબર ખબર ન હોવાથી એમ થાય, એ અત્યંત સ્વાભાવિક છે. ભારતવર્ષમાં તો એનાં ઉદાહરણો અનેક છે. દેવવાણી–દેવભાષા( સંસ્કૃતભાષા )ના શબ્દોમાં શતાબ્દીઓનો ઇતિહાસ ભર્યો પડેલો હોવાથી દરેક શબ્દની ઉત્પત્તિ અને વ્યુત્પત્તિઓ અનેકોએ અનેક પ્રકારે દર્શાવી છે. એમાં કેટલીક ઐતિહાસિક દૃષ્ટિએ બરાબર છે અને કેટલીક ભૂલભરેલી છે; પરંતુ હાલમાં તેનો પત્તો મેળવવા માટે ઇતિહાસની બરાબર શોધ કરવી જોઇએ અને જોવું જોઈએ કે, તે વખતે ઐતિહાસિક સ્થિતિ કેવા પ્રકારની હતી. અસ્તુ. અહીં આપણે 'દેવ' શબ્દનો અર્થ અસુરભાષામાં જોયો તો તે( ડેવીલ )સેતાનના અર્થમાં વપરાયલો જણાય છે, તેથી પણ અનુમાન થાય છે કે, જેમ અસુરો દેવોને સતાવતા હતા; તેજ પ્રમાણે દેવો અસુરજાતિને પણ સતાવતા હતા. એટલે પરસ્પર શત્રુ હોવાથીજ પરસ્પરના વાચકશબ્દ પરસ્પરની ભાષામાં ક્રૂર અર્થ બતાવનારા પ્રસિદ્ધ થયા.

જો કે સંસ્કૃતમાં અસુર અને દેવ શબ્દોના અર્થ સારો અને ખરાબ એવા પણ થાય છે; છતાં પણ અસુર એટલે ખરાબ અને દેવ એટલે સારો, એ અર્થ વધારે વપરાય છે. આથી થોડા પ્રયોગવાળા બીજા અર્થ ઉપલા નિયમને બાધક થઇ શકતા નથી. આથી સિદ્ધ થાય છે કે, એ બન્ને જાતિઓ–અર્થાત અસુરજાતિ તથા દેવજાતિ–પરસ્પર શત્રુજાતિ હતી અને મનુષ્યોના જેવોજ તેમનો આકાર હતો, એમાં હવે સંદેહજ નથી.

## (થ) દેવભાષા

જે ભાષાને હાલમાં આપણે સંસ્કૃત ભાષા કહીએ છીએ, તેનું નામ દેવભાષા પણ છે. તેનાં બીજાં નામ "દેવવાણી, દેવવાક્, દૈવી વાક્, અમરવાણી, અમરભાષા, સુરગી, સુરવાણી" વગેરે અનેક છે. એનો અર્થ એજ છે કે, એ દેવજાતિની ભાષા હતી–અર્થાત જે જાતિ ત્રિવિષ્ટપમાં રહેતી હતી, તે માનવજાતિનું નામ "દેવ" હતું; અને હાલમાં જેને સંસ્કૃતભાષા કહે છે, તેજ તેમની વ્યવહારૂ ભાષા હતી.

આ ભાષાનો વપરાશ સિદ્ધ કરે છે કે, એ ભાષા બોલનાર દેવ નામની જાતિ પ્રાચીનકાળમાં હતી; તથા ભાષાનો ઉપયોગ તો કેવળ માણસજ કરી શકતાં હોવાથી સિદ્ધ થાય છે કે, એ ભાષા બોલનારા દેવજાતિ નામના મનુષ્યોજ હતા. આર્યોની ભાષાને જેમ આર્ય ભાષા કહે છે અને પિશાચોની ભાષાને પૈશાચી ભાષા કહે છે; તેજ પ્રમાણે સંસ્કૃતનું નામ 'દેવભાષા', તે દેવજાતિના માનવોની ભાષા હતી તેથીજ પડ્યું હતું.

દેવજાતિના મનુષ્યો સાથે આર્યજાતિના માનવોને ઘણો ગાઢ સંબંધ હોવાથી દેવોની ભાષા આર્યજાતિ પાસે આવી અને દેવજાતિના નાશ પછી તે દેવભાષા આર્યદેશમાં પ્રચલિત

થઇ. એજ દેવભાષા અસુરાદિ દેશોમાં પણ ગઇ હતી; પરંતુ અસુરજાતિના વિકૃત ઉચ્ચારોને લીધે તે દેવભાષા અસુરદેશોમાં વિલક્ષણ ફેરફારવાળી થઇ. ભારતવર્ષમાં પણ પ્રાકૃત ભાષાઓ એ સંસ્કૃતનાજ વિકૃત સ્વરૂપ દેખાય છે; અને તેના કરતાં પણ વધારે વિકાર અસુરદેશમાં થયો છે, એ વાત જોનારને હાલમાં પણ દેખાઇ આવે તેમ છે–અર્થાત્ દેવભાષાની વિકૃતિ ભારતવર્ષની અશિક્ષિત જનતાના કેટલાક ભાગમાં દેખાઈ આવે છે; અને અસુરદેશોમાં તે વિકૃતિ ઘણીજ હલકી સ્થિતિમાં દેખાય છે.

જેમ આખા યૂરોપમાં ફ્રેન્ચભાષાનો પ્રચાર હાલમાં પણ સિદ્ધ કરી રહ્યો છે કે, ફ્રેન્ચોની સભ્યતા એક વખતે યૂરોપમાં સર્વશ્રેષ્ઠ મનાતી હતી; અને ફ્રેન્ચોનો રાજનૈતિક પ્રભાવ પણ એક સમયે ઘણોજ પ્રખર હતો; તેજ પ્રમાણે દેવભાષાનો પ્રચાર પણ હાલ જે અસુરદેશોમાં અને આર્યદેશોમાં અપભ્રંશરૂપે દેખાય છે, તે પણ સ્પષ્ટ રીતે સિદ્ધ કરે છે કે, દેવજાતિની સભ્યતાનો પ્રભાવ માત્ર સમસ્ત આર્યજગતમાંજ નહિ પણ અસુરજગતમાં પણ વંદનીય ગણાયો હતો. આ દેવજાતિની સભ્યતાનો સમય આર્યસભ્યતાની પૂર્વેનોજ નક્કી કરવો જોઇએ અને આસુરી સભ્યતાનો સમય તેની પણ પહેલાંનો સમજવો જોઈએ છે; કેમકે અસુરો તો તિબેટની દેવજાતિ કરતાં પણ પૂર્વના સમયની દેવજાતિ–અર્થાત "પૂર્વ–દેવ" હતા. અસુરોનું "પૂર્વ–દેવ" નામ પણ સિદ્ધ કરે છે કે, તેઓ દેવોથી પણ પ્રાચીનકાળના દેવ હતા. આથી માનવું પડે છે કે, દેવજાતિની સભ્યતાના પૂર્વકાળમાં આસુરી સભ્યતાજ પ્રભાવશાળી હતી.

## (૬) દેવોનું દેવત્વ

હાલમાં દેવજાતિનાં ઇંદ્ર, મરુત્ વગેરે નામોની સાથે ખાસ પ્રકારનો "દૈવી ભાવોથી યુક્ત દેવત્વ"નો સંબંધ જણાય છે; તેથી ઇંદ્રાદિકોને મનુષ્ય જેવા મનુષ્ય માનવા એ કેટલાકને કઠણ લાગશે; પરંતુ થોડા વિચાર પછી સમજાશે કે, તેઓ એવાજ હતા; અને તેમને લાંબો સમય વીતી જવાને લીધેજ તેઓમાં વધારે પવિત્રતા કલ્પી લેવાઇ છે તથા તેથીજ તેમનું દેવત્વ વધી ગયું છે.

વિભૂતિપૂજા દરેક જાતિમાં હોય છે. જે પોતાની આત્મશક્તિથી પોતાની જાતિને પ્રભાવશાળી કરે છે, તેને "વિભૂતિ" કહે છે. આવી વિભૂતિઓ દરેક જાતિને માટે વંદનીય હોય છે. હાલમાં ભારતવર્ષમાં લોકમાન્ય મહાત્મા તિલક વગેરે કેટલીયે વિભૂતિઓ છે. તેમનાં અસાધારણ આત્મબળને લીધે હાલમાં પણ તેઓ આખા દેશમાં પૂજાય છે, અને ભવિષ્યમાં પણ પૂજાશેજ. સહેજ પહેલાંના સમય તરફ ધ્યાન આપતાં જણાશે કે, શ્રીશિવાજી છત્રપતિ, રામદાસ સ્વામી, રાણા પ્રતાપ, ગુરુ ગોવિંદસિંહ વગેરે વિભૂતિઓ તે વખતે પણ પૂજ્ય ગણાતી; અને તેમનાં નામોમાં હાલ પણ ઉત્સાહ પેદા કરવાની શક્તિ છે. જેટલો વખત જતો જાય છે, તેટલી તેમની પવિત્રતા અથવા ક્રૂરતા વધારે વિકાસ પામતી રહે છે. રાવણ અને કૌરવોની ક્રૂરતા તથા રામચંદ્ર અને પાંડવોની પવિત્રતા વધી જવાનું કારણ સમયમાંજ રહેલું છે. કથાઓ અનેક મુખે જતાં તે કથાનાં મુખ્ય પાત્રોના દરેક ગુણને વધારવામાં આવે છે, કહેનાર થોડુંઘણું મરચુંમીઠું પોતાનું પણ ભભરાવી દે છે; અને આ રીતે કથાઓ વધારેને વધારે રસદાર તથા લોકપ્રિય થતી ચાલે છે. પરિણામ એનું સરવાળે જનતા ઉપર સારૂંજ થાય છે, અને ઉપલા કારણથી એમ થાય તે ખોટું પણ નથી; પરંતુ જ્યારે ઘણોજ કાળ થતાં તે કથાઓનું ઐતિહાસિક સત્ત્વ પણ નાબુદ થઇ જાય છે; ત્યારે તેની તપાસ કરવાની અને એ વાતનો નિશ્ચય કરવાની જરૂર ઉભી થાય છે કે, એમાં ઐતિહાસિક સત્ય

કેટલું છે અને બહારની ભેળવેલી વાતો કેટલી છે.

ઐતિહાસિક કાવ્ય લખનારા કવિ પણ પોતાના તરફથી રોચકતા વધારવાને ખા ગુણોનો વિકાસ કરીને પોતાનાં કાવ્ય લખે છે, અને પોતાના ઇષ્ટદેવનું મહત્ત્વ વધારી દે આ રીતની કેટલીએ વાતો છે, કે જે વિભૂતિઓની મહત્તા વધારે છે અને અંતે તે વિભૂતિએ દેવો જેવી ગણીને તેમને દેવમંડળીમાં પણ ગોઠવી દે છે. આ રીતે માનવી વિભૂતિઓ પણ સમ જતાં દેવમંડળમાં ભળી જાય છે. પહેલાં અમે બતાવ્યુંજ છે કે, "મરુત્" લોકો પહેલાં જે માનવો હતા તેવાજ ગણાતા; પરંતુ પાછળથી સમય જતાં તેઓ પણ દેવોમાં ગણાયા. એ રીતે ઇંદ્ર વગેરે દેવોવિષે પણ એમજ બનેલું સમજવાનું છે. આ વિષે એક ખાસ પ્રાચી રિવાજનો પણ વિચાર કરવો જોઇએ. એ ખાસ રિવાજ "શતક્રતુ" શબ્દથી દર્શાવાય છે

## (ધ) શતક્રતુ

દેવજાતિની રાજ્યશાસન સંસ્થાનો એવો નિયમ હતો કે, જે સો યજ્ઞ કરશે તે દ થશે. ઇંદ્ર ચુંટવામાં આવતો હતો, અને સો યજ્ઞ કરવા એ તેની મુખ્ય લાયકાત ગણા હતી. દેવોના રાજાને ઇંદ્ર કહેતા, અને આ ઇંદ્રપદ વંશપરંપરા ન હતું; પરંતુ એક પછી બી અને બીજા પછી ત્રીજો એ રીતે શતક્રતુ–અર્થાત સો યજ્ઞ કરનારો નરશ્રેષ્ઠ ઇંદ્રપદે આવ હતો. આ રીતે ભારતવર્ષના રાજા નહુષ વગેરેને પણ ઇંદ્રપદને યોગ્ય સમજવામાં આવ્યા હ

## (ન) ઇંદ્રની ચુંટણી

દેવોનો રાજા ઇંદ્ર વંશપરંપરાના હક્કથી નિમાતો ન હતો; એટલુંજ નહિ પણ જીવ પર્યંત પણ એ પદ ભોગવી શકતો નહતો. કોઇપણ વખતે જ્યારે તેનાથી કોઇ ખાસ અ રાધ થઇ જતો, ત્યારે તેનું ઇંદ્રપદ લઈ લેવાતું; એટલુંજ નહિ પણ સ્વર્ગમાંથી પણ તે કાઢી મૂકતા હતા–અર્થાત્ દેવરાષ્ટ્રમાંથી દેશનિકાલ કરતા હતા. આ નિયમ પ્રમાણે ત્યાં કેટલાય ઇંદ્રને દેશનિકાલ કરવામાં આવ્યા હતા, એવી હકીકત પુરાણોમાંથી મળી આવે

નહુષ વગેરે ઇંદ્રોનું પતન ઉપલાજ નિયમને આધારે થયું હતું. અહીં "પતન" અર્થ 'ત્રિવિષ્ટપના ઉંચા સ્થાનમાંથી નીચેનાં સ્થાનોમાં પડવું' એવો થાય છે. તેમની કથાએ થી પણ એજ નિયમ સમજાય છે કે, દેવોના રાજાનું પદ, વંશપરંપરાનું ન હતું, તેમ આ જીંદગીસુધીનું પણ ન હતું; પરંતુ જ્યાંસુધી ગુણકર્મધર્માનુસાર તેને ઇંદ્રપદને યોગ્ય સમ વામાં આવતો હતો, ત્યાંસુધીજ તે ઇંદ્રપદે રહીને દેવો ઉપર રાજ્ય કરી શકતો હતો. કે કોઇ વખત બરાબર યુદ્ધના કટોકટીના પ્રસંગેજ દેવોની વારંવાર હાર થવા માંડે ત્યારે ઇંદ્રપદ બીજાનેજ અપાતું. તાત્પર્ય એ છે કે, ઇંદ્રપદ ન તો વંશપરંપરાનું હતું કે ન જીવનપર્યંતનું હતું; પરંતુ જ્યાંસુધી તે ઇંદ્ર પોતાનું કાર્ય યોગ્ય રીતે કરતો રહે, સુધીજ તેને તે સન્માન મળતું હતું. આ પદ્ધતિને લીધે ઇંદ્રપદે કાર્ય કરનાર ખૂબ પ્રભાવશા અને દક્ષ હતો; અને તે એવી સુયોગ્ય રીતે રાજ્ય કરતો હતો કે, હમેશાં તેના રાજ્યથી સંતુષ્ટ રહે અને કોઈપણ તેની વિરુદ્ધ ન પડે.

દેવોના નિયમવિરુદ્ધ ચાલનાર ઇંદ્ર હોય, તો તેને પણ તરતજ ઇંદ્રપદ ઉપરથી દૂર દેવોના રાજ્યમાંથી બહાર કાઢવાની એ રીત બહુજ ઉત્તમ પ્રકારની હતી; કેમકે એથી કર પદભ્રષ્ટ થયેલો ઇંદ્ર દેવોના રાજ્યમાં રહીને પોતાનો પક્ષ–પ્રતિપક્ષ બનાવીને વધારે ટ ફિસાદ કરી શકતો ન હતો. એક રાજનૈતિક દૃષ્ટિથી આ એક અત્યંત જરૂરની વાત દેવો રાજ્યશાસનમાં હતી. એનો હેતુ બીજી દૃષ્ટિએ પણ જોવાની જરૂર છે.

દેવોમાં ગણસંસ્થા હતી, તેનું વર્ણન આગળ ઉપર આવી ચૂક્યુંજ છે. અનેક

હોવાથી દરેક ગણુ પોતપોતાના હિતાહિતની દૃષ્ટિથી જુએ, તો તે કાંઈ અસ્વાભાવિક નજ કહેવાય. હાલની હિંદુજાતિવ્યવસ્થામાં જેમ દરેક જાતનો માણસ પોતાની જાતીય દૃષ્ટિથી જુએ છે અને સંપૂર્ણ હિંદુસમાજની દૃષ્ટિએ કોઇ જોતું નથી; તેવોજ દોષ દેવોની ગણુ-સંસ્થાઓમાં પણ હતો. આથી દેવોના ગણોમાં પરસ્પર વિદ્વેષ, ઝગડા, ટંટાફિસાદ વગેરે ચાલ્યા કરતા અને કોઈ કોઇ વાર તે વધી પણ જતા. દેવોના આવા માંહોમાંહેના ઝગડાનેજ લીધે અસુરોનો વિજય થઇ જતો હતો. આ પ્રમાણે અસુરોથી હાર્યા પછી દેવો માંહોમાંહે સંગઠન કરતા હતા; પોતાનું બળ વધારતા હતા; અને તેને પરિણામે તેઓ અસુરો ઉપર પાછો વિજય પણ મેળવતા હતા. આવા બનાવોનાં વર્ણન બ્રાહ્મણગ્રંથોમાં અને પુરાણોમાં પણ બહુ છે.

(१) ते चतुर्धा व्यद्रावन्, अन्योन्यस्य श्रिया आतिष्ठमाना अग्निर्वसुभिः, सोमो रुद्रैः, वरुण आदित्यैः, इंद्रो मरुद्भिः, बृहस्पतिर्विश्वेदेवैः ।

(२) तान्विद्रुतानसुररक्षसान्यनुव्ययेयुः ॥१॥

(३) ते विदुः पापीयांसो वै भवामोऽसुररक्षसानि वै नोऽनुव्यवागुः द्विषद्भ्यो वै रध्यामः।

(४) हंत संजानामहा, एकस्य श्रियै तिष्ठामहा इति ॥२॥ (શ૦ બ્રા૦ ૩-૪-૨)

(५) ते होचुः । हन्तेदं तथा करवामहै, यथा न इदमाप्रदिवमेवाजर्यमसादिति ॥३॥

(६) ते इंद्रस्य श्रिया अतिष्ठन्त तस्मादाहुरिन्द्रः सर्वा देवता, इन्द्रश्रेष्ठा देवाः ॥४॥

(શ૦ બ્રા૦ ૩-૪-૨)

અર્થાત્–"(૧) એમનામાં ચાર પક્ષ પડ્યા. તેઓ એકબીજાના ઐશ્વર્યથી એટલે કે અગ્નિ વસુઓથી, સોમ રુદ્રોથી, વરુણ આદિત્યોથી, ઇંદ્ર મરુતોથી અને બૃહસ્પતિ વિશ્વેદેવોથી અસંતુષ્ટ થયા. (૨) તેઓને આ પ્રમાણે પરસ્પરમાં દ્વેષ કરતા જોઇને અસુર અને રાક્ષસ તેમના ઉપર હુમલો કરવા લાગ્યા; (૩) અને ત્યારેજ દેવોના સમજવામાં આવ્યું કે, અમે મૂર્ખજ થયા છીએ; આથીજ અસુર–રાક્ષસો અમારી ઉપર હુમલો કરે છે. માટે હવે પણ જો અમે નહિ સુધરીએ તો તો એ શત્રુઓ અમને છેકજ કચરી નાખશે. (૪) આથી તેમણે નિશ્ચય કર્યો કે, અમે સંગઠન કરીશું અને એકબીજાની શોભા વધારવાના કાર્યમાં જોડાઇશું. (૫) તેઓ કહેવા લાગ્યા કે, હવે અમારે એવું સંગઠન કરવું કે જેથી તે કદી પણ તૂટેજ નહિ–અર્થાત હમેશાં ચાલુ રહે એવુંજ સંગઠન હવે અમારે કરવું જોઇએ. (૬) તેઓ ઇંદ્રના માનમાં ઉભા થઇ ગયા; અને તેથીજ કહે છે કે, ઇંદ્રજ સર્વ દેવતા છે."

બ્રાહ્મણગ્રંથમાં આ જાતની કેટલીયે કથાઓ છે, અને એજ ધ્વનિ પુરાણો તથા ઇતિહાસોમાંથી નીકળે છે. આથી સિદ્ધ થાય છે કે, દેવોના ગણોમાં પરસ્પરના ઝગડા ઘણાજ હતા. આથી તેઓમાં રાષ્ટ્રીય નિર્બળતા પણ બહુ હતી; અને તેથી તેઓ વખતોવખત માંહોમાંહે સંગઠન કરતા હતા. ગણસંસ્થાને લીધે ગણોમાં જો કે સંઘશક્તિ હતી, તોપણ ગણોમાં અંદર અંદર લડાઇટંટા થતા હોવાથી આખી દેવજાતિમાં જોઇએ તેવું બળ ન હતું; પરંતુ એવું છતાં પણ તેમની સામે કોઈ શત્રુ ઉભો થતાં તેઓ આપસમાં સમજુતી કરી લેતા અને પોતાનું સંગઠન કરી શત્રુઓને નસાડી મૂકતા હતા. ભારતવાસીઓમાં પણ અત્યારે અંદરઅંદરની ફાટફુટ તો ઘણીયે છે; પરંતુ શત્રુ ઉભો થતાં માંહોમાંહે સમજુત કરી લેવા જેટલી અક્કલ હજીપણ ઉપજતી નથી. ભારતીય હિંદુઓના જાતિભેદ અને ત્રિવિષ્ટપના દેવોનો ગણભેદ લગભગ એકસરખોજ છે; એટલુંજ નહિ પણ વિચાર કરતાં એમ પણ લાગે છે કે,ભારતીય આર્યોનો જાતિભેદ એ દેવોના ગણભેદનીજ ખરાબ નકલ છે. અસ્તુ. આ વિષય

અહીં એટલાજ માટે લીધો છે કે, દેવજાતિના લોકો પોતાના ઇંદ્રને પદભ્રષ્ટ કર્યા પછી દેવ-રાજ્યથી જૂદો શામાટે પાડતા હતા, તેનાં કારણ સમજાય. ધારો કે, પદભ્રષ્ટ ઇંદ્રને દેવોએ પોતાના રાજ્યમાંજ રાખ્યો હોત તો શું થવાનો સંભવ હતો ? રાજ્યપદના લોભથી ઇંદ્ર ત્યાંજ રહીને દેવોના કેટલાય ગણોને પોતાને વશ કરી યુદ્ધ કરવા પ્રવૃત્ત થાય, એ તેને માટે બહુ મુશ્કેલ ન હતું. હાલમાં જર્મનીમાંજ જુઓ, જર્મન બાદશાહ કૈસરને જર્મન પ્રજાએ કાઢી મૂક્યો છે,તે પણ હાલ બીજા દેશમાંજ રહે છે;અને બીજા દેશમાં રહેવા છતાંપણ તે જર્મનીમાંના પોતાના મિત્રોદ્વારા પોતાનેમાટે ગાદી મેળવવાની યુક્તિઓ કર્યાજ કરે છે.એજ પ્રમાણે બીજાપણ કેટલાય દેશોના પદભ્રષ્ટ રાજાઓએ કર્યું હતું. અમેરિકામાં તો લોકોએ ચૂંટેલો પ્રમુખ હોય છે; પરંતુ તે પણ પ્રમુખપદ છોડયા પછી જો જીવતો હોય તો બીજા પ્રમુખને કોઇ ને કોઇ પ્રકારનું દુઃખ દેવાનો પ્રયત્ન કરે છે, એની ઇતિહાસ સાક્ષી પૂરે છે. દેવોના ચૂંટાયલા પ્રમુખ ઇંદ્રને પણ આ નિયમના અપવાદરૂપ ગણવાની કંઇ જરૂર નથી; અને તેથીજ દેવજાતિએ પદભ્રષ્ટ થયેલા ઇંદ્રને દેવરાજ્યમાંથી દૂર કરી ભારતવર્ષમાં મોકલી દેવાનું યોગ્ય ગણ્યું હતું, કે જેથી પદભ્રષ્ટ થયેલો ઇંદ્ર દેવોને કોઇપણ જાતનું નુકસાન કરી શકે નહિ. આનું કારણ સ્પષ્ટજ છે કે, ભારતવાસીઓ દેવોને પગલે ચાલનારા હતા, પણ તેમના વિરોધી ન હતા.

દેવોનો પદચ્યુત ઇંદ્ર અસુરાદિ દેશોમાં મોકલાતો નહિ, પણ તેને ભારતવર્ષમાંજ મોકલવામાં આવતો. આનું કારણ સ્પષ્ટજ છે કે,પદચ્યુત ઇંદ્ર તેમના શત્રુ અસુરો સાથે મળી જઇને તેમને દુઃખ દઇ શકે નહિ. આ વિષે મલબારની પણ એક પ્રથા અહીં ખાસ વિચારવા જેવી છે. ત્યાં પણ બાર વર્ષમાટે એક પ્રમુખ ચૂંટાતો હતો; કેમકે પ્રાચીનકાળમાં અથવા મધ્ય ઐતિહાસિક કાળમાં મલબારમાં પ્રજાસત્તાક રાજ્ય હતું અને ત્યાંનો પ્રમુખ બાર વરસમાટેજ ચૂંટાતો હતો. બાર વર્ષ થયા પછી તેને દૂર કરી તેઓ બીજો પ્રમુખ ચૂંટતા હતા;અને બીજો અધ્યક્ષ ગાદીએ આવતાંજ પેલા જૂના પ્રમુખની ગરદન કાપી નાખવામાં આવતી! આ પદ્ધતિનો પણ એજ હેતુ હતો કે, આ પદભ્રષ્ટ પ્રમુખ પણ આગળ જતાં દુઃખ-કારક ન થઇ પડે. ગરદન કાપવાથી તેના તરફથી કંઇપણ દુઃખ થવાનો સંભવજ રહેતો નહિ. દેવજાતિના ઇંદ્રને દેશપાર કરવાનો નિયમ તો એ નિયમ કરતાં બહુજ સૌમ્ય નિયમ હતો; અને તેમ હોવા છતાંપણ પદચ્યુત ઇંદ્ર ફરીથી ઇંદ્રપદ પ્રાપ્ત કરવાના ઉપાય કર્યાજ કરતો હતો. આ વિષે ઉદ્યોગપર્વમાંની નહુષરાજાની કથા જુઓ. નહુષ ઇંદ્ર થયો તે પછી પહેલાંના ઇંદ્રે પોતાની પછી આવેલા એ ઇંદ્રને પાડવાનો અને પોતાને માટે ફરીથી ઇંદ્રપદ મેળવવાનો ભારે પ્રયત્ન કર્યો હતો તથા તે સફળ પણ થયો હતો. આ રીતે પદચ્યુત થયેલા રાજાઓ પ્રયત્ન કરે છે, અને તેથી રાજ્યમાં પક્ષભેદ તથા માંહોમાંહે યુદ્ધ ઉભાં થાય છે. આ આપત્તિથી બચવા માટે કેટલીક રાજ્યપદ્ધતિઓમાં નિયમો ઘડેલા છે અને આપત્તિમાંથી બચવાનો પ્રયત્ન કરેલ છે. દેવોની રાજ્યપદ્ધતિમાં પણ આજ કારણથી ઉપલો નિયમ ચાલતો હતો.

## (૫) ઇંદ્ર અને ઉપેન્દ્ર

જે પ્રમાણે પ્રમુખ અને ઉપપ્રમુખ હોય છે; મંત્રી અને ઉપમંત્રી હોય છે; તેજ પ્રમાણે ઇંદ્ર અને ઉપેન્દ્ર પણ હતા, તેનું વર્ણન વાચક નીચેના શ્લોકમાં જોઇ શકશે.

**विष्णुर्नारायणः कृष्णो वैकुंठो विष्टरश्रवाः ॥१८॥**

**उपेन्द्र इंद्रावरजश्चक्रपाणिश्चतुर्भुजः ॥२०॥** ( અમરકોષ ૧—૧ )

"વિષ્ણુ, નારાયણ, કૃષ્ણ, વૈકુંઠ, વિષ્ટરશ્રવા, ઉપેન્દ્ર, ઇંદ્રાવરજ, ચક્રપાણિ, ચતુર્ભુજ" આ બધાં વિષ્ણુનાં નામ છે; અને તેમનાં એ નામોમાં " ઉપેંદ્ર, ઇંદ્રાવરજ" એ નામ તે ઉપ-

{ુ}ખ હતા એમ સૂચવે છે. ઇંદ્ર પોતે દેવોના પ્રમુખ અને આ ઉપેન્દ્ર દેવોના ઉપપ્રમુખ ા. ઉપેન્દ્ર ઇંદ્ર કરતાં નાના હતા એ સિદ્ધ કરવાની કંઇ જરૂર નથી, કેમકે એ તો ઉપલા બ્દોથી પણ સિદ્ધ થાય છે; પરંતુ "ઇંદ્ર+અવર+જ" આ તેમનું નામ પણ એજ સિદ્ધ કરે કે, આ વિષ્ણુ પણ ઇંદ્રથી નાના છે અને ઇંદ્રની પછી નીમાતા. "ઇંદ્રાવરજ" શબ્દ ઇંદ્રથી ચલા અધિકારવાળા ઉપપ્રમુખનોજ ભાવ દર્શાવે છે. હાલમાં વિષ્ણુનું માન ઇંદ્રથી પણ ારે ગણાય છે; પરંતુ વાસ્તવિક રીતે પ્રમુખના આગળ જેટલું ઉપપ્રમુખનું માન હોય છે, લુંજ માન ઇંદ્રના આગળ ઉપેન્દ્રનું હોવાનો સંભવ છે. પરંતુ અહીં સ્પષ્ટ થાય છે કે, ાના રાજા સમ્રાટ્ ઇંદ્ર ભારતવર્ષમાં બહુ ઓછા આવતા હતા. ભારતવર્ષમાં આવવાનું ને ત્યાંના કારભારનું નિરીક્ષણ કરવાનું કાર્ય "ઉપેન્દ્ર" નું હતું; એ વાત વિષ્ણુનાં લાંક નામો જોવાથી સ્પષ્ટ થાય છે.

## (૬) નારાયણ

આ વિષય ઉપર નારાયણ શબ્દનો અર્થ બહુ પ્રકાશ પાડે છે. તેનો અર્થ આ પ્રમાણે —(નારે) નરોના-મનુષ્યોના સંઘોમાં જેનું (અયન) આગમન થાય છે, તેનું નામ નારા- ણ છે. મનુષ્યોના સંઘોમાં જવાનું કાર્ય ઉપેન્દ્રને આધીન હતું. જે રીતે હાલના હિંદુસ્તાનના ંનશાહ હિંદુસ્તાનમાં બહુજ ઓછા આવે છે; પરંતુ તેમનું અહીંનું કાર્ય ભારતસચીવ વા વાઇસરૉય સાહેબ કરે છે, તેજ પ્રમાણે દેવસમ્રાટ ભગવાન ઇંદ્ર જાતે અહીં બહુ છા આવતા હતા, અને અહીંનું બધું કામકાજ ઉપેન્દ્ર—અર્થાત વિષ્ણુદેવનેજ સોંપેલું ; અને તેથીજ તેમનું નામ "નારાયણ" (માનવસમૂહમાં જનારા) એવું હતું. આ નામ- એ અર્થ બહુજ સ્પષ્ટ છે અને તે તે વખતની રાજકીય સ્થિતિ સ્પષ્ટ દર્શાવે છે.

ाणां समूहो नारं तदयनं यस्य । (ભટ્ટોજી૦ અમરટીકા, ૧-૧-૧૮)

ा अयनं यस्य । (અમરટીકા ૧-૧-૧૮)

पो नारा इति प्रोक्ता नारा वै नरसूनवः। अयनं तस्य ताः प्रोक्तास्तेन नारायणः स्मृतः॥

(મનુ૦ ૧-૧)

(૧) નરોના સમૂહમાં જનારા; (૨) જેને મનુષ્યોમાં જવાનું કામ સોંપાયલું હોય છે, નારાયણ કહેવાય છે. (૩)....'નારા'નો અર્થ નરોના પુત્ર; તેમનામાં જેને જવાનું હોય છે નારાયણ કહે છે.

આ બધા અર્થોનું તાત્પર્ય એજ છે કે, જે ઉપેન્દ્ર, મનુષ્યોના સમૂહોમાં જતાઆવતા છે,તેમને નારાયણ કહે છે. આથી સિદ્ધ થાય છે કે,દેવોના પ્રમુખ ઇંદ્ર પોતે તો માનવોના માં આવતાજતા પણ નહિ અથવા ઓછું આવતાજતા હશે; પરંતુ અહીં આવવા- ાનું કાર્ય ઉપપ્રમુખ અર્થાત ઉપેન્દ્રનુંજ હતું. ઉપેન્દ્ર, ઇન્દ્રાવરજ (નાના ઇંદ્ર, ઇંદ્રથી રતા દરજ્જાના અધિકારી), નારાયણ, વિષ્ણુ વગેરે નામ એકજ વ્યક્તિનાં છે. પુરાણોમાં ારાયણ સદાયે પૃથ્વીવાસીઓનું દુઃખ હરે છે' એવી અનેક કથાઓ છે. આ કથાઓનું પણ ત તાત્પર્ય છે કે, ઉપર વર્ણવેલા દેવરાજ્યના ઉપપ્રમુખ અહીં આવતા હતા અને અસુર- ાસો વગેરેને હરાવીને ભારતવાસીઓનું સંરક્ષણ કરતા હતા. આથી ઇંદ્રના કરતાં નારા- —ઉપેન્દ્ર ઉપર ભારતવાસીઓ વધારે પ્રેમ રાખતા. કેમકે ભારતવાસીઓને પ્રત્યક્ષ સંબંધ નીજ સાથે થતો અને ભારતીય જનતા પોતાનાં દુઃખ તેમનેજ નિવેદન કરતી ા. સમ્રાટ્ ઇંદ્રની પાસે સામાન્ય જનતા જઇ શકતી નહિ, તેથીજ બીજા દેવો કરતાં

ઉપેન્દ્ર નારાયણ ઉપર ભારતીય જનતા વધારે ભક્તિભાવ રાખતી હતી. બ્રહ્મલોક અથવા બ્રહ્મદેશના બ્રહ્મદેવ, ભૂતલોક અથવા ભૂતાનના રાજા મહાદેવ, તેઓ પણ નારાયણ ઉપેન્દ્રનેજ આશરે આવતા અને તેમને પ્રાર્થના કરતા હતા કે, " આપ કૃપા કરીને પૃથ્વીનિવાસીઓનું રક્ષણ કરો. " કેમકે બધા જાણતા હતા કે, તેઓજ સૌથી વધારે સામર્થ્યવાળા છે અને આર્યાવર્તમાં હમેશાં આવવાજવાથી તેની સ્થિતિની તેમનેજ પૂરી માહીતિ છે. પૃથ્વી, હિમાલયનો ચઢાવ, અને ઉપરનો ત્રિવિષ્ટપ પ્રદેશ, એ ત્રણે પ્રદેશોમાં તેઓનાજ પરાક્રમથી રક્ષણ થતું હતું અને તેથીજ તેમને "ત્રિ–વિક્રમ" કહેતા હતા. ઉપલાં ત્રણે સ્થાનોને "ત્રિપથ" કિંવા ત્રણ માર્ગ કહેતા હતા. ભારતનો ભૂપથ, હિમાલયનો ગિરિપથ, અને ત્રિવિષ્ટપનો દ્યુપથ, એ ત્રણ પથ અર્થાત ત્રણ માર્ગ હતા. આ રસ્તાઓમાં થઇને વહેતી હોવાથીજ ગંગા-નદીનું નામ "ત્રિ–પથ–ગા" અર્થાત ઉપલા ત્રણે માર્ગોમાં થઇને વહેનારી નદી છે. આ ત્રણે પ્રદેશોમાં પરાક્રમ કરનારા ઉપલા ઉપેન્દ્રજ હતા. આ કાર્યમાટે દેવોના મુખી ઇંદ્રને અવકાશ ન હતો. હવે આપણે જાણવું જોઇએ કે, ઉપેન્દ્ર વિષ્ણુ કેવી યુક્તિથી આ કાર્ય કરતા હતા.

## (બ) વિષ્વક્સેન

ઉપલી વાત પૂર્ણ રીતે સમજવામાં વિષ્ણુ અથવા ઉપેન્દ્રનું " વિષ્વક્સેન " નામ બહુ મદદ કરશે. આ શબ્દનો અર્થ એ છે કે, " જેની સેનાઓ ચારે બાજુએ થોડી થોડી વહેં-ચાયલી છે. " ચારે દિશાએ જેટલા દેશ છે તેમાં જેમનું લશ્કર હાજર છે–અર્થાત્ આ ઉપેન્દ્ર પોતાને સ્થાને રહીને પોતાની જૂદી જૂદી સેનાઓવડે દેશનું સંપૂર્ણ સંરક્ષણ કરતા હતા. જે રીતે હાલમાં અંગ્રેજોની સેનાઓ ભારતવર્ષમાં કેટલીએ જગાએ રખાય છે અને તેનાથી આખા દેશનું રક્ષણ કરવાની યોજના કરેલી છે; તેજ પ્રમાણે દેવોના ઉપપ્રમુખ ઉપેન્દ્ર મહારાજ પોતાની વિવિધ સ્થળોએ રાખેલી સેનાઓવડે ભારતવર્ષનું રક્ષણ કરતા હતા. ઉપેન્દ્ર અર્થાત વિષ્ણુને માનવોના રક્ષક ગણ્યા છે, તેનું આજ કારણ છે. બ્રહ્મદેવ, વિષ્ણુ અને મહાદેવ, એ ત્રણ દેવ ત્રિદેવોમાં ગણાય છે. તેમાંથી વિષ્ણુજ ઉપેન્દ્ર છે અને બધાના રક્ષણકર્તા છે. બ્રહ્મદેવનું રાજ્ય બ્રહ્મદેશમાંજ છે. કેમકે તેમની દિશા પૂર્વ માનેલી છે. મહાદેવનું સ્થાન કૈલાસપર્વત સુપ્રસિદ્ધ છે; અને આ ઉપેન્દ્ર વિષ્ણુનું સ્થાન હિમાલય-ના કોઇ ડુંગર ઉપર હોવાનો સંભવ છે તથા તેનું તે વખતનું નામ 'વૈકુંઠલોક' સુપ્રસિદ્ધ છે. આ સ્થળે રહીને ઉપેંદ્ર ભારતવર્ષને સહાય કરતા હતા તેમ તિબેટને પણ કરતા હતા–જેમ મુખ્ય રાજા કરતાં તેમનો મુખ્ય પ્રધાન રાજનીતિમાં વિશેષ હોશિયાર હોય છે અથવા હોવો જોઇએ; તેમ પુરાણોમાં ઉપેન્દ્ર વિષ્ણુને દેવોના સમ્રાટ્ ઇંદ્ર કરતાં વધારે રાજનીતિજ્ઞ દર્શાવ્યા છે. કમમાં કમ ભારતવર્ષના હિતની દૃષ્ટિએ જોઇને અમે કહીએ છીએ કે, ભારતવાસીઓને ઉપેન્દ્રજ ઘણી મદદ કરતા હતા અને હરેક પ્રકારે ઉપયોગી થતા હતા. તેથીજ ભારતવાસીઓ દરેક મુશ્કેલીને પ્રસંગે વિષ્ણુનેજ શરણે જતા હતા.

## (ભ) ઉપેન્દ્રનાં બીજાં નામ

વિષ્ણુ( ઉપેન્દ્ર )નાં અનેક નામ છે; અને તે મહાભારતમાં સુપ્રસિદ્ધ છે. તેમાંનાં નીચેનાં નામ આ પ્રસંગે ખાસ વિચાર કરવા જેવાં છેઃ—

(૧) ( મેદિનીપતિઃ ) પૃથ્વીના રાજા, ( ક્ષિતીશઃ ) પૃથ્વીનો માલિક. એ શબ્દો " ભૂપતિ " નો અર્થ દર્શાવે છે.

(૨) ( લોકાધ્યક્ષઃ ) લોકોનો અધ્યક્ષ, ( લોકસ્વામી ) લોકોના સ્વામી, ( લોકનાથ ) લોકોના નાથ, (લોકબંધુ) જનતાના ભાઈ. એ શબ્દો તેમની સાથેનો જનતાનો સંબંધ બતાવે છે.

(૩) ( सुराध्यक्षः ) સુરોના પ્રમુખ, ( त्रिदशाध्यक्षः ) દેવોના પ્રધાન. આ શબ્દો તેઓ પ્રમુખ કે ઉપપ્રમુખ હતા તે સૂચવે છે.
(૪) (धर्माध्यक्षः) ધર્મનું રક્ષણ કરનારા, ધર્મવિષયક બધો પ્રબંધ કરનારા. આ શબ્દો તેમનું ધાર્મિક કાર્યક્ષેત્ર બતાવે છે.
(૫) (ઇંદ્રકર્મા) ઇંદ્રનાં કાર્ય કરનારા. આ શબ્દ ઉપેન્દ્રનાં કાર્ય ઇંદ્રના જેવાં છે, એ આશય વ્યક્ત કરે છે.
(૬) (અગ્રણી) મુખી, (ગ્રામણી) ગામનો નેતા. આ શબ્દો તેઓ ગામોના અધિકારી હતા તે સિદ્ધ કરે છે.
(૭) (મહાબલ:) ભારે સૈન્યવાળા, (સુ–ષેણુ:) ઉત્તમ સેનાવાળા. એ શબ્દો તેમના સૈન્યબળના દ્યોતક છે.
(૮) વધારે સૈન્યવાળા હોવાને લીધેજ એ (જેતા) વિજયી, (સમિતિંજયઃ) યુદ્ધમાં વિજયી અને ( અપરાજિતઃ ) કદી પણ નહિ હારનારા છે.
(૯) (મહોત્સાહઃ) ખૂબ ઉત્સાહવાળા, (સુરાનંદઃ) દેવોને આનંદ આપનારા, (શાસ્તા) ઉત્તમ રાજ્યશાસન કરનારા. એ નામ પણ ઉપલાં નામો સાથેજ વાંચવા જેવાં છે.
(૧૦) (વીરહા) શત્રુના મહાન વીરોનો નાશ કરનારા, ( નૈકમાયઃ ) અનેક કાર્યો કુશળતાપૂર્વક કરનારા, આ શબ્દો તેમની કાર્યકુશળતા બતાવે છે.

આ રીતે મહાભારતના અનુશાસનપર્વમાં ઉપેન્દ્રનાં પ્રસિદ્ધ થયેલાં નામો જોવાથી તેમના કાર્યની સમજણ પડે છે. આથીયે તેમનાં વધારે નામો છે કે જે તેમના અન્યાન્ય ગુણો વર્ણવે છે; પરંતુ તે બધાં અહીં આપવાની જરૂર નથી.

## (મ) ઉપેન્દ્રનાં કાર્ય

ઉપેન્દ્ર વિષ્ણુનાં નામોમાં " दैत्यारि, मधुरिपु, बलिध्वंसी, कंसाराति, कैटभाजित् " વગેરે નામ તેમનાં કાર્ય બતાવે છે. તેમણે દૈત્યોને હરાવ્યા હતા. મધુ, બલિ, કંસ, કૈટભ વગેરે દુષ્ટોનો તેમણે સંહાર કર્યો હતો. આ નામોસિવાય બીજાં પણ તેમનાં અનેક નામો તેમનાં કાર્યોને દર્શાવનારાં છે. પરંતુ એ બધાંનો અત્રે વિચાર કરવાની જરૂર નથી. વાચક પોતે એ નામોનો વિચાર કરશે તો તેમને પણ તેના અર્થ સ્પષ્ટ સમજાય તેમ છે.

એજ પ્રમાણે ઇંદ્રનાં નામોનો વિચાર કરવાથી તેમનાં પણ કાર્યની માહિતી મળી શકે તેમ છે. વૃત્રાદિ રાક્ષસોનો વધ કરવો તથા દેવો અને આર્યોનું રક્ષણ કરવું, એ તેમનું મુખ્ય કામ હતું; અને ઇતિહાસો તથા પુરાણોમાં પણ વિવિધ કથાપ્રસંગોદ્વારા એજ બાબત વ્યક્ત કરેલી છે. એટલે એ વિષે વધારે લખવાની જરૂર નથી.

## (ય) ભૂતનાથ

ઉપરના લેખમાં ઉપેન્દ્ર અર્થાત વિષ્ણુનો વિચાર કર્યો. હવે તેમના 'સાથી મહાદેવનો વિચાર કરીએ. મહાદેવનાં નામોમાં ભૂતનાથ, ભૂતેશ, ભૂતપતિ વગેરે નામો સુપ્રસિદ્ધ છે. " ભૂત નામની જાતિના એક રાજા " એટલોજ ભાવ એ શબ્દો બતાવે છે. ભૂત નામની જાતિનું રાજ્ય ભૂતાન અથવા ભૂતસ્થાનમાં છે. આ જાતિ હાલમાં પણ ભૂતાનમાં હયાત હોવાથી તેમનાવિષે વધુ લખવાની જરૂર નથી. આ ભૂતજાતિના રાજા મહાદેવ નામથી પ્રસિદ્ધ હતા. જોકે હાલનો ભૂતાન એ એક નાનકડો પ્રદેશ છે; પણ પ્રાચીનકાળમાં અને હાલમાં પણ આ ભૂતીઆ (ભોટિયા) લોકો તિબેટના દક્ષિણભાગમાં રહેતા હતા અને રહે છે. આથીજ તેમના રાજા મહાદેવે પોતાની રાજ્યધાની માનસસરોવર પાસેના કૈલાસપર્વત ઉપર

અથવા તેની પાસેના પ્રદેશમાં રાખી હતી. ત્યાં રહીને સમ્રાટ ભૂતનાથ મહાદેવ પૂર્વદિશાએ ભૂતાન ઉપર અને પશ્ચિમદિશાએ પિશાચજાતિ ઉપર પોતાનું રાજ્ય ચલાવતા હતા.

તેમનું નામ "ગિરીશ" સ્પષ્ટ બતાવે છે કે, તેઓ પહાડ ઉપર રહેનારા રાજા હતા. ગિરિ અર્થાત ડુંગરાઓના રાજા ગિરીશ કહેવાય છે. તેમનાં ધર્મપત્ની પણ પાર્વતીને નામે પ્રસિદ્ધ છે. "પાર્વતી" શબ્દ એજ ભાવ દર્શાવે છે કે તે પહાડી સ્ત્રી હતી, પહાડી રાજાનું લગ્ન પહાડી સ્ત્રી સાથે થાય એ સ્વાભાવિકજ છે.

આ મહાદેવનો સમય નક્કી કરવો જોઇએ. તેમનો કાળનિર્ણય આપણે તેમનાં નામો અને તેમના વ્યવહાર ઉપરથીજ કરી શકીએ તેમ છીએ.

## (૨) કૃત્તિવાસા

એ શબ્દ આ કાર્યમાટે બહુ ઉપયોગી છે. એનો અર્થ એ છે કે, "**कृत्तिः चर्म वासः यस्य**" જેનું વસ્ત્ર ચામડુંજ છે—અર્થાત આ મહાદેવ કપડાને બદલે ચામડું વાપરતા અથવા ચામડાને કપડાની પેઠે પહેરતા હતા. આ કૃત્તિ શબ્દ હજુ પણ સામાન્ય રીતે ચામડાનાજ અર્થમાં વપરાય છે; તોપણ વિશેષ કરીને તે હાથી અથવા હરણના કાચા ચામડામાટે વપરાય છે. ઉપર લખેલાં પશુઓને મારીને તેમનું ચામડું ઉતારીને તે કાચા ચામડાને પહેરવાનો ભાવ આ શબ્દથી જણાય છે. વાચકોજ વિચાર કરે કે, આ ભૂતાની રાજાની રહેવાકરવાની એ પદ્ધતિનું સ્થાન સભ્યતામાં કયાં હોવાનો સંભવ છે. અમે તો ધારીએ છીએ કે, કપાસનાં કે ઉનનાં કપડાં વણવાની અને પહેરવાની પ્રથા શરૂ થતા પહેલાંના યુગનું આ વર્ણન છે. કેમકે જે માણસ એક વાર ઉનનાં કે સૂતરનાં કપડાં પહેરવાની સભ્યતામાં આવી ગયો હોય; તે કાચું ચામડું પહેરવાના પૂર્વયુગમાં જઈ શકેજ નહિ. જે મનુષ્ય એકવાર પણ આ કપડાંની સભ્યતા સમજ્યો હશે, તે ભલેને ગમે તેટલો ઉદાસીન હોય તોપણ તે કાચું ચામડું તો પહેરીજ શકશે નહિ. મહાદેવના વર્ણનમાં તે ચામડામાંથી લોહીનાં ટીપાં ચારેબાજુ ટપકતાં હોવાનું વર્ણન, બતાવે છે કે, એ તદ્દન કાચુંજ ચામડું પહેરતા હતા. કેટલાક દિવસ પછી તે ચામડું સૂકાઇ જાય એ પણ બનવાજોગ છે; પરંતુ આ શબ્દ એ વખતની સભ્યતાની સ્થિતિ સ્પષ્ટ રીતે રજુ કરે છે, એમાં કંઇજ શંકા નથી. આ સભ્યતાને તે સમયની ભૂતાનની સભ્યતા માનવી યોગ્ય છે. કેમકે બીજા લોકો કરતાં રાજાની સ્થિતિ કંઈક તો સારીજ હોવાનો સંભવ છે; અને જેનો રાજાજ કાચું ચામડું પહેરે, તે લોકોની સભ્યતાની સ્થિતિ તેનાથી વધારે સારી માનવાનું કંઇજ કારણ નથી. અસ્તુ. હવે આ શબ્દની સાથે "**कपालभृत्**" શબ્દ જોવો જોઇએ.

## (૩) કપાલભૃત્

"કપાલભૃત્, કપાલી, કપાલધારી" વગેરે શબ્દો સમાન અર્થવાળાજ છે. કપાલભૃત એટલે હાથમાં ખોપરી ધારણ કરનારા. હાથમાં વાસણને બદલે ખોપરીનો ઉપયોગ કરનારા. આ રિવાજ પણ ઉપલી સ્થિતિજ સૂચવે છે. જે કાચું ચામડું પહેરે, તે ખોપરીને વાસણતરીકે વાપરે એ શક્ય છે. માટી, ત્રાંબુ અને પિત્તળનાં વાસણોનો સંબંધ ઉનનાં અને સુતરાઉ કપડાં સાથે છે. જે સભ્યતામાં કપડાંને બદલે ચામડું વપરાય ત્યાં વાસણોને બદલે ખોપરીજ હોય.

તેનીજ સાથે "રૂંડમાલાધારી" એ શબ્દ પણ વિચારવા જેવો છે. ખોપરીઓની અથવા હાડકાંની માળા પહેરનાર, હાડકાંનાજ કકડા શણગારતરીકે વાપરનાર. આ શબ્દો પણ ઉપરનીજ સભ્યતાના સૂચક છે.

એની સાથે "ખટ્વાંગપાણિ" શબ્દ જોવા જેવો છે. એનો અર્થ "ખાટલાની ઈસ હાથમાં

ધારણ કરનારા" અર્થાત શસ્ત્રરૂપે ખાટલાની ઈસનો ઉપયોગ કરનારા. આ શબ્દોની સાથે બળરામજીના વાચક શબ્દ "મુસલી, હલી, હલાયુધ" વગેરે પણ વિચાર કરવા જેવા છે. ચોખા ખાંડવાનું સાંબેલું, જમીન ખેડવાનું હળ, એ શસ્ત્રો બળરામ રાખતા હતા–અર્થાત તેઓ સામાન્ય ઘરકાર્યમાં આવનારા પદાર્થો હળ, મુસળ કે ખાટલો વગેરેને શસ્ત્રતરીકે વાપરનાર હતા. હળનો અને ખાટલાનો શસ્ત્રની પેઠે ઉપયોગ કરવા માટે શક્તિ જોઇએ, એમાં તો શંકાજ નથી; પરંતુ અહીં આપણે જોઇએ છીએ કે, જે સભ્યતા જૂદાં જૂદાં સાધનોના ઉપયોગ ઉપરથી જણાય છે, તે સભ્યતા કરતાં તેમની સભ્યતા કયે પગથીએ હતી. વિચાર કરતાં જણાય છે કે, એ મહાપુરુષ વસ્ત્રની જગાએ જ્યારે ચામડાં અને હથિયારની જગાએ ખાટલાની ઇસોનો ઉપયોગ થતો હતો, તે સભ્યતાના સમયના છે.

જો કે મહાદેવનાં શસ્ત્રાસ્ત્રોમાં "પરશુ, ત્રિશૂળ, ધનુષ્ય, બાણ તથા બીજાં હથિયારો" ઉપરાંત "પાશુપતાસ્ત્ર" નામે મહાતેજસ્વી હથિયાર પણ હતું તે આપણે જોઇએ છીએ; તથાપિ તેની સાથે અમે પૂર્વોક્ત શબ્દોને પણ ભૂલી શકીએ તેમ નથી. પાંડવવીર અર્જુન મહાદેવ પાસે શસ્ત્રાસ્ત્રવિદ્યા શીખવા જાય છે અને તેમની પાસેથી શસ્ત્ર મેળવીને પોતાને વધારે બળવાન થયેલો જુએ છે; વગેરે વાતો પણ આ સમયે વિચારવી જોઇએ. પરશુ, ત્રિશૂળ, બાણ એ શસ્ત્રો ઉત્તમ પોલાદ બનાવનારાઓનો યુગ બતાવે છે; અને ઉપરના "કૃત્તિવાસાઃ" વગેરે શબ્દો ઘણાજ પ્રાચીનકાળમાં આપણને લઇ જાય છે. આથી અમે આ સભ્યતાનો કાળ એ બન્ને યુગોના મધ્યકાળનેજ માની શકીએ છીએ.

પૃથ્વી ઉપર એકજ સમયે જૂદી જૂદી જાતની સભ્યતાઓ જૂદા જૂદા દેશોમાં ચાલુ હોય છે. જુઓ, હાલમાં યૂરોપમાં વિમાનો અને મોટરોનો યુગ ચાલે છે; ભારતમાં બળદગાડીનો યુગ ચાલે છે અને તિબેટમાં પગે ચાલવાનો યુગ ચાલે છે; છતાં યૂરોપીયનોને લીધે ભારતવર્ષમાં પણ વિમાન અને મોટરો પણ આવે છે અને કેટલાક ધનવાન ભારતવાસીઓ એમાં પણ સહેલ કરે છે. પરંતુ એમ છતાં પણ ભારતવર્ષમાં મોટરોનો જમાનો ચાલે છે, એમ તો નજ કહી શકાય. કેમકે અહીં ભારતવાસીઓના બુદ્ધિકૌશલ્યથી મોટરો તો શું પણ મોટરનો એક ભાગ પણ બનતો નથી. એજ પ્રમાણે આફ્રિકાના લોકો યૂરોપની ઉત્તમ બંદુકો રાખે છે; પરંતુ તેઓ જાતે તે બંદુકો બનાવી શકતા નથી. પઠાણો લગભગ કાચા ચામડાના જમાનાથી થોડાજ આગળ વધેલા હોવા છતાં તેઓ પણ વિમાનોના યુગની બંદુકો વાપરી શકે છે. પરંતુ તેનું એજ કારણ છે કે, બીજા દેશોના બનેલા પદાર્થો જૂદા જૂદા દેશમાં લાવવામાં આવે છે અને ત્યાં તેનો ઉપયોગ થાય છે. એજ પ્રમાણે ભૂતીઆ લોકો પણ ઘણાજ પ્રાચીનકાળમાં કાચું ચામડું વાપરતા હતા તો પણ પરદેશમાં બનેલાં પોલાદ વગેરે લાવીને તેને ખાસ રીતે તૈયાર કરી પોતાનાં શસ્ત્રાસ્ત્ર બનાવતા હશે. ફરશી, ત્રિશૂળ, બાણ અને પાશુપતાસ્ત્રના ઉપયોગને લીધેજ તેમનો જમાનો બહુ ઉંચો હતો, એમ માનવું મુશ્કેલ છે. કેમકે તેની સાથે સાથે કાચા ચામડાને વસ્ત્રની પેઠે, ખોપરીને વાસણતરીકે અને હાડકાંને શણગારતરીકે વાપરવાની પ્રથાજ તેમનો ખાસ દરજ્જો નક્કી કરે છે. ભૂત અને પિશાચજાતિના લોકો તે વખતના અસભ્ય લોકો હતા; એ વાત મહાભારત વગેરે ગ્રંથો વાંચવાથી તરતજ સમજાય છે; પરંતુ મહાદેવ વગેરે વીર પુરુષોને તેમના કરતાં વધારે ઉંચી કોટિના માનવા યોગ્ય છે. કેમકે તેમનો મત બીજી રીતે પણ તે વખતે સર્વમાન્ય હતો.

### (૫) ક્રતુધ્વંસી

મહાદેવનો વિચાર કરતી વખતે તેમનો યજ્ઞવિધ્વંસક ગુણ પણ જોવો જોઇએ. "ક્રત-

ધ્વંસી" શબ્દનો અર્થ 'યજ્ઞનો નાશ કરનાર' થાય છે. મહાદેવ યજ્ઞના નાશ કરનારતરીકે પ્રસિદ્ધ છે. દક્ષ પ્રજાપતિના યજ્ઞનો તેમણે નાશ કર્યો હતો. દક્ષ પ્રજાપતિ તેમના સંબંધી પણ હતા. યજ્ઞનો નાશ કરવાના ગુણથી આ મહાદેવવિષે થોડી શંકા ઉપજે છે;અને તે શંકા, જ્યારે આપણે જોઇએ છીએ કે મહાદેવે હમેશાં અસુરો અને રાક્ષસોને મદદ કરી છે, ત્યારે વધારે દૃઢ થાય છે. બાણાસુર વગેરેને મહાદેવે મદદ કરી હતી અને તેથીજ દેવો તથા આર્યોને ખૂબ સહન કરવું પડયું હતું. બાણાસુર જેવા અનેક રાક્ષસોને મહાદેવ મદદ કરતા હતા અને તેથી તેઓ પ્રબળ થઇને દેવો તથા આર્યોને દુઃખ દેતા હતા. મહાદેવનો યજ્ઞભંગ કરવાનો સ્વભાવ અને અસુરોને દેવો તથા આર્યોની વિરુદ્ધમાં પ્રબળ બનાવવાની રાજનીતિ સ્પષ્ટ દર્શાવે છે કે, તેઓ શરૂઆતમાં દેવોના પક્ષપાતી અને આર્યોના સહાયક ન હતા. પરંતુ ઘણા વખત સુધી પોતાની મરજીમાં આવે તેમ વર્તનારા, સ્વતંત્ર અને દેવો કે આર્યોના કલ્યાણમાટે તેઓ સંપૂર્ણ ઉદાસીનજ રહ્યા હતા. પછી જ્યારે તે ઉપેન્દ્ર વિષ્ણુના પ્રયત્નથી અનેક વાર નિષ્ફળ થયા ત્યારે મહાદેવે પોતેજ દેવોના પક્ષમાં રહેવાનું યોગ્ય ગણ્યું અને તે પછીજ તેમણે દેવો તથા આર્યોને કશું દુઃખ દીધું નહિ. અર્થાત તેઓ પહેલી અવસ્થામાં રાક્ષસોના મદદગાર હતા; પરંતુ પાછળથી વૃદ્ધાવસ્થામાં દેવો અને આર્યોના હિતસ્વી થયા હતા.

## (૨૧) યજ્ઞભાગમાટે યુદ્ધ

આ પૂર્વે દર્શાવેલુંજ છે કે, મહાદેવ "ક્રતુધ્વંસી, યજ્ઞહન્, યજ્ઞઘાતી" વગેરે નામોથી પ્રસિદ્ધ છે. તેમણે દક્ષ પ્રજાપતિનો યજ્ઞ નષ્ટભ્રષ્ટ કર્યો હતો, તે વિષેની કથાઓ રામાયણ, મહાભારત વગેરે ઇતિહાસોમાં અને ઘણાં ખરાં પુરાણોમાં પણ પ્રસિદ્ધ છે. એ હકીકત આ પ્રમાણે છેઃ–

"દક્ષ પ્રજાતિએ યજ્ઞ કર્યો હતો, તેમાં તેમણે બધા દેવોને નિમંત્રણ આપ્યું હતું;પરંતુ મહાદેવને નિમંત્રણ આપવાનું તેમને યોગ્ય લાગ્યું ન હતું. આથી ઝગડો થયો અને તે વધતાં વધતાં યુદ્ધ પણ થયું. મહાદેવે પોતાના ભૂતગણોને તેમના સેનાપતિ સાથે યજ્ઞસ્થાને મોકલ્યા અને તેમણે ત્યાં જઇને યજ્ઞમંડપ તથા સમસ્ત યજ્ઞનો નાશ કર્યો."

**केचिद्बभंजुः प्राग्वंशं पत्नीशालां तथा परे । सद आग्नीध्रशालां च तद्विहारं महानसम् ॥**
**रुरुजुर्यज्ञपात्राणि तथैकेऽग्नीननाशयन् । कुंडेष्वमूत्रयन्केचिद्बिभिदुर्वेदिमेखलाः ॥**
**अबाधन्त मुनीनन्य एके पत्नीरतर्जयन् । अपरे जगृहुर्देवान्प्रत्यासन्नान्पलायितान् ॥**

(શ્રીમદ્‌ભાગવત૦ ૪–૬ શ્લોક ૧૪ થી ૧૬)

"કેટલાકોએ યજ્ઞશાળાના વાંસ ભાગી નાખ્યા; પત્નીશાળા ભાગી નાખી; સભાસ્થાન, આગ્નીધ્રશાળા અને પાકશાળાનો કેટલાકોએ નાશ કર્યો; કેટલાકે યજ્ઞપાત્ર તોડી નાખ્યાં; બીજાઓએ અગ્નિ હોલવી નાખ્યો; કેટલાક યજ્ઞકુંડોમાં મૂતર્યા, વેદી અને મેખલા કેટલાકોએ તોડી નાખ્યાં; ઋષિમુનિઓને ધમકી આપી; અને કેટલાકે પત્નીઓનાં અપમાન પણ કર્યાં; અને બીજા કેટલાકોએ દેવોને પકડીને ખૂબ માર માર્યો."

આ બળવામાં દેવતાઓ પણ ખૂબ ઘાયલ થયા હતા. કેટલાકના દાંત તૂટી ગયા; કેટલાકને મોટા મોટા ઘા પડયા અને કેટલાકોની આંખો પણ ફુટી ગઇ હતી. એનું વર્ણન જુઓઃ–

**जीवताद्यजमानोऽयं प्रपद्येताक्षिणी भगः । भृगोः श्मश्रूणि रोहन्तु पूष्णो दन्ताश्च पूर्ववत् ॥**
**देवानां भग्नगात्राणामृत्विजां चायुधाश्मभिः । भवतानुगृहीतानामाशु मन्योस्त्वनातुरम् ॥**

(શ્રીમદ્‌ભાગવત૦ ૪–૬ શ્લોક ૫૧, ૫૨)

"યજમાન જીવો, ભગની આંખ સારી થાઓ, ભૃગુની મૂછો ઠીક થઇ જાઓ, પૂષાના

દાંત પહેલાં જેવા થાઓ, પથ્થરોથી ઘવાયલાં દેવોનાં ગાત્ર અને ઋત્વિજોનાં શરીરો સાજાં થાઓ." આ વર્ણનથી સમજાય છે કે, યજમાન દક્ષ પ્રજાપતિ એટલા બધા ઘાયલ થયા હતા કે તેમના જીવનની પણ આશા ન હતી. ભગ દેવતાની આંખો ફુટી ગઇ હતી; પૂષાના દાંત તૂટી ગયા હતા; ભૃગુની દાઢીમૂછ કાપી નાખી હતી અને બીજા દેવોનાં શરીરોના જૂદા જૂદા ભાગમાં મોટા મોટા ઘા પડેલા હતા. આ બળવાથી મહાદેવને જે યજ્ઞભાગ મળ્યો તેનું પણ વર્ણન જુઓઃ–

**एष ते रुद्र भागोऽस्तु यदुच्छिष्टोऽध्वरस्य वै। यज्ञस्ते रुद्रभागेन कल्पतामद्य यज्ञहन् ॥**

(શ્રી૰ ભાગવત૰ ૪–૬ શ્લોક ૫૨)

"હે યજ્ઞઘાત કરનારા રુદ્ર મહાદેવ! યજ્ઞનું ઉચ્છિષ્ટ અન્ન આપને મળશે, તેથી યજ્ઞ ચાલવા દો."

અર્થાત મહાદેવ અને તેમના ભૂતગણોને યજ્ઞનો ઉચ્છિષ્ટ અન્નભાગ આપવાનો નિશ્ચય કરવાથી મહાદેવ અને ભૂતગણોએ એ પછી કદી યજ્ઞને છિન્નભિન્ન કર્યો નહિ. ઉચ્છિષ્ટ અન્નભાગ એટલે એઠું અન્ન એવુંજ સમજવાનું કંઇ કારણ નથી. એનું એજ તાત્પર્ય જણાય છે કે, અન્યાન્ય દેવોને અન્નભાગ આપ્યા પછી જે અન્નભાગ બાકી રહેશે, તે રુદ્રને અપાશે. આટલા અન્નભાગથી ભૂતગણો સંતોષ પામ્યા. યુદ્ધ કરીને અન્નનો ભાગ કિંવા અન્નનો પહેલો ભાગ પણ ન લીધો, પરંતુ ઉચ્છિષ્ટ ભાગથીજ સંતોષ પામ્યા!

દક્ષાદિ આર્યો દેવોનો સત્કાર કરતા હતા અને તેમને અન્નભાગ આપતા હતા; પરંતુ ભૂતલોકોને કે તેમના ભૂતનાથ મહાદેવને યજ્ઞમાં કોઇ નિમંત્રણે આપતું નહિ, અને અન્નભાગ પણ આપતું ન હતું. યજ્ઞસમયે દેવજાતિના લોકો યજ્ઞમંડપમાં આવી વ્યાસપીઠ ઉપર બેસતા હતા અને તાજા અન્નનો ભાગ જમતા હતા. આર્યલોકો પણ એજ પ્રમાણે યજ્ઞમાં આવતા હતા અને બાકીનું વધેલું અન્ન જમીનમાં દાટી દેતા અથવા પાણીમાં ફેંકી દેતા હતા; પરંતુ ભૂતલોકોને યજ્ઞમંડપમાં આવવાની અને અન્નભાગ લઇ જવાની રજા ન હતી. હાલમાં પણ બ્રાહ્મણોના યજ્ઞાદિ કર્મ કરવાના સ્થાનમાં અંત્યજ, ઢેડ, ચમાર અથવા મ્લેચ્છ, યવન વગેરે અન્યધર્મી માણસો આવી શકતા નથી; તેજ પ્રમાણે પહેલાંના વખતમાં આ રિવાજ ચાલતો હશે. આથી ભૂત લોકો યજ્ઞમંડપની ચોતરફ અન્નની ઇચ્છાએ તડકો સહન કરતા અને વરસાદમાં ભીંજાતા ભીંજાતા ફરતા હશે; પરંતુ મિથ્યાભિમાની આર્યો અને શક્તિના અભિમાની દેવો આ ભૂખથી પીડાતા ભૂતો તરફ કંઈ પણ ધ્યાન આપતા ન હતા. વાચક જોઇ શકશે અને વિચારી શકશે કે, ભૂખ્યા માણસો આટલું અપમાન અને દુઃખ કયાંસુધી સહન કરી શકે? તેથી અંતે આ ભૂતોએ યજ્ઞમંડપ ઉપર પથરા ફેંકયા અને એકદમ અંદર ઘુસી જઈને યજ્ઞને ખૂબ નુકસાન કર્યું!

અહીં પ્રશ્ન થાય છે કે, આ ભૂત લોકો વૈદિક ધર્મી કે આર્ય ધર્મી હતા કે બીજા હતા? ઉપરના વર્ણનથીજ એ વાત નકકી થાય તેમ છે. ઉપરના વર્ણનમાં નીચેની બાબતો છેઃ–

(૧) યજ્ઞશાળા તોડી નાખી; (૨) યજ્ઞપાત્ર, વેદીઓ અને યૂપ તોડી નાખ્યા; (૩) યજ્ઞકુંડોમાં મૂતર્યા; (૪) ઋષિમુનિઓ અને સ્ત્રીઓનાં અપમાન કર્યાં; અને (૫) દેવોને માર્યા–પછાડયા.

યજ્ઞશાળા, યજ્ઞપાત્ર, વેદીઓ અને યૂપ તોડી નાખ્યા અથવા દેવોને માર્યા–પછાડયા; એટલુંજ હોત તો તો વ્યક્તિગત દ્વેષને લીધે તે બનવાજોગ હોવાથી એમાં કંઇ મોટી વાત ન ગણાત; પરંતુ–

(૧) યજ્ઞકુંડોમાં મૂતરવું, (૨) સ્ત્રીઓનું અપમાન કરવું તથા (૩) મુનિઓ અને સંતોને દુઃખ દેવું.

આ કાર્ય એવાં છે કે સ્વધર્મી લોકો તો તે નજ કરે. ઓછામાં ઓછું યજ્ઞકુંડોમાં મૂતરવું એ તો યજ્ઞના અપમાનનું સંપૂર્ણ દ્યોતક છે. હાલમાં અંત્યજોને બ્રાહ્મણ વગેરે ત્રિવર્ણ દ્વિજો તેમનાં ધર્મકાર્યોમાં સામેલ થવા દેતા નથી; પરંતુ અંત્યજ સ્વધર્મી હોવાથી તેઓ કદીપણ અંદર દાખલ થઇને યજ્ઞમાં કે મૂર્તિ ઉપર મૂતરશે નહિ. હા, જો મુસલમાનો અવળા ફાટ્યા તો તેઓ યજ્ઞકુંડોમાં મૂતરશે; દેવતાઓની મૂર્તિઓ તોડી નાખશે અને સ્ત્રીઓને પણ સ્વેચ્છાનુસાર સતાવશે. સ્વધર્મી અને પરધર્મી લોકોની મનોવૃત્તિ વચ્ચેનો આ ફેર જોવા જેવો છે. આજ દૃષ્ટિએ દક્ષયજ્ઞમાં મહાદેવના ભૂતીઆઓ ઘુસે છે અને યજ્ઞકુંડોમાં મૂતરે છે તથા સ્ત્રીઓ અને મુનિઓનું અપમાન કરે છે. આ ઉપરથી એ વાત તો નક્કી સિદ્ધ થાય છે કે, ભૂતલોકોને યજ્ઞાદિ માટે જરા પણ માનવૃત્તિ ન હતી. જો જરા પણ હોત તો તેઓ કદીપણ યજ્ઞકુંડમાં મૂતરત નહિ. માંહોમાંહેના દ્વેષને લીધે બીજી બાબતો થવાનો સંભવ ખરો; પરંતુ યજ્ઞકુંડમાં મૂતરવું, એ એક એવી બાબત છે, કે જે સ્વધર્મી માણસ કદીપણ કરેજ નહિ.

આટલા અત્યાચારો કરવા છતાં પણ ભૂતો યજ્ઞના ઉચ્છિષ્ટ અન્નથીજ સંતોષાઈ ગયા. આથી તેમની બુભુક્ષિત અને ગંદી પરિસ્થિતિનોજ ખ્યાલ આવી શકે છે. હાલમાં એઠું અન્ન ખાનારા કેટલાય અંત્યજો અને ભંગી વગેરે છે. એઠું અન્ન કોઈને આપવું એ ઉત્તમ કામ છે, એમ અમારૂં કહેવું નથી, પણ હાલમાં એ રિવાજ છે એજ કહેવાનું છે. બીજી જાતના લોકો એઠું અન્ન નથી ખાતા. બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે ઉચ્ચ દ્વિજાતિ મનુષ્યો ભોજન કરી રહ્યા પછી જે અન્ન વધે છે તે જોકે એઠું ગણાતું નથી; તોપણ તેના ઉપર પોતાનો અધિકાર રાખનારા પણ આબરૂદાર ગણાતા નથી. તાત્પર્ય એટલુંજ છે કે, કોઇપણ રીતે વિચાર કરીએ તો આ ભૂતજાતિ ઉચ્છિષ્ટ યજ્ઞભાગ ઉપર સંતોષ પામી; તેજ સિદ્ધ કરે છે કે, તેઓ જાતેજ તેમને એથી વધારે લાયક માનતા ન હતા. દેવ અને દ્વિજોના ભોજન પછી જે અન્ન વધે તેટલું પણ મળે; તો પણ તે તેમને માટે બહુ છે એમ ભૂત લોકો અને તેમના નેતા માનતા હતા.

ભૂતજાતિએ દક્ષપ્રજાપતિના યજ્ઞ ઉપર જે હુમલો કર્યો હતો તે કોઇ મોટાં શસ્ત્રાસ્ત્રો-વડે પણ કર્યો ન હતો. "आयुधाश्मन्" એટલે કે તેમણે પથ્થરનોજ ઉપયોગ કર્યો હતો. તેમના મુખીએ માત્ર એક–બે તીર ચલાવ્યાં હતાં. અંદર બેઠેલા દેવો, મુનિઓ અને ઋત્વિજો પોતપોતાના કાર્યમાં નિમગ્ન હોવાથી માત્ર ગભરાવાથીજ તે બધા હારી ગયા હતા. તાત્પર્ય એ છે કે, તેમનાં તે વખતનાં હથિયારોમાં પણ પથ્થરજ હતા. આથી પણ તેમની ગંદી અને સામાન્ય સ્થિતિનો ખ્યાલ આવે છે.

આ બધી મહાદેવની ઐતિહાસિક કથાઓ ધ્યાનપૂર્વક વાંચવાથી સ્પષ્ટ સમજાય છે અને કોઇ પણ પ્રકારની શંકાજ નથી રહેતી કે, મહાદેવના પૂર્વ અને ઉત્તરજીવનમાં આ પ્રમાણે પરિવર્તન જરૂર થયું હતું–અર્થાત જેઓ પ્રથમ વિરોધી હતા તેઓ મારપીટ કરવાના કારણેજ પછી ઉચ્છિષ્ટ ભાગને લાયક માનવામાં આવ્યા હતા.

મહાદેવની રહેણીકરણીનું નિરીક્ષણ આ રીતે કર્યા પછી આપણે દેવોની રહેણીકરણીનું નિરીક્ષણ કરીશું તો આપણને ઘણો બોધ મળી શકે તેમ છે.

## (૫) વિષ્ણુનું પીતામ્બર

દેવોના પહેરવેશવિષે જ્યારે વિચાર કરવા બેસીએ છીએ ત્યારે સૌથી પહેલું વિષ્ણુનું પીતામ્બર યાદ આવે છે. એ ઉત્તમ વસ્ત્ર હતું. બધા દેવોમાં કપડાંલત્તાં પહેરવામાં તથા આભૂષણ વગેરે ધારણ કરવામાં વિષ્ણુ મહાકુશળ દેવ હતા. એક કવિએ પોતાના કાવ્યમાં કહ્યું છે કે:—

**किंवा समस्तत्र विचारणीयं वासः प्रधानं खलु योग्यतायाः ।**
**पीताम्बरं वीक्ष्य ददौ स्वकन्यां चर्माम्बरं वीक्ष्य विषं समुद्रः ॥**

" સમુદ્રમંથન વખતે વિષ અને લક્ષ્મી પેદા થયાં. એ બે પદાર્થોમાંથી સમુદ્રે લક્ષ્મી વિષ્ણુને એટલામાટે આપી કે તેઓ ઉત્તમ પીતાંબર પહેરનારા સુંદર દેવ હતા; અને તેજ સમુદ્રે વિષ મહાદેવજીને એટલા માટે આપ્યું કે તેઓ ચામડું પહેરનારા અને વિરૂપ–બેડોળ–દેવ હતા." આ સુંદર કાવ્યનું તાત્પર્ય એટલુંજ છે કે, ઉત્તમ પોષાક પહેરવો જોઇએ અને ત્યારેજ બીજા ઉપર ઉત્તમ પ્રભાવ પડે છે. અસ્તુ.

ઉપેન્દ્ર વિષ્ણુની સુંદરતા અને રહેવાની સુશોભિત પદ્ધતિ સર્વત્ર પ્રસિદ્ધ છે, તેથી તેનું વધારે વર્ણન કરવાની અહીં જરૂર નથી. આપણે અહીં તેમના સુંદર પીતાંબરનુંજ દર્શન કરવું છે. તે ઘણુંજ સુંદર રેશમી વસ્ત્ર હતું તેમ તેમનું ઉત્તરીય વસ્ત્ર (ઉપરણો), તેમની પુષ્પમાળા, તેમના કંઠના શણગારો અને તેમનો સુંદર મુકુટ એ પણ અત્યંત રમણીય હતાં. સમ્રાટ્ ઇંદ્રનું વસ્ત્ર પણ સુંદર, તેમનો ઝબ્ભો જરીના નકશીદાર ભરતવાળો અને ઉપરણો પણ જરીના નકશીદાર ભરતવાળો હતો. મરુતોના ફેંટા તો બહુજ સુંદર હતા તથા શણગારો પણ મનોહર હતા. અશ્વિનીકુમારોની પણ સુંદરતા સર્વત્ર પ્રસિદ્ધ છે. તાત્પર્ય એ છે કે, દેવોનાં કપડાંલત્તાં પણ–સુંદર અને મનોહર હોવાનાં સ્પષ્ટ વર્ણનથી નક્કી થાય છે કે, ત્રિવિષ્ટપના દેવો વસ્ત્રોના જમાનામાં આવી ચૂકયા હતા. ભૂતાનના ભૂતીઆઓ જ્યારે ચામડાં પહેરવાના જમાનામાં હતા,તેજ વખતે ત્રિવિષ્ટપના દેવો ઉમદા વસ્ત્ર પહેરવાની સ્થિતિમાં આવી ચૂકયા હતા.

## (સ) દેવોનાં શસ્ત્રાસ્ત્ર

હવે દેવોનાં શસ્ત્રાસ્ત્રોનો પણ થોડોક વિચાર કરવો જોઇએ. દેવોનાં યુદ્ધ વગેરેના વર્ણન ઉપરથી સમજાય છે કે ધનુષ્ય, બાણ, ગદા, તરવાર, ભાલા વગેરે શસ્ત્રો તેમની પાસે હતાં. કેટલાય પ્રસંગોમાં તેમનાં ખાસ શસ્ત્રાસ્ત્રોનું વર્ણન આવે છે. જેમકેઃ–વિષ્ણુનું ચક્ર. આ ચક્ર હાલના શીખોના ચક્ર જેવુંજ હતું. સંભવ છે કે, શીખોના ચક્રનો અને વિષ્ણુના ચક્રનો મેળ બેસી જાય. મરુતો પાસે ભાલા, બરછી, તમંચા, તરવાર વગેરે શસ્ત્રો હતાં. પૂષાદેવતા પાસે એક હથિયાર હતું, તે ભાલાના જેવું હતું. એ બધાં હથિયારો પોલાદનાંજ બનતાં હતાં. આ શસ્ત્રાસ્ત્ર અને મહાદેવ પાસેનાં ત્રિશૂળ વગેરે પણ લોખંડનીજ પ્રગતિનાં દ્યોતક છે. પોલાદ બનાવવાની અને તેમાંથી શસ્ત્રાસ્ત્રો તૈયાર કરવાની વિદ્યા એ સ્થાનોમાં જરૂર પ્રચલિત હતી. ત્યારબાદ મનમાં ઇંદ્રના વજ્રનો વિચાર આવે છેઃ–

## (હ) ઇંદ્રનું વજ્ર

શસ્ત્રોમાં સૌથી ઉંચી જાતનું ઇંદ્રનું વજ્ર છે, અને વૃત્રાસુરને મારવામાટે દેવોના કારીગર ત્વષ્ટાએ તે બનાવ્યું હતું. તેમાં દધીચીઋષિનાં હાડકાંનો મુખ્યત્વે ઉપયોગ થયો હતો. દધીચિની પાંસળીઓ તેમાં ચોઢેલી હતી. પુરાણોનાં વર્ણન જોતાં સમજાય છે કે, આ દધીચિ ઋષિ હતા; અને તેમણે પરોપકારને ખાતર પોતાનાં હાડકાં આપ્યાં હતાં; પરંતુ તેનો વિચાર અતિસૂક્ષ્મ દૃષ્ટિએ કરવો જોઇએ. રાષ્ટ્રકાર્યને ખાતર પોતાના સર્વસ્વનું સમર્પણ કરવાનો બોધ દધીચિના આત્મત્યાગમાંથી મળી આવે છે. આ દષ્ટિએ દધીચિની ઉપલી કથા ઘણીજ બોધપ્રદ હોવામાં જરા પણ શંકા નથી; પરંતુ મનુષ્યનાં હાડકાંનું વજ્ર બની શકે કે નહિ, તેનો વિચાર કારીગરીની દષ્ટિએ પણ કરવો જોઇએ. હાથીના દાંત, હાથીનાં પાંસળાં અથવા એવાં મોટાં જાનવરોનાં હાડકાં વગેરેનાં હથિયાર બની શકે છે. શસ્ત્ર કે અસ્ત્ર બનાવવા માટે એવા પદાર્થો જોઇએ, કે જે જાતે મજબૂત હોય અને તૂટી જાય તેવા ન હોય.

મનુષ્યનાં હાડકાં એવાં નથી. બધાં પશુઓ કરતાં માણસનાં હાડકાં બહુ કમજોર હોવ
સાચેજ કોઇ ઋષિનાં–અર્થાત કોઈ મનુષ્યનાં હાડકાંથી કોઇ પ્રબળ અસ્ત્ર બનાવાયું હે
એવી કલ્પના કારીગરીની દૃષ્ટિએ યોગ્ય માનવી મુશ્કેલ છે.હાથીના દાંત કે હાથીનાં પાંસ
અથવા ઘોડાનાં પાંસળાં કે કોઇ બીજા મોટા જાનવરનાં પાંસળાં કે હાડકાંથી ઉપલાં હથિ
બનવાનો સંભવ છે.

તેની તપાસ માટે દધી–ચિ શબ્દને મળતો આવતો શબ્દ દધિ–ક્રા છે,તે અત્રેજોઇએ

(૧) દધિક્ર, દધિક્રા, દધિક્રાવન્.

(૨) દધિચ, દધીચિ, દધ્યંચ્, ( દધિ+અંચ્ )

પહેલો શબ્દ દિવ્ય ઘોડામાટે પ્રસિદ્ધ છે અને બીજો શબ્દ ઋષિનો વાચક છે. પૂર્વે
ઇંદ્રના વજ્રની સાથે ઋષિવાચક શબ્દનો સંબંધ પુરાણોએ બતાવ્યો છે; પરંતુ તે કારીગરી
દૃષ્ટિએ અસંભવિત છે; જેથી આપણે ઘોડાવાચક શબ્દજ એ સ્થળે માની શકીશું, તો તૈ
કરવાની દૃષ્ટિએ પણ ઇંદ્રનું વજ્ર મોટા ઘોડાનાંજ પાંસળાંવડે થઇ શકે તેમ છે. બન્ને શબ
માં “ દધિ ” શબ્દ સમાન હોવાથી આ કલ્પના પણ શક્ય લાગે છે; છતાં તે વિષે પણ વ
શોધ કરવાની પણ અત્યંત આવશ્યકતા છે.

ગમે તો માણસનાં હાડકાંથી ઇંદ્રનું વજ્ર બન્યું હોય અથવા ઘોડાનાં હાડકાંથી બ
હોય; પણ તે કોઇનાં પણ હાડકાંથી બનાવેલું હતું એ તો નક્કીજ વાત છે–અર્થાત હાડકાં
શસ્ત્ર બનાવવાના યુગને દેવજાતિનો યુગ માનવો યોગ્ય છે, કેમકે તેમના સમ્રાટ્નું હથિ
પણ હાડકાંનું બનેલું છે.

મહાદેવ કાચાં ચામડાં પહેરવાના યુગના હતા અને ઇંદ્રાદિ દેવ વસ્ત્રયુગમાં હતા, તો
હાડકાંનાં હથિયાર તો વાપરતાજ હતા; તેથી તેઓ અસ્થિયુગથી તો થોડીક ઉંચીજ સ્થિ
માં આવેલા હતા. ઇંદ્રના વજ્રમાં ત્વષ્ટાએ થોડુંક પોલાદ પણ વાપર્યું હતું અને તેને ત
વીને પાણીમાં ઠારીને તેને ઉત્તમ ધાર નીકળે એવું પાણીદાર બનાવ્યું હતું. આથી સિ
થાય છે કે, આ વજ્ર આખુંયે હાડકાંનું હતું અને તેના અગ્રભાગમાં અણીદાર છરા જોડે
હતા. હાડકાંનાં હથિયાર ઉપર પોલાદના છરા ચોઢવાની કારીગરી અહીં દેખાઇ આ
છે. આ પોલાદ દેવોનો કારીગર જાતેજ બનાવતો હતો અથવા બીજા દેશોમાંથી મંગાવ
હતો, તેનો પત્તો હજુપણ લાગ્યો નથી.

મહાદેવના ભૂતિયા કારીગર અને ઇંદ્રના ત્વષ્ટા કારીગર પોલાદ અને હાડકાંના યોગ
હથિયાર બનાવતા હતા એમાં સંશય નથી; પરંતુ પોલાદને તેઓ પોતે બનાવતા હતા
બીજા દેશોમાંથી મંગાવતા હતા, એ વિષે શંકા છે. આ વિષે અસુરોની પણ કારીગરી
થોડોક વિચાર કરવો જોઇએ.

## (ળ) અસુરોની કારીગરી

અસુરોનું શિલ્પ, અસુરોની કારીગીરી,અસુરોની માયા–અર્થાત હુન્નર–ઘણાજ પ્રાચી
સમયથી પ્રસિદ્ધ છે. પાંડવોના વખતમાં મયાસુર જેવો કોઇ પણ ઇજનેર આર્યોમાં ન હ
મયાસુર અસુરજાતિનો ઇજનેર હતો અને ભારતવર્ષમાં આવીને ત્યાંના રાજાઓના મહે
વગેરે બાંધી આપીને ખૂબ કમાણી કરતો હતો. હાલમાં યૂરોપના ઇજનેરો આવીને અ
કાર્ય કરે છે, તેનાજ જેવું તે સમયનું આ દૃશ્ય છે.

ભીમની ગદા ભારતવર્ષમાં બનેલી ન હતી, પણ અસુરોની કારીગરીથી બનેલી હ
અને મયાસુરે તે ભીમસેનને ભેટ આપી હતીઃ–

अस्ति बिंदुसरस्युग्रा गदा च कुरुनंदन ॥
निहिता भावयाम्येवं राज्ञा हत्वा रणे रिपून् । सुवर्णबिंदुभिश्चित्रा गुर्वी भारसहा दृढा ॥
सा वै शतसहस्रस्य संमिता शत्रुघातिनी । अनुरूपा च भीमस्य गाण्डीवं भवतो यथा ॥

(મહા૦ સભા૦ અ૦ ૩ શ્લોક ૫ થી ૭)

“હે કુરુનંદન! પેલા બિંદુસરોવરમાં એક મોટી અને ઉગ્ર ગદા પણ પડેલી દેખાય છે. લાખ ગદાઓના જેવી, બહુજ ભાર ઝીલી શકે તેવી, સુવર્ણબિંદુઓથી ચિત્રેલી અને શત્રુનાશિની એવી તે મજબૂત ગદા શત્રુઓને હણ્યા પછી રાજા વૃષપર્વાએ ત્યાં મૂકેલી છે. જેમ ગાંડીવ આપને યોગ્ય છે, તેમ એ ગદા ભીમસેનને લાયક છે.”

એ વગેરે વર્ણનથી સ્પષ્ટ થાય છે કે, ભીમસેનની ગદા અસુર દેશના કારીગરોએ બનાવેલી હતી. ધર્મરાજાના સભાસ્થાનનો બધો સામાન અસુર દેશના કારીગરોએ બનાવેલો હતો; અને તે બનાવવામાં કે વેચવામાં ભારતવર્ષના કારીગરોને કંઈપણ ભાગ મળ્યો ન હતો. કૈલાસ પર્વતની ઉત્તરદિશાએ મૈનાક પર્વતની પાછળ હિરણ્યશૃંગ પર્વત છે, અને ત્યાં બિંદુસરોવર પણ છે. આ સ્થળે વૃષપર્વાના સભામંડપ માટે આણેલા સામાનમાંથી જે કંઇ વધ્યું હતું તેમાંથી ધર્મરાજનો સભામંડપ બનાવ્યો હતો અને વૃષપર્વાના સભામંડપમાટે સામાન અસુર દેશમાંથીજ આણ્યો હતો.

આ પરથી સમજાય છે કે કારીગરીના પદાર્થોમાટે અસુર દેશના માયાવી લોકો તે કાળમાં સુપ્રસિદ્ધ હતા; અને તેઓ પાસેથી ભારે ભારે કારીગરીના પદાર્થો દેવોના રાષ્ટ્રમાં તથા ભારતવર્ષમાં પણ લાવવામાં આવતા હતા. ‘અસુરમાયા’નો અર્થ અસુરોનાં હુન્નરકળાજ છે.

સ્થળે સ્થળે અસુરોની માયાથી દેવો અને આર્યો ડરતા રહેતા હતા. તેનો અર્થ એ છે કે, તેઓ અસુરોની કુશળતાથી, તેમના હુન્નરથી, તથા તેમની ચાલાકી અને કપટથી તેઓ ડરતા હતા—અર્થાત્ તે બાબતમાં દેવો અને આર્યોથી અસુરો ચઢીયાતા હતા. હાલમાં પણ યૂરોપના લોકો યંત્ર બનાવવામાં, યંત્ર વાપરવામાં, તેમજ ચાલાકી અને કપટનીતિ વગેરેમાં ભારતવાસીઓ કરતાં ઘણાજ આગળ વધેલા છે; અને તેથી તેમનાવિષે એક પ્રકારની બીક ભારતવાસીઓના મનમાં રહેલી છે, એજ વાત પ્રાચીનકાળમાં હતી. ભારતવાસીઓ અને દેવો સીધા, સાદા, સાચા દિલના અને કપટનીતિથી અજાણ્યા હતા. તેઓમાં કેવળ ઉપેન્દ્ર વિષ્ણુજ એક એવા દેવ હતા કે જે અસુરો સાથે કપટ કરીને પણ પોતાનો બચાવ કરી શકતા હતા. બાકીના બધા દેવો અને આર્યો અસુરમાયાથી ગભરાઇ જતા હતા. આત્મરક્ષણની દૃષ્ટિએ દેવો અને આર્યોમાં આ મહાન ન્યૂનતા હતી. યુદ્ધના કોઇપણ પ્રસંગમાં જુઓ; જ્યાં અસુરો માયા કપટ અથવા હુન્નરનો ઉપયોગ કરીને આગળ ધસી આવતા કે દેવોમાં ગભરાટ ફેલાતો હતો. આથી આપોઆપ સિદ્ધ થાય છે કે, આ વિદ્યામાં અસુરો બહુજ હોશયાર હતા.

દેવોએ કચને પણ અસુરો પાસેથી વિશેષ વિદ્યા પ્રાપ્ત કરવા મોકલ્યો હતો. ત્યાંથી તે વિદ્યા શીખીને આવતાં સુધી દેવોનો વિજય થતો ન હતો—અર્થાત્ તે વખતે દેવો અસુરો કરતાં યુદ્ધકળામાં ઉતરતા હતા. આ બધી બાબતો જોવાથી સમજાય છે કે, અસુરદેશ વિદ્યા, હુન્નર, કળા, કપટનીતિ વગેરે અનેક સાધનોથી સંપન્ન હતો; અને ઘણાખરા પદાર્થો, શસ્ત્ર વગેરે અસુર દેશમાંથી દેવોના દેશમાં તથા બીજા દેશોમાં વેપારીઓ લાવતા હોય, એ સંભવિત છે. જેમકે હાલમાં તેમજ મરાઠાઓ સામ્રાજ્યના સમયમાં પણ શસ્ત્રાસ્ત્રો યૂરોપથીજ લાવતા હતા. સારી તરવારો, બંદુકો અને તોપો પણ વિદેશીજ હતી. તે એટલે સુધી કે ભારતીય મંદિરોના મોટા મોટા ઘંટ પણ પરદેશમાંથી લાવતા હતા અને અહીંના બનેલા નહોતા. આ બધી શોકનીજ વાત છે, પણ સાચી હોવાથી તે લખવી પડી છે. ધનધાન્યની વિપુલતાને

લીધે પણ ઘણા પ્રયત્ને સાધ્ય થનારાં કળાકૌશલ્ય તરફ તેમનું ધ્યાન બહુજ ઓછું હતું;અ અસુરોનું ધ્યાન તે તરફ વધારે હતું. આથી જેમ ભીમની પ્રસિદ્ધ ગદા અસુરદેશની બનેલ હતી, અને અર્જુનનો શંખ વિદેશી હતો; તેમ બીજાં પણ ઘણાં હથિયારો પરદેશથી લાવવામાં આવતાં હોય એ સંભવિત છે.

ઇંદ્રનું વજ્ર હાડકાંનું હતું અને તેના ઉપર પોલાદના છગ મઢેલા હતા. આખુંયે વજ પોલાદનું બનેલું ન હતું. ઇંદ્ર અને મહાદેવ પાસે કેટલાંક અસ્ત્રો વિશેષ પ્રભાવશાળી પ હતાં; પરંતુ તે આંગળીને વેઢે ગણાય એટલાં–અર્થાત્ બે ચાર કે પાંચ દશ એટલાંજ હતાં હજારોની સંખ્યામાં કદીપણ ન હતાં. અર્જુન મહાપરિશ્રમે મહાદેવ પાસેથી એ પાશુપતાસ્ત્ર અને ઇંદ્ર પાસેથી ચાર–પાંચ અસ્ત્ર લાવ્યો હતો. આટઆટલા યત્ન છ પણ અર્જુન પાસે હથિયારો ગણ્યાંગાંઠયાંજ હતાં અને તેથીજ ઘણી મુશ્કેલીના પ્રસંગ સિવાય ખાસ હથિયારોનો ઉપયોગ કરવામાં આવતો ન હતો. કર્ણે ઇંદ્ર પાસેથી એકજ હથિ ચાર મેળવ્યું હતું અને તે અર્જુનને મારવામાટે સંઘરી રાખ્યું હતું;પરંતુ વચ્ચે આપત્તિ આ પડવાથી તેણે તે અસ્ત્ર ઘટોત્કચ ઉપર છોડયું હતું. આથી પછી તેની પાસે અર્જુનનો ના કરવાનું કોઇપણ હથિયાર બાકી રહ્યું ન હતું. આ બાબતોનો વિચાર કરતાં સમજાય છે કે,આર્યો પાસે તથા દેવો પાસે પણ ગણ્યાંગાંઠયાં શસ્ત્રાસ્ત્ર રહેતાં હતાં. આથી સ્પષ્ટ થાય છે કે, અ શસ્ત્રો બનાવવાનાં મોટાં મોટાં કારખાનાં કયાંય પણ ન હતાં. કોઈની પાસેથી કોઇ વિનાશ શસ્ત્ર માગી લાવતા અને તે ખાસ અમુક પ્રસંગનેજ માટે પાસે રાખી મૂકતા હતા. પોલા અથવા અસ્ત્ર બનાવવાની વિદ્યા દેવો અને આર્યો સારી રીતે જાણતા હોત તો અસ્ત્રોનો બ દુકાળ રહેવાનું કંઇપણ કારણ ન હતું. આ પરથી અમે અનુમાન કરીએ છીએ કે, તિબેટન દેવજાતિ હાડકાંનાં હથિયાર બનાવવાના યુગમાંજ હતી અને પોલાદ વગેરેના ટુકડા કો બહારના દેશમાંથી કોઇપણ રીતે લાવીને પોતાનાં હાડકાંનાં હથિયારોના આગલા ભાગમ મઢી લેતા હતા.

આથી એમ પણ ન માનવું જોઇએ કે, અસુર દેશોમાં આ અસ્ત્રોનાં મોટાં મોટાં કા ખાનાં હતાં. આવું માનવાનું કોઇપણ પ્રમાણ નથી; તથાપિ અસુરોની સંઘશક્તિ, તેમ કપટવિદ્યાના પ્રયોગ, તેમની યુદ્ધની સંગઠિત તૈયારી, જબરા હુમલાઓ કરવાનું સાહસ તેમનાં માયાયુદ્ધ અને તેમના અસ્ત્રપ્રયોગ વગેરેનાં વર્ણન જોતાં સમજાય છે કે, અસુરો પા એ પદાર્થો દેવો અને આર્યોની પેઠે ઓછા પ્રમાણમાં ન હતા.

રામરાવણનાજ યુદ્ધમાં જુઓ કે, રાવણની કેટલી બધી તૈયારી હતી ! તેનાં શસ્ત્રા કેટલાં હતાં અને રામના સૈન્ય પાસે નખ, દાંત અને લાઠીઓસિવાય કંઇપણ ન હતું. શ્રી રામચંદ્રની પોતાની પાસે પણ જો વિશેષ શસ્ત્રાસ્ત્ર ન હોત, તો તેમનો વિજય લગભગ અ શકયજ હતો. રામના વિજયનું મૂળ રાવણની ધાર્મિક અવનતિમાં પણ શોધી શકાય; અમારૂં કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે, અસુર, રાક્ષસ વગેરે લોકો વિશેષ ભૌતિ સાધનોવાળા,વધારે કુશળ, વધારે કપટી અને વધારે શારીરિક શક્તિવાળા હતા.

દેવો અને આર્યોનાં શસ્ત્રાસ્ત્રો ગણ્યાંગાંઠયાં હોવાથી અમે અનુમાન કરીએ છીએ કે ઉપલાં શસ્ત્રાસ્ત્રો બનાવવાનાં પુષ્કળ સાધન ન તો તિબેટના દેવો પાસે હતાં કે ન તો ભારતી આર્યો પાસે હતાં. એ સાધનો તેઓ બીજા દેશમાંથી લાવતા નહિ હોય તેમ અહીં પ પૂરતી સંખ્યામાં બનાવતા નહિ હોય, અથવા બનાવી શકતા નહિ હોય. જો બનાવતા હો તો અસ્ત્રો આટલાં બધાં ઓછાં ન હોય; અને થોડાંક અસ્ત્રોને માટે અર્જુનને ચાર–પાં વર્ષ વિદેશમાં (તિબેટમાં અને ભૂતાનમાં) રહેવાની જરૂરજ ન પડત.

મહાભારતના યુદ્ધવર્ણનથી જણાય છે કે, શસ્ત્રાસ્ત્રો બહુ ફળદાયક પણ ન હતાં. એક તો લડનારા વીરોમાં એકબીજા વીરોનાં ભાષણ સંભળાય એટલુંજ અંતર રહેતું હતું–એકબીજાના અવાજો સાંભળીને તેના સવાલના જવાબ આપવા માટે જેટલું અંતર જોઇએ તેટલુંજ અંતર લડનારા વીરો વચ્ચે રહેતું હતું--અર્થાત્ તેઓ બહુ પાસે પાસે રહીનેજ લડતા હતા. આથી સિદ્ધ થાય છે કે, તેમનાં બાણોનો વેગ પણ બહુ વધારે ન હતો. પાસે પાસે રહીને સવાલજવાબ કરતા કરતા તેઓ એકબીજા સાથે લડતા હતા, અને અસ્ત્ર પણ એજ પ્રમાણે ફેંકતા હતા; તે છતાં પણ દરેક અસ્ત્ર સફળ પણ નીવડતું ન હતું અને અંતે બાણ ચલાવીનેજ શત્રુનો વધ થતો હતો. આ યુદ્ધના કરતાં તો હાલનાં યૂરોપનાં યુદ્ધો બહુજ ભયંકર છે અને યુદ્ધસાધનો પણ હાલમાં પુષ્કળ વધ્યાં છે. અમે કદીપણ નહિ કહીએ કે,આ સારૂં થયું છે;પરંતુ અહીં તો અમે યુદ્ધસાધનોની તુલનાનીજ દૃષ્ટિથી એ વિષે લખીશું. સારૂં હો કે ખોટું હો, તે તો જે હો તે હો. તાત્પર્ય કે અસ્ત્રશસ્ત્રોની અવાસ્તવિક કવિકલ્પના દૂર કરીને આપણે જોઇશું તો પ્રાચીનકાળમાં શસ્ત્રાસ્ત્રોની અલ્પતાજ પ્રતીત થશે. યુદ્ધનો અંતિમ નિર્ણય કરનારૂં શસ્ત્ર ધનુષ્યબાણુજ હતું. લાઠી, સોટી, પથ્થર, ગદા વગેરે સામાન્ય પાયદળનાં હથિયારો હતાં; અને રથી વીરો પાસે ધનુષ્યબાણ રહેતાં હતાં. આ સિવાયનાં બીજાં જે વર્ણન છે, તે કેવળ કવિકલ્પનાનાં છે.

આથીજ અમે કહીએ છીએ કે, ન તો દેવો પાસે કે ન તો આર્યો પાસે શસ્ત્રાસ્ત્રોનાં મોટાં કારખાનાં હતાં; અને તેમનાં શસ્ત્રાસ્ત્રો સામાન્ય લુહારજ પોતાની શક્તિપ્રમાણે બનાવતો હતો. બાકીનું વર્ણન ઘણુંજ અતિશયોક્તિવાળું છે અને કવિકલ્પનાએ ઉપજાવી કાઢેલું છે. જ્યાં દેવસમ્રાટ્‌નું પ્રબળ અસ્ત્ર હાડકાંનું બનેલું હોય, ત્યાં બીજાઓ પાસે તેથી વધારે સારી જાતનાં હથિયાર હોયજ કયાંથી !

## (ક્ષ) સભ્યતાનો દરજ્જો

"વૈદિક ધર્મ" માં અર્થાત્ આર્યધર્મમાં સભ્યતાનો દરજ્જો શસ્ત્રાસ્ત્રોની પ્રગતિ ઉપર કે વસ્ત્રાભૂષણો ઉપરથી નક્કી નથી થઇ શકતો. નિર્ધન અને વસ્ત્રહીન ઋષિમુનિઓ અને સંન્યાસીઓ વૈદિક ધર્મમાં ઉંચામાં ઉંચી કોટિના ગણાય છે; અને ભૌતિક સાધનસંપન્ન માણસો જો તે આત્મજ્ઞાન વિનાના હોય તો અતિ નિકૃષ્ટ ગણાય છે–અર્થાત્ હાલમાં પણ લંગોટધારી આત્મશક્તિસંપન્ન મહાત્મા વંદનીય મનાય છે; અને મોટરોમાં બેસીને ફરનારા ધનપતિઓ એવા મહાત્માઓનાં ચરણોમાં માથું મૂકવામાં પોતાને ધન્ય માને છે. આ સારાંશમાંજ આપણી આર્યસભ્યતાની મહત્તા છે.

જો કે અમે પૂર્વલેખમાં અસુરોની વિશેષ સાધનસંપન્નતા, કુશળતા અને ધૂર્તતા દર્શાવી છે અને દેવો, ભૂતો તથા આર્યોની એ બાબતમાં ઉતરતી સ્થિતિ દર્શાવી છે; છતાં પણ એ ઉપરથી કોઇ એવું અનુમાન ન કરે કે, અમે બીજાઓ કરતાં અસુરોને વધારે સભ્ય દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે. અમારો એ ભાવ બિલકુલ નથી. ભૌતિક સાધનોની વિશેષતામાં કયા કયા દેશો કેવી સ્થિતિમાં હતા, એટલુંજ દર્શાવવાનો પૂર્વલેખમાં અમારો ઉદ્દેશ હતો.

દેવોના રાજ્યમાં નારદાદિ મુનિઓ અને આર્યોના રાજ્યમાં વસિષ્ઠ–વામદેવાદિ મુનિઓ ભૌતિક સંપત્તિમાં તદ્દન ન્યૂન હોવા છતાં વૈદિક સભ્યતાની દૃષ્ટિએ તો તેઓજ સૌથી આગળ હતા; એ વાત દરેક વાચકે વિચારપૂર્વક ધ્યાનમાં રાખવી જોઇએ. અસુરોને પણ પોતાના મહાવિદ્યાલયમાં મુખ્યાધ્યાપકતરીકે શુક્રાચાર્યનેજ રાખવા પડયા હતા. એ ઇત્યાદિ અનેક વાતો દેવો અને આર્યોની સભ્યતા અસુરાદિ કરતાં કેટલાયેગણી ઉંચી હતી, તે દર્શાવી આપે છે. વૈદિક

ધર્મમાં સભ્યતાનો ભાવ "મનુષ્યત્વનો વિશેષ વિકાસ" જ છે; અને તે દેવોમાં, ઋષિમુ(
ઓમાં તથા આર્યોના બ્રાહ્મણોમાં ઘણીજ હતી,કે જે વાત તે વખતના અસુર વગેરે સર્વ કે
જાણુતાજ હતા. નારદમુનિને સુર, અસુર અને આર્યો એકસરખી રીતે માન આપતા હ
તેનું મૂળકારણ એજ છે. તેનો વિસ્તાર આગળ ઉપર બીજા લેખમાં થવાનો છે. અ
તો તેનું દિગ્દર્શનજ કરાવ્યું છે.

દેવો, ભૂતો અને આર્યોનો જે થોડો જેવો વિચાર આ લેખમાં કર્યો છે,તેથી તેમનાં સ્થા
અને રીતરિવાજોનો પણ વાચકોને ખ્યાલ આવશે. એ પછી અસુરાદિના દેશોનો વિચાર કરી
આ દેશોનાં સ્થાન આગળ ઉપર અપાયલા ચિત્રમાં વાચકો જોઇ શકશે. પુરાણોમાં અસુરો અ
રાક્ષસોના દેશ ત્રિવિષ્ટપની પશ્ચિમદિશામાં વર્ણવેલા છે, તેથી દેવોના દેશો નક્કી થતાંજ બી
દેશોનો નિશ્ચય થવો એ અશક્ય વાત નથી.

## (ઞ-૧) અસુરોપાસક

અસુરોપાસક લોકોનું નામ પ્રાચીન કાળમાં અસુર હતું. હાલમાં અસુરોપાસક કેવ
પારસી લોકોજ છે; પરંતુ એ જાતિ હવે થોડીજ રહેલી છે. પ્રાચીન કાળમાં એ એક મહ
જાતિ હતી અને તેમનો દેશ પણ મહાવિશાળ હતો. આસિરિયા વગેરે અનેક દેશોમાં તેઓ
રહેતા હતા. હાલમાં પણ પારસીઓ પોતાના પરમેશ્વરની ઉપાસના "અસુર" અર્થા
"અહુર" નામથી કરે છે.

રાક્ષસલોકો એમના કરતાં જૂદા હતા. જો કે હાલમાં અસુર, રાક્ષસ વગેરે શબ્દો એક
અર્થસૂચક ગણાય છે,પણ પ્રાચીન કાળમાં આ શબ્દો જૂદી જૂદી જાતિઓના વાચક ગણાતા હત
અસુરો કરતાં રાક્ષસોનો દેશ કંઇક ઉત્તરદિશામાં અને દૈત્યોનો અસુરો કરતાં પણ પશ્ચિ
દિશામાં હતો.

દાનવોના સ્થાનને સૂચવનારી "ડાન્યુબ નદી" હાલમાં પણ હોવાથી તેમનો દેશ શો
વામાં બહુ મુશ્કેલી નહિ નડે.

એસિરિયા અથવા અસુર્ય દેશની ઉત્તરદિશામાં ઉરર્તુ દેશ છે; તેજ ઘણે ભાગે વૃ
દેશ છે. ઉકાર ને સ્થાને વકાર અને ર,તથા'ત'ને સ્થાને વ્યુત્ક્રમની કલ્પના કરવાથી તેમાં વૃ
શબ્દ દેખાઈ આવે છે;અને તે દેશ અસુર, રાક્ષસ તથા દાનવોના દેશોના મધ્ય સ્થાનમાં છે.

અસુર અને રાક્ષસોના દેશોની વ્યવસ્થા આ પ્રમાણે છે. જો કે આ દેશ ભારતવર્ષથી ઘણો
દૂર છે, તોપણ અસુર-રાક્ષસાદિ જાતિઓ ભારતવર્ષમાં પણ ત્યાંથી આવીને વસતી હતી; અ
કેટલાક અસુરવીરોએ તેમનું રાજ્ય પણ ભારતવર્ષમાં જમાવ્યું હતું. બાણાસુર વગેરે કેટલા
અસુરવીરો હિમાલયના ડુંગરાઓમાં પોતાનાં રાજ્ય જમાવીને રહેતા હતા. બાણાસુર
રાજ્ય હાલના રામપુર રાજ્યમાં હતું. આ રિયાસત સીમલા જીલ્લામાં છે. સીમલાથી સવા
માઇલ દૂર અને ચીનીના નાના કૈલાસની પાસે આ રિયાસત આવેલી છે. એની શિયાળા
રાજધાની રામપુર છે અને ઉનાળાની રાજધાની સરહન છે. ચીનીગામમાં બાણાસુરનો કિલ્લે
હાલમાં પણ પ્રસિદ્ધ છે; અને કહેવાય છે કે, બાણાસુર ભૂતનાથ મહાદેવને એટલો બ
વહાલો હતો કે તેને મળવામાટે તેઓ રોજ તેને ત્યાં આવતા હતા. ચીની ગામથી ના
કૈલાસ છ માઇલ દૂર છે, અને મોટો કૈલાસ પણ સીધે માર્ગે સાઠ સિત્તેર માઇલથી વધારે દૂ
નથી; પરંતુ હાલનો રસ્તો તો બહુજ લાંબો છે. મહાદેવ પણ વર્ષમાં કેટલાક માસ કૈલાસ
રહેતા હતા અને કેટલાક દિવસ નાના કૈલાસમાં રહેતા હતા. આ રામપુર રાજ્યમાં મહ
દેવનાં શિવમંદિર તથા કાલીમંદિર બહુજ છે; અને સાથે સાથે બાણાસુરની પુત્રી ઉ

વગેરેનાં મંદિર પણ છે. આ ઉષાના મંદિરમાં ખૂબ ધન છે, અને હાલમાં તેનો ઉપયોગ વ્યાજે નાણાં ધીરવામાં થાય છે.

આ બાણાસુરની પુત્રી ઉષા પીતાંબરધારી ઉપેન્દ્ર વિષ્ણુના પુત્ર અનિરુદ્ધ સાથે પરણી હતી; તેથી જણાય છે કે, જેમ બાણાસુર હિમાલયના કોઇ ડુંગરામાં રહેતો હતો, તેમ ઉપેન્દ્ર વિષ્ણુ પણ હિમાલયનાજ પહાડ ઉપર કોઇ જગ્યાએ રહેતા હતા. આ વિષે પહેલાં લખાઇ ચૂકયું છે.

જેમ બાણાસુરનું રાજ્ય હિમાલયમાં હતું, તેમ બીજા પણ અસુરવીરો ભારતવર્ષમાં આવી પોતાનાં રાજ્ય જમાવીને લહેર ઉડાવતા હતા. અત્યારે જેમ ઘણાંખરાં નાનાંમોટાં ગામોમાં અફ્ગાનિસ્તાનના પઠાણો આવે છે અને સાધારણ લોકોને સતાવે છે; તેમ આ અસુરરાક્ષસો પણ ઘણાય ગ્રામવાસીઓને પુષ્કળ દુઃખ દેતા હતા. દક્ષિણ ભારત સુધીમાં તેમનાથી દુઃખી ન હોય એવું કોઇ પણ ગામ ન હતું. પશ્ચિમસમુદ્ર ઉપર વરુણનો અધિકાર હતો અને કેટલાક અસુરરાક્ષસો તેમને આશ્રયે રહેતા હતા. ઉત્તરભારતમાં ભૂતનાથ મહાદેવના આશ્રયથી બાણાસુર વગેરે રાક્ષસો રહેતા હતા; પશ્ચિમભારતમાં તો ખાંડવવન સુધી અસુરરાક્ષસાદિનો અધિકાર હતો અને તેમને હરાવીનેજ પાંડવોને પોતાનું રાજ્ય સ્થાપવું પડયું હતું.

તાત્પર્ય એ છે કે,અસુર વગેરેના દેશો જો કે ભારતવર્ષથી ઘણા દૂર હતા, તોપણ તેમની કેટલીએ જાતિઓ ભારતવર્ષમાં આવીને વસતી હતી; અને ભારતવાસીઓ સાથે વ્યવહાર કરતી હતી. અસુર વગેરે વિષે આટલો વિચાર કર્યા પછી હવે ભારતવર્ષસંબંધી એક મહત્ત્વપૂર્ણ પ્રશ્નનો વિચાર કરીશું. તે પ્રશ્ન આ છેઃ–

## (જ્ઞ–૨) ભારતવાસીઓનું રાજકીય સ્વાતંત્ર્ય

ભારતવાસીઓની રાજકીય સ્વતંત્રતા કયી દિશામાં હતી, તે પણ એક વિચારણીય વાત છે. દેવજાતિ અને ભૂતજાતિનાં સંસ્થાનો ભારતવર્ષમાં પણ હતાં. જે રીતે યૂરોપવાસીઓએ અમેરિકા, ઓસ્ટ્રેલીઆ અને આફ્રિકામાં પોતાનાં સંસ્થાન સ્થાપ્યાં છે; અને તે દેશો યૂરોપીયનોને સ્વાધીન છતાં પણ અમેરિકાનાં સંયુક્ત પ્રાંતો તેમનાથી જૂદા થઇ ગયા છે, અને બીજાં સંસ્થાનો પણ પૂર્ણ સ્વતંત્ર થવાના પ્રયત્નો કરે છે; તેજ જાતનો સંબંધ તિબેટની દેવજાતિ અને ભારતવર્ષની આર્યજાતિ વચ્ચે હતો. ભારતવર્ષમાં દેવજાતિનાં સંસ્થાનો પશ્ચિમદિશાના પ્રાંતોમાં અને ભૂતજાતિનાં સંસ્થાનો પૂર્વદિશાના પ્રાંતોમાં સ્થપાયાં હતાં. એ દરેક સંસ્થાન પોતાને લગભગ સ્વતંત્ર માનતું હતું; પરંતુ પાછળથી અસુર, રાક્ષસ, દાનવ, દૈત્ય, ભૂત અને સુરોના હુમલાઓને લીધે સંસ્થાનવાસી ભારતીય આર્યોએ પોતાના સંઘ બનાવ્યા. પહેલાં જે નાનાં નાનાં "રાજ્ય" હતાં, તે સંઘોમાં ફેરવાઈ જતાંજ "સામ્રાજ્ય" અર્થાત "સંઘનું રાજ્ય" કહેવાયું. નાના "રાજ્ય" ના રાજ્યકર્તાનું નામ રાજા, મોટા મહારાજ્યના રાજ્યકર્તાનું નામ "મહારાજા" અને "સામ્રાજ્ય" ના રાજ્યકર્તાનું નામ "સમ્રાટ્" હતું. તેમનો મનોરંજક ઇતિહાસ ભારતીય યજ્ઞસંસ્થાનું મનન કરવાથી જાણી શકાય તેમ છે. આ વિષય કોઈ બીજા નિબંધમાટે રાખવાનો વિચાર હોવાથી આ સ્થળે તેનો વિચાર નહિં કરીએ; પરંતુ અત્રે એટલું કહેવું આવશ્યક છે કે, ભારતીય આર્યલોકો દેવજાતિનાં સંસ્થાનોના અંગરૂપ હોવાથી દેવજાતિનાજ પક્ષમાં હતા; અને જો કે દેવો અને આર્યોને યુદ્ધ થયા કરતાં હતાં, તોપણ તે યુદ્ધોનું સ્વરૂપ ઇંગ્લૅંડ અને અમેરિકાનાં સંસ્થાનોના સ્વાતંત્ર્યયુદ્ધ જેવુંજ હતું–અર્થાત આર્યો અને દેવોનું યુદ્ધ ભિન્ન દષ્ટિથી જોવું જોઇએ અને આર્યો

તથા રાક્ષસોનું યુદ્ધ ભિન્ન દષ્ટિથી જોવું જોઇએ.

દેવોનાં સંસ્થાનો ભારતવર્ષમાં અનેકવાર સ્થપાયાં હતાં. દેવોની પહેલી વસાહતને મોજો અહીં સ્થિર થયા પછી કેટલાંય વર્ષો બાદ બીજો મોજો પણ ચઢી આવતો હતો. આ રીતે અનેક દેવો ત્રિવિષ્ટપમાંથી ભારતમાં આવી વસ્યા હતા.આથી પહેલાં આવનારાઓને પછીથ આવનારાઓની સાથે પણ યુદ્ધ થતાં હતાં. ભારતભૂમિમાં જેટલાં યુદ્ધ થયાં તેનો વિચાર કરત આટલી બાબતો ધ્યાનમાં રાખીને વિચાર કરવો જોઇએ; અને તેમ થાય તોજ યુદ્ધના મૂળ કારણની મનમાં બરાબર કલ્પના આવી શકશે.

રાક્ષસજાતિએ પણ ભારત ઉપર કેટલીયે વાર હુમલા કર્યા હતા અને થોડાઘણા ભાગ ઉપર અધિકાર પણ જમાવ્યો હતો; પરંતુ એવે વખતે દેવો અને આર્યોના સંઘ બનાવવામ આવતા હતા, અને રાક્ષસોને હાંકી કઢાતા હતા.રાક્ષસોના પક્ષમાં રહી આર્યો અને દેવો સાથે યુદ્ધ કરનાર માત્ર એકલા ભૂતસમ્રાટ્ મહાદેવજ હતા. બીજા દેવોને આર્યો સાથે હમેશાં મિત્ર તાનોજ સંબંધ રહ્યો હતો; અને દેવો તથા આર્યોના ઝગડા માત્ર માંહોમાંહેના ઘરાઉ ઝગડાઓ કરતાં કદી પણ આગળ વધ્યા ન હતા. મહાદેવના અપવાદસિવાય બીજાં યુદ્ધોમ પાઠકો એજ વાત જોઇ શકશે.

તાત્પર્ય એ છે કે, આર્યજાતિ જો કે કેટલીયે બાબતોમાં અસુરો અને રાક્ષસોથી ઓછ બળવાળી હતી; છતાં પણ તે સ્વાતંત્ર્યપ્રિય જાતિ હતી અને સદા આત્મસન્માનને માટે દક્ષ હતી; તેમજ કદી પણ પરતંત્રતા સહન કરનારી ન હતી. બહારથી શત્રુઓના હુમલા થતા હતા પરંતુ તે હુમલાઓને અનેક યુક્તિપ્રયુક્તિઓથી તેઓ હઠાવી દેતા હતા; અને પોતાની સ્વતંત્રત અબાધિત રાખતા હતા. તેથીજ એમની સ્વાતંત્ર્યસ્થાપનાને માટે જે જે યુદ્ધ થયાં હતાં, તેને ઇતિહાસ બહુજ મનોરંજક અને બોધપ્રદ છે. જો હાલની ભારતીય જનતા પોતાના પૂર્વજોન ઇતિહાસને આ દષ્ટિએ જોશે, તો તેને આ સમયમાં પણ ખૂબ ફાયદો થઇ શકે તેમ છે; અને ધૈર્યપૂર્વક આગળ વધવાનું મહત્ત્વપૂર્ણ કાર્ય પણ તેઓ કરી શકે તેમ છે. આશા છે કે, પાઠક પોતાના પ્રાચીન ઇતિહાસનો વિચાર શુદ્ધ ઇતિહાસનીજ દષ્ટિથી કરીને તે ઇતિહાસમ પોતાની ભાવી ઉન્નતિનો માર્ગ જોશે; અને એજ માર્ગપર ચાલીને વિજયભાગી થશે.

૨ જેમ સુરમ્ય સ્થાનમાં ફર્યાથી શરીર શીતળ થાય છે, તેમ અમૃતસમાન મહાભારતની કથાઓ વાંચવા-સાંભળવાથી મન તેમજ પ્રાણ શીતળ થાય છે. 'નારાયણ હેમચંદ્ર'

# મહાભારત શામાટે ખરીદવું જોઈયે !

ભારતવર્ષમાં મહાભારતના નામથી અપરિચિત કોઇકજ હિંદુ હશે. તે રચાયું ત્યારથી માંડીને અદ્યાપિસુધી હિંદુજાતિમાં જે જે સંસ્કૃત ગ્રંથો અતિ આકર્ષક, માર્ગદર્શક અને ઉપકારક ગણાતા આવ્યા છે, તેમાં મહાભારત પણ સદા પ્રથમ શ્રેણીમાંજ રહ્યું છે અને રહેશે.

મહાભારતરૂપી જે મહાસાગરના એક સ્વલ્પ અંશરૂપ 'શ્રીમદ્ ભગવદ્‌ગીતા' જગતભરના વિદ્વાનોને પોતાના અલૌકિક જ્ઞાનગૌરવથી ચકિત કરી રહી છે; જે મહાસાગરમાંથી ગીતા ઉપરાંત બીજાં એવાં એવાં અનુપમ રત્નો હિંદુજાતિને પ્રાપ્ત થયાં છે કે જે નિત્યપ્રતિ લક્ષાવધિ અધિકારીજનોનાં હૃદયને જ્ઞાનભક્તિના અનેરા પ્રકાશથી અજવાળી રહ્યાં છે; જે મહોદધિનાજ એક અગત્યના ખંડરૂપ "શાંતિપર્વ" માં લહેરાઇ રહેલું ધર્મામૃત તેમાં નિમજ્જન કરનારાં હજારો ધર્મજિજ્ઞાસુ હૃદયોને શાંત, પવિત્ર અને ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) ને પાત્ર બનાવતું આવ્યું છે; જે મહાન ગ્રંથનો અદ્‌ભુત પ્રકાશ સહસ્રો વર્ષથી આર્ય નૃપતિઓની પરંપરાને રાજધર્મ અને વીરત્વના ઉત્તમોત્તમ આદર્શ દર્શાવતો આવ્યો છે; જે મહાન ગ્રંથની ઓજસ્વી કથાઓએ શતાવધિ નૃપતિઓને અને લક્ષાવધિ ક્ષત્રિયોને પ્રભાવિત કરી, તેમના પરમ હિતકારી ધર્મપંથે પળાવ્યા છે; જે મહાગ્રંથના પ્રભાવે અતિવિકટ સમયે પણ પ્રતાપ, ગુરુ ગોવિંદ અને શિવાજી જેવા મહાવીરોને આર્યધર્મની રક્ષામાટે અપૂર્વ ચેતના અને અદ્‌ભુત પરાક્રમ આપી તેમને અપાર બળશાળી શત્રુદળો સામે અડગભાવે ઉભા રાખ્યા છે; જે મહાન ગ્રંથની જ્વલંત પ્રેરણાઓથી પ્રેરાઇને લક્ષાવધિ ક્ષાત્રકુળદીપક વીરાત્માઓએ આ નશ્વર જગતપ્રત્યેનાં મોહ-મમતા છોડી દીધાં અને પોતાનાં પ્રચંડ શરીરોને પ્રફુલ્લવદને સ્વધર્મપાલનના મહાયજ્ઞમાં તૃણની પેઠે હોમી દઇ અત્યંત દિવ્ય એવી વીરગતિને પ્રાપ્ત કરી છે; જે મહાન ગ્રંથ ભારતવર્ષની વર્તમાન દીનહીન દશામાં પણ વિદ્વાનથી માંડી ખેડુતસુધીનાં અને રાજાથી માંડી રંકપર્યંતનાં કોટ્યવધિ સંતાનોને આર્યોની અસામાન્ય પ્રાચીન જાહોજલાલીનું સ્મરણ આપતો થકો તેમના એક માણુ-ખચિત સ્મારકસ્તંભરૂપે ભારતવાસીઓને '**उत्तिष्ठत जाग्रत, प्राप्य वरान्निबोधत**' ઇત્યાદિ ઉત્તેજક મહામંત્રો અનેકમુખે સુણાવી રહ્યો છે; અને જે મહાન ગ્રંથ દેવર્ષિ, બ્રહ્મર્ષિ, રાજર્ષિ અને ચારે વર્ણાશ્રમના અનેકાનેક મહાત્માઓનાં ચરિત્રોરૂપી મહામણિઓથી સુશોભિત હોવા ઉપરાંત તેમના વ્યવહાર તેમજ પરમાર્થને લગતા અનેકાનેક પ્રોત્સાહક અનુભવોથી અને ઉન્નતિપ્રદ ઉપદેશોથી ભરપૂર છે; આવો આ આર્યોનાં આદર્શભૂત જ્ઞાનચારિત્ર્યથી શોભી રહેલો મહાસાગરસમો મહાભારત ગ્રંથ, તે પોતાના સમગ્ર સ્વરૂપમાં અને ભારતની પ્રત્યેક ભાષામાં પ્રચલિત થઇ પ્રત્યેક હિંદુ-આર્યના ગૃહને સુશોભિત કરે, ઉચ્ચ પ્રેરણાઓ આપ્યા કરે અને ઉન્નતિપરાયણ રાખ્યા કરે તથા તેમ થાય તેટલા સારૂ તે સ્વલ્પ મૂલ્યે બહાર પડે, એવું કોણ નહિ ઇચ્છે ?

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય } મું૦ અમદાવાદ અને મુંબઇ-૨

# महाभारतनो महिमा अने उपयोग

( મહાભારતનાજ જુદા જુદા શ્લોકો અને શ્લોકાર્ધો ઉપરથી )

**अनागतश्च मोक्षश्च कृष्णद्वैपायनः प्रभुः । संदर्भ भारतस्यास्य कृतवान्धर्मकाम्यया ॥**
**धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ । यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित् ॥**

દીર્ઘદૃષ્ટિવાળા અને મોક્ષસ્વરૂપ એવા ભગવાન વેદવ્યાસે કેવળ ધર્મનીજ કામનાથી આ મહાભારતની રચના કરી છે. હે ભરતશ્રેષ્ઠ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-આ ચાર પુરુષાર્થોના સંબંધમાં આ મહાભારતમાં જે કંઈ કહ્યું છે, તેજ બીજાં શાસ્ત્રોમાં કહ્યું છે; અને જે આમાં કહ્યું નથી તે બીજે ક્યાંય પણ કહેલું નથી.

**एतत्पवित्रं परममेतद्धर्मनिदर्शनम् । एतत्सर्वगुणोपेतं श्रोतव्यं भूतिमिच्छता ॥**
**कायिकं वाचिकं चैव मनसा समुपार्जितम् । तत्सर्वं नाशमायाति तमः सूर्योदये यथा ॥**

આ મહાભારત પરમ પવિત્ર છે, ધર્મને દર્શાવનારૂં છે અને સર્વ ગુણોથી સંપન્ન છે; માટે કલ્યાણને ઇચ્છનારા માણસે આનું વાંચન-શ્રવણ અવશ્ય કરવું જોઇયે. કેમકે એથી કાયિક, વાચિક તથા માનસિક સર્વ પાપો, સૂર્યોદયથી જેમ અંધકાર નાશ પામે તેમ નાશ પામે છે.

**शृणोति श्रावयेद्वापि सततं चैव यो नरः । सर्वपापविनिर्मुक्तो वैष्णवं पदमाप्नुयात् ॥**
**पितॄनुद्धरते सर्वानेकादशसमुद्भवान् । आत्मानंससुतं चैव स्त्रियं च भरतर्षभ ॥**

જે પુરુષ નિત્યપ્રતિ મહાભારત સાંભળે છે કિંવા સંભળાવે છે, તે સર્વ પાપથી મુક્ત થઇને વિષ્ણુના પદને પામે છે; એટલુંજ નહિ પણ હે ભરતશ્રેષ્ઠ ! તે પુરુષ પોતાની અગિયાર પેઢીના પિતૃઓનો, તથા પુત્ર અને સ્ત્રીસહિત પોતાનો પણ ઉદ્ધાર કરે છે.

**यथा समुद्रो भगवान्यथा मेरुर्महान्गिरिः । उभौ ख्यातौ रत्ननिधी तथा भारतमुच्यते ॥**
**न तां स्वर्गगतिं प्राप्य तुष्टिं प्राप्नोति मानवः । यां श्रुत्वैव महापुण्यमितिहासमुपाश्नुते ॥**

જેમ ઐશ્વર્યવાન સમુદ્ર અને મહાપર્વત મેરુ એ બંને રત્નનિધિતરીકે પ્રખ્યાત છે; તેમ આ મહાભારત પણ રત્નોના ભંડારતરીકે પ્રસિદ્ધ છે. મનુષ્યને આ મહાપુણ્યરૂપ ઇતિહાસ વાંચવા-સાંભળવાથી જેવો સંતોષ થાય છે, તેવો સંતોષ સ્વર્ગપ્રાપ્તિથી પણ થતો નથી.

**शरीरेण कृतं पापं वाचा च मनसैव च । सर्वं संत्यजति क्षिप्रं य इदं शृणुयान्नरः ॥**
**भरतानां महज्जन्म शृण्वतामनसूयताम् । नास्ति व्याधिभयं तेषां परलोकभयं कुतः ॥**

જે મનુષ્ય આ મહાભારત વાંચે કે સાંભળે છે; તે મન, વાણી અને કાયાવડે કરાયલાં સર્વ પાપોને ઝટ તજી દે છે. જે મનુષ્ય ઈર્ષ્યારહિત થઇને ભરતવંશીઓનાં મહાન ચરિત્ર વાંચે-સાંભળે છે, તેને વ્યાધિનોજ ભય નથી; તો પછી પરલોકનો તો ભયજ ક્યાંથી?

**इदं हि वेदैः समितं पवित्रमपि चोत्तमम् । श्राव्यं श्रुतिसुखं चैव पावनं शीलवर्धनम् ॥**
**य इदं भारतं राजन्वाचकाय प्रयच्छति । तेन सर्वा मही दत्ता भवेत्सागरमेखला ॥**

આ મહાભારત વેદતુલ્ય છે; ઉત્તમ છે; પરમ પવિત્ર છે; સાંભળવા યોગ્ય છે; કર્ણપ્રિય છે અને શુભ આચરણને વધારનાર છે. માટે હે રાજન્! જે મનુષ્ય આ ભારતનો ગ્રંથ વાંચનારને આપે છે; તેને સમુદ્રપર્યંતની સમગ્ર પૃથ્વી દાન કર્યાનું ફળ મળે છે.

## ૬ મહાભારતના પાઠથી માણસ નિઃસંદેહ ઉચ્ચ મનોભૂમિકામાં પહોંચી જાય છે; અને તેથી મહાભારતનો વધુ પ્રચાર કરવો એ પ્રત્યેક સમજુનું કર્તવ્ય છે.

**મહાત્મા ગાંધીજી એવા ભાવનું કહે છે કે:**—"મેં આ પહેલાં 'મહાભારત'નો સંપૂર્ણ ગ્રંથ વાંચ્યો ન હતો. કોઈ કોઇવાર થોડું થોડું જોયું હોય તે જુદી વાત. મેં તો ઉલટો તેની વિરુદ્ધમાંજ મત બાંધી દીધો હતો કે, એમાં મારપીટ, લડાઇ અને ઝઘડાઓની કહાણીઓ હશે, અને એવાં લાંબાં વર્ણન હશે કે મારાથી વાંચી પણ નહિ શકાય; અથવા હું વાંચવા બેસીશ તો મને નિદ્રાજ આવશે! એથી કરીને મહાભારતનાં છ હજાર પાનાંનાં મોટાં પોથાં જોઇને પ્રથમ તો હું ગભરાયો હતો; પરંતુ પછી જ્યારે મેં તેને વાંચવું શરૂ કર્યું ત્યારે તો પછી એ અમુક ભાગસિવાય એટલું બધું મનમોહક થઇ પડયું–તેમાં એટલી બધી લ્હે લાગી ગઇ કે એકવાર શરૂ કર્યા પછી એ ગ્રંથ પૂરો કરવાને હું અધીરો બની ગયા અને એ સંપૂર્ણ વાંચી રહ્યા પછી એ વિષેના મારા પહેલાંના ખ્યાલો ખોટા ઠર્યા.

એ ગ્રંથ મેં ચાર મહીનામાં (યરોડા જેલમાં) પૂરો કર્યો ત્યારે મને લાગ્યું કે, આ મહાભારતને કાંઇ ઉપમા આપવી હોય તો તે ગણ્યાંગાંઠયાં સુંદર જવાહીરોની એકાદ તિજોરીની ન આપી શકાય; પણ અમૂલ્ય રત્નોની એકાદ અખૂટ ખાણ સાથેજ તેને સરખાવી શકાય, કે જે ખાણને જેમ જેમ વધુ ને વધુ ઉંડી ખોદીએ તેમ તેમ તેમાંથી કિંમતી જવાહીર વધુ ને વધુજ નીકળતાં જાય."

**લોકમાન્ય તિલક મહારાજે કહ્યું છે કે:**—"મહાભારત ગ્રંથ અત્યંત મહત્ત્વપૂર્ણ છે. + + તેમાં ધર્મરાજની સત્યનિષ્ઠા, કર્ણની ઉદારતા, ભીષ્મનું બાહુબળ, અર્જુનનું યુદ્ધકૌશલ્ય ઇત્યાદિ અનેક અવર્ણનીય ગુણોયુક્ત વીરોનાં વર્ણન છે અને તે વીરોનાં ચરિત્ર વાંચવા યોગ્ય તથા મનન કરવા યોગ્ય છે. એમાં પણ ભીષ્મપિતામહનો દૃઢ નિશ્ચય અને શ્રીકૃષ્ણચંદ્રનું રાજનીતિકૌશલ્ય તો વિલક્ષણજ મહત્ત્વ ધરાવે છે. તેમના આગળ બીજાઓના બીજા ગુણો ફિક્કા પડી જાય છે. × × × આથી નવયુવકોને હું કહું છું કે:—**'મહાભારતનું અધ્યયન અવશ્ય કરો અને ભીષ્મપિતામહનો દૃઢ નિશ્ચય તથા શ્રીકૃષ્ણચંદ્રનું રણકૌશલ્ય તમારામાં વધારવાનો પ્રયત્ન કરો.'**"

**મહાન અભ્યાસી શ્રીમાન સાતવલેકર** લખે છે કે:—"જ્ઞાની પુરુષો કહેતા આવ્યા છે કે, જેમને પ્રાચીન ઇતિહાસ નથી તેમને માટે ભવિષ્યમાં પણ આશા નથી; પરંતુ ભારતવાસીઓને તો પ્રાચીન ઇતિહાસ છે, માત્ર ઇતિહાસજ નહિ પરંતુ દિગ્વિજયી, પ્રતિભાપૂર્ણ અને તેજસ્વી ઇતિહાસ છે, અને તેથી ભારતવાસીઓને માટે ભવિષ્યમાં પણ નિઃસંદેહ ભાગ્યદિન સર્જાયલો છે; પરંતુ એ ભાગ્યદિન લાવવા માટે ભારતવાસીઓએ પોતાના પૂર્વજોના એ ભાગ્યશાળી અને પ્રતાપપૂર્ણ ઇતિહાસને જાણવો અને મનન કરવો જોઇએ. માત્ર ઇતિહાસના અસ્તિત્વથીજ કામ નહિ ચાલે, પરંતુ તેનું જેટલું પણ વધારે મનન થશે તેટલોજ વધુ લાભ થવાનો સંભવ છે; અને એવું હોવાથી **આ પ્રતાપપૂર્ણ દિગ્વિજયનો ઇતિહાસ પ્રત્યેક ભારતવાસી સમક્ષ રજુ થવો જોઇએ.**"

"જનસમાજમાં અનેક જાતના લોક હોય છે અને દરેક જાતના લોકની રુચિ જૂદા જૂદા પ્રકારની હોવાથી એકને જે રુચિકર હોય છે તે બીજાને માટે નથી હોતું; પરંતુ આ કાવ્યમય ઇતિહાસ તો એવી અજબ રીતે લખાયો છે, કે **તેમાંથી પ્રત્યેક જાતના માણસને રસાસ્વાદ મળી શકે છે.** આસ્તિક ભગવદ્‌ભક્ત આમાં ભક્તિમાર્ગ જોઇ શકે છે; વેદાંતી આમાંથી આત્મપ્રત્યયનું જ્ઞાન મેળવી શકે છે; તર્કવિશારદ એમાં યુક્તિવાદ જોઇ શકે છે; શાસ્ત્રજિજ્ઞાસુ આમાંથી અનેક શાસ્ત્રના સિદ્ધાંતો જાણી શકે છે; ઇતિહાસપ્રેમી માટે એમાં અતિવિશાળ કાર્યક્ષેત્ર રહેલું છે; રાજપ્રકરણીને એમાં રાજનીતિ દેખાય છે; વીરને એમાં વીરતાનાં દૃષ્ટાંત મળી આવે છે; ગૃહસ્થાશ્રમીને એમાંથી ઉત્તમ ગૃહસ્થનું જીવન જાણવા મળે છે અને બ્રહ્મચારીને આદર્શ બ્રહ્મચારીના દાખલા મળે છે. તાત્પર્ય કે, **જેની જેની જેવી જેવી જિજ્ઞાસા હોય તેની તેની તે તે તમામ પ્રકારની જિજ્ઞાસા આપણા પૂર્વજોના આ અનુપમ પ્રાચીન ઇતિહાસરૂપી મહાભારતમાંથી તૃપ્ત થાય છે.**"

**કવિવર રવીંદ્રનાથ ઠાકુર કહે છે** કે:–"રામાયણ અને મહાભારતને કેવળ મહાકાવ્યજ કહેવાં ન જોઇએ, પરંતુ તે ઇતિહાસ પણ છે. અલબત્ત, તે કાંઇ સમય અથવા ઘટનાઓના ઇતિહાસ નથી; કેમકે ઘટનાઓના ઇતિહાસ તો અમુક સમયનુંજ અવલંબન કરે છે, પરંતુ રામાયણ અને મહાભારત તો ભારતવર્ષના ચિરકાળના ઇતિહાસ છે. બીજા ઇતિહાસો સમય સમયપર ફેરવાતા રહે છે, પરંતુ આ ઉભય ઇતિહાસમાં કાંઇપણ પરિવર્તન નથી થતું. ભારતવર્ષની જે સાધના, જે આરાધના અને જે સંકલ્પ છે; તેનોજ ઇતિહાસ આ બન્ને **મહાકાવ્યોરૂપી રાજપ્રાસાદના ચિરકાળરૂપી રાજસિંહાસનપર સમ્રાટસમો વિરાજે છે.**"

# શ્રીરામાયણનું સંક્ષિપ્ત માહાત્મ્ય

**इदं पवित्रं पापघ्नं पुण्यं वेदैश्च संमितम् । यः पठेद्रामचरितं सर्वपापैः प्रमुच्यते ॥**
**एतदाख्यानमायुष्यं पठन्रामायणं नरः । सपुत्रपौत्रः सगणः प्रेत्य स्वर्गे महीयते ॥**
**पठन् द्विजो वागृषभत्वमीयात् स्यात्क्षत्रियो भूमिपतित्वमीयात् ।**
**वणिग्जनः पुण्यफलत्वमीयात् जनश्च शूद्रोऽपि महत्त्वमीयात् ॥**

**ભાવાર્થ**—આ રામાયણ ચિત્તને શુદ્ધ કરનાર, પાપનો નાશ કરનાર, પુણ્યરૂપ અને વેદના રહસ્યને પ્રતિપાદન કરનાર હોવાથી જે મનુષ્ય એનો પાઠ કરશે, તે સર્વ પાપોથી મુક્ત થશે. જે મનુષ્ય આયુષ્યની વૃદ્ધિ કરનાર આ રામાયણનો પાઠ કરશે; તે પુત્ર, પૌત્ર અને સંબંધીવર્ગસહિત સ્વર્ગમાં સુખ ભોગવશે. રામાયણના પઠનથી બ્રાહ્મણ શબ્દબ્રહ્મના પારને પામે; ક્ષત્રિયને રાજનીતિ પ્રાપ્ત થાય અને વૈશ્યને વ્યાપારકુશળતા તથા શૂદ્રને શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય. **(વાલ્મીકિ રામાયણમાંથી)**

**चौपाई—रामायण सुरतरुकी छाया, दुःखसमय दूर निकट जो आया । रामायण सुरधेनु समाना, दायक अभिमत फल कल्याना ॥ श्री रामायण जहि घर माँहीं, भूत प्रेत तहां भूल न जाँहीं । प्रीति करै रामायण माँहीं, तेहि सम भाग्यवंत कोउ नाँहीं ॥ कथा रामायणकी जहां होई, सो गृह घर मति जाने कोई । सो घर तीर्थरूपसम भासे, तहां गए सब पातक नासे ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." **વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; તેટલો કોઈ પણ "નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." **બંકિમચંદ્ર**

"કાવ્યનાં બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણની બરોબરી કરે તેવો કોઇ "પણ ગ્રંથ કોઇ પણ દેશમાં મળી આવશે નહિ. રામચંદ્ર સરખો અલૌકિક સામર્થ્યવાળો તથા "ઉદાત્ત નીતિવાળો અન્ય કોઈ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દૃષ્ટિએ પડતો નથી; તેમ "મહર્ષિ વાલ્મીકિના જેવી પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળો કવિ પણ કોઇ જણાતો નથી. હોમર "તથા વર્જીલ નામના પ્રાચીન કવિઓના "ઇલિયડ" તથા "ઇનીડ" ગ્રંથો અને મિલ્ટન કવિનો "'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્ય દેશોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતા રામાયણ "કેટલી બધી શ્રેષ્ઠ છે? કદાચ કોઇ કાવ્ય–શક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; "બાકી તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં "અતિશય ઉતરતા છે. સારાંશ કે, રામાયણમાટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે "યોગ્યજ છે." **ચિંતામણ વિ. વૈદ્ય**

"હમ રામાયણ કો પઢ કર કુછ કે કુછ બન જાતે હૈં; હમમેં ઉંચે ઉંચે ખ્યાલ પૈદા હો "જાતે હૈં; ઔર વહ ગુણ જો મનુષ્ય કી ઉત્કૃષ્ટતા કે ભૂષણ હૈં સો હમારે સ્હામને આ કર ખડે "હો જાતે હૈં. સત્ચાચરણ, પુત્રોં કી ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતા કા સ્નેહ, વિનય, "ધૈર્ય, દયાલુતા, સારાંશ યહ કિ માનુષી ગુણોં કા કૌનસા ચિત્ર હૈ કિ જિસકે યથાર્થ રૂપ કો કવિ ને "અપની જાદૂભરી લેખની સે ઇસમેં નહીં લિખા?" **મી. ગ્રીફ્ફ**

"રામાયણ કહને કો તો એક મહારાજા કા જીવનચરિત્ર હૈ; પરંતુ વાસ્તવ મેં યહ સંસાર કે "મલોં કો નાશ કરનેવાલા અગ્નિ હૈ; અંધકાર મેં પ્રકાશ હૈ; સ્રીયોં કા ધર્મ હૈ; પુરુષોં કા પૌરુષ હૈ; "બ્રાહ્મણોં કા બ્રહ્મતેજ હૈ; ક્ષત્રિયોં કા ક્ષાત્રધર્મ હૈ; વૈશ્યોં કા ધન હૈ; શૂદ્રોં કા ધર્મ હૈ; ઔર ગૃહસ્થા- "શ્રમ મેં પ્રવેશ કરનેવાલે નરનારિયોં કા સુખદીપક હૈ. ઇસકી જ્યોતિ કો હાથ મેં રખકર પુરુષ યદિ "માર્ગ દેખ દેખ ચલે, તો હો નહીં સકતા કિ કિસી સમય વહ જીવનયુદ્ધ મેં પરાજય પ્રાપ્ત કરેં...જગત "કા ઇતિહાસ પઢનેવાલે કહતે હૈં કિ હિન્દુજાતિ કો વેદોં કે પ્રચાર હટજાને પર યદિ કિસી રસાયણ "ને જીવિત રખ્ખા હૈ તો યહ રામાયણ હી હૈ. ઇસીકે બલ સે હિન્દુ નારિયોં મેં સતીત્વ કા ઔર "હિન્દુ નરોં મેં બલિદાન કરને કા સાહસ રહા હૈ." **સંતરામ શર્મા**

# સદ્ગ્રંથોના સેવનનો મહિમા

## ( અનેક ઉત્તમ પુરુષોના ઉદ્ગાર )

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (લક્ષ્મીના–સ્ત્રીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." "સ્વામી વિવેકાનંદ"

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે આંતર્વિચાર પણ કરી શકશો." "મહાત્મા ગાંધીજી"

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિસિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય-ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્યસિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે." "બંકિમચંદ્ર"

"ગરીબોને દરિદ્રતામાંથી છોડવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ધણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." "માર્ડન"

"જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો એ આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો એ તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો એ આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ચલાવી ઠંડક આપનારા પંખા છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો એ આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તેમાંથી તૈયાર થયેલા રોટલા છે; જ્ઞાન એ મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન એ સર્વશક્તિમાન પરમાત્મા છે તથા પુસ્તકો એ તે પરમાત્માનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે." "સ્વર્ગનાં રત્નો"

"પુસ્તકોપ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવાસમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"ખોરાકવિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર છે."



## હિંદુજાતિની પરમપાવની રામાયણો

## શ્રી વાલ્મીકિ રામાયણ

### ઉત્તમ ભાષાંતર—આવૃત્તિ બીજી

ચિત્ર ૩૨, પૃષ્ઠ ૧૩૪૦, પાકાં પૂંઠાં, કિં. ૬,
બે ભાગમાં ૬।। પોષસુધી ૦।।। કમી

વળી હનુમાન ઇત્યાદિ વાનર હતા કે મનુષ્ય? રાવણને માથાં દશ હતાં કે એક? હનુમાન સમુદ્ર કૂદીને ગયેલા કે તરીને? વગેરે અનેક બાબતોપર નવોજ પ્રકાશ પાડનારા તથા રામાયણનો અદ્‌ભુત પ્રભાવ અને ઉપકારકતા દર્શાવનારા અનેક મહત્ત્વપૂર્ણ લેખો આમાં છે.

## શ્રી ગિરધરકૃત રામાયણ

આવા મોટા અક્ષરમાં છપાયલી શુદ્ધ આવૃત્તિ,
પૃષ્ઠ ૭૮૦, કદ ૫।।।×૯, પાકું પૂંઠું, મૂલ્ય ૨।

## શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ

### મોટા બેભાગમાં નિકળેલી ત્રીજી આવૃત્તિ

આવા મોટા અક્ષર, વેદધર્મસભાવાળું ઉત્તમ ભાષાંતર,
પૃષ્ઠ ૧૯૦૦, કદ ૬।।।×૧૦, મજબૂત કાગળ તથા
પાકાં પૂંઠાં સાથે રૂ ૧૦, પોષસુધી ૮)

## શ્રી તુલસીકૃત રામાયણ

### આમાં ઉત્તમ ટીકા અને ૪૦ ચિત્રો છે.

મૂળ દોહાચોપાઇ આવા મોટાઅક્ષરમાંછે.
ગુજરાતી ટીકા આવડા મોટા અક્ષરમાં છે.
પૃષ્ઠ ૧૪૨૦, મૂલ્ય ૬, બે ભાગમાં ૬।।
પોષ સુધી રૂ ૦।।। કમી

આમાં ઉપલા અનેક લેખો ઉપરાંત ક્ષેપક કથાઓ, લવકુશકાંડ, તુલસીદાસ ઇત્યાદિ ચાર મહાત્માઓનાં ચરિત્ર, હનુમાનચાલીસા, અષ્ટક, તિથિપત્ર, શલાકાપ્રશ્ન, માહાત્મ્ય તથા બીજી પણ પુષ્કળ બાબતો અપાઇ છે.

સર્વ તાપને શાન્ત કરનાર આર્યોની ધર્મનીતિનો ઉત્તમ ગ્રંથ

## શ્રી શાંતિપર્વ—મહાભારતનું

### નવી આવૃત્તિ—ઉત્તમ ભાષાંતર

પૃષ્ઠ ૯૨૦, મૂલ્ય ૫, પોષસુધી ૪।।

આમાં પિતામહભીષ્મ, ભગવાન શ્રીકૃષ્ણ, દેવર્ષિ નારદ તથા અનેક ઋષિમુનિઓના કલ્યાણકારી સંવાદ અને ઉપદેશો છે.

## શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા

પૃષ્ઠ ૭૦૦, કદ ૫।।।×૯, મૂલ્ય રૂ. ૨।।।

એમાં ગીતાના શ્લોક, અર્થ તથા શ્રીજ્ઞાનેશ્વર મહારાજે ૬૦૦ વર્ષપર રચેલી "ભાવાર્થદીપિકા" નામની ઉત્તમ અને ઉપરાઉપરી અનેક સચોટ દૃષ્ટાંતો આપી ગૂઢ રહસ્યને પણ સાદા રૂપે સમજાવનારી વિસ્તૃત ટીકાનું ભાષાંતર તથા શ્રીજ્ઞાનેશ્વરનું ચમત્કારી ચરિત્ર છે.

# श्रीमद् भागवत भाषांतर

વેદધર્મસભાવાળું ઉત્તમ ભાષાંતર, આવા અક્ષર, ૧૫ ચિત્રો, ઉત્તમ કાગળ, પાકાં પૂંઠાં, મૂલ્ય ૫)

# श्रीमद् भगवती भागवत

અથવા દેવી ભાગવતનું ઉત્તમ ભાષાન્તર ફરી છપાય છે.
દીવાળી પછી રૂ ૫) માં નીકળશે. તરત માટે ૪॥

# श्री रामकृष्ण कथामृत

આવૃત્તિ બીજી-બંને ભાગ ભેગા-પૃષ્ઠ ૬૫૦, રૂ ૨॥

જગપ્રસિદ્ધ સ્વામી શ્રીવિવેકાનંદજીના ગુરુદેવ શ્રીરામકૃષ્ણ પરમહંસ જેવા અદ્ભુત પુરુષની જિજ્ઞાસુઓ તથા વિદ્વાનો સાથેની સરળ, સચોટ અને બોધપ્રદ વાતચીતો, સચોટ દષ્ટાંતો, ગવાયેલાં ભજનો તથા વારંવાર તેમને થઇ આવેલી ભાવસમાધિઓનું આબેહૂબ વર્ણન આ ગ્રંથમાં છે.

મહાન શિવાજીમહારાજના ગુરુ સમર્થ રામદાસ સ્વામીરચિત

# श्री दासबोध

આ ગ્રંથમાં શ્રી સમર્થનું ભવ્ય ચરિત્ર, ઉત્તમ ભાષાંતર, છત્રપતિ પ્રત્યેના તથા બીજા અનેક પ્રકારના ધર્મ-નીતિમય ઉપદેશ, પાકાં પૂંઠાં, પૃષ્ઠ ૬૨૦, મૂલ્ય રૂ. ૨॥

# महाभारत अने रामायण

એ વિષે વિચારો અને સૂચનાઓ.

મૂલ્ય દશ આના, પોષ્ટ સુધી ૭ આના

પદ્યિારકૃત જ્ઞાનભક્તિના સેંકડો દાખલા-દષ્ટાંતથી ભરપૂર

# स्वर्गनां उत्तम पुस्तको

નીકળી ચુકેલી નવી આવૃત્તિઓ

સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી, સ્વર્ગનો ખજાનો, સ્વર્ગનો પ્રકાશ નાનાં છોકરાં પણ સમજે એવી સાદી છતાં અસરકારક શૈલીથી લખાયેલાં ઉપલાં પ્રત્યેક પુસ્તકનું કદ ૫×૯, પૃષ્ઠસંખ્યા ૩૫૦ ની આસપાસ, મૂલ્ય ૧)= અને પાકાં પૂંઠાં સાથે ૧॥= છે.

# भगवद्गीता-सरल अर्थसाथे

ગુજરાતી સરલાર્થ સાથે-નવી આવૃત્તિ છપાય છે. કિં. ૦।
હિન્દી સરલ ટીકા સાથે-પૃષ્ઠ ૨૩૦-મૂલ્ય ૦।-, પાકું ૦।=
મરાઠી સુબોધ ટીકા સાથે-પૃષ્ઠ ૨૩૦-મૂલ્ય ઉપર મુજબ

# मूलमूल भगवद्गीताओ

| પ્રકાર | કદ | પૃષ્ઠ | પાકું પૂંઠું | મધ્યમ |
|---|---|---|---|---|
| મધ્યમ અક્ષરમાં | ૩।×૫॥ | ...૧૮૫... | ૦।... | ૦)≡ |
| મોટા અક્ષરમાં | ૫×૬॥ | ...૨૨૦... | ૦॥... | ૦।= |

# मूलमूल पंचरत्नगीताओ

| | | | | |
|---|---|---|---|---|
| નાના અક્ષરમાં | ગુટકો | ...૨૦૦... | ૦।... | ૦)≡ |
| મધ્યમ અક્ષરમાં | ગુટકો | ...૩૨૫... | ૦।=... | ૦। |
| મોટા અક્ષરમાં | પુસ્તક | ...૩૫૭... | ૦॥... | ૦॥ |

# श्री महाभारत विषे

અનેક વિદ્વાનોના જાણવાજેવા વિચાર

મૂલ્ય૧।, પાકુપૂઠું૧॥, પો.જુદું

# आर्यभिषक् અથવા हिंदनो वैद्य

આવૃત્તિ છઠ્ઠી, કદ ૬॥।×૧૦, પૃષ્ઠ ૭૮૦, મૂલ્ય ૪)
દરેક ઘરમાં ખાસ રાખવા જેવા આ ઉમદા વૈદક ગ્રંથમાં સેંકડો રોગોનાં લક્ષણ, કારણ તથા હજારો ઘરગતુ ઉપાય અને સેંકડો ઔષધોના ગુણ તથા વર્ણનો છે.

# आरोग्यविषे सामान्य ज्ञान

લેખકઃ-મહાત્મા ગાંધીજી, પૃષ્ઠ ૧૪૪, મૂલ્ય ૦।-
સવેળાથીજ રોગોથી દૂર રહી શકાય તથા થયેલા રોગને સાદા, વગરખર્ચના અને કુદરતી ઉપાયોથી ટાળી શકાય એવી રીતો આમાં છે.

**તમારાં બાળકોનાં મનપર ઉમદા વિચારોની છાપ પાડી તેમને સુખી, સદ્ગુણી, બુદ્ધિમાન, ધાર્મિક અને આજ્ઞાંકિત બનાવવા માટે**

# बाल ग्रंथावलिनां पुस्तको

**સદ્ગુણી બાળકો**—પાંચમી આવૃત્તિ, ...પૃષ્ઠ ૧૨૮, રૂ. ૦।-
**બાળકોની વાતો**—પાંચમી આવૃત્તિ, ...પૃષ્ઠ ૯૬, રૂ. ૦।
**બાળસદ્બોધ**—પાંચમી આવૃત્તિ, ......પૃષ્ઠ ૧૨૦, રૂ. ૦।
**સુબોધક નીતિકથા**—ત્રીજી આવૃત્તિ, પૃષ્ઠ ૧૮૪, રૂ. ૦।=
**દુઃખમાં વિદ્યાભ્યાસ**—બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૯૦, રૂ. ૦।

# योगतत्त्व

**આમાં**-હઠયોગ, પ્રાણાયામ, કસરત, સ્નાન, હવા, ઓજસ, શરીરરચના, આંતરિક રચના, વિદ્યુત શક્તિ, મનોબળ, આત્મિક ઉન્નતિ, અંતર્યામીનો અવાજ, ઈ૦ હકીકતો સમજાવેલી હોઇને કદ ૫॥×૮, પૃષ્ઠ ૩૮૪, મૂલ્ય ૧) પાકું પૂંઠું ૧।

આ તે ઇતિવૃત્ત ગ્રંથ ! કે વીરત્વકેરો પંથ ! વીર-વીરાંગનાઓનાં ચરિત્ર-ચિત્ર ! કે જ્ઞાનેચ્છુઓનાં પવિત્ર મિત્ર ! વીર કથાનો સાગર ! કે ગુણરત્નોની ગાગર ! ઉચ્ચતાની હોય આરત, તો લ્યો આ બીજું ભારત !

# राजस्थाननो इतिहास

૮૦૦, ૮૦૦ પૃષ્ઠના બે મોટા ગ્રંથોમાં.
અનેક ચિત્ર ચરિત્રો તથા પાકાં પૂંઠાં સાથે મૂલ્ય માત્ર ૧૦)

# शुभसंग्रह–भाग पहेलो

આમાં ઘરગતુ દવાઓ અને ઉપયોગી સૂચનાઓ ઈ૦ ૧૦૦ બાબતો છે. ત્રીજી આવૃત્તિ, પૃષ્ઠ ૨૦૦, **મૂલ્ય ૦।**, પાંચ પ્રતનો રૂ. ૧ )

# शुभसंग्रह–भाग बीजो

આ ભાગ વિવિધ ગ્રંથમાળાદ્વારા માગશરમાં નીકળશે. એમાં વિવિધ વિષયના અતિ ઉપયોગી સેંકડો વિષય હોઇ
કદ ૬॥। × ૧૦, પૃષ્ઠ ૫૮૪, મૂલ્ય રૂા. ૨) પાકું ૨॥

# दयाळु माता અને सद्गुणी पुत्री

## क्टलीक कन्याबोधक कविताओ साथे

**પૃષ્ઠ ૧૬૦, મૂલ્ય ૦।, રૂ. ૧) ની પ્રત ૫, સો રૂા. ની ૬૦૦**
સ્ત્રીવર્ગ તેમજ પુરુષવર્ગ માટે આમાંની ચારે વાર્તાઓ અસરકારક તથા બોધપ્રદ હોવાથી ઉદારાત્માઓએ એની હજારો પ્રત ભેટ વહેંચી છે.

કુંઘેલાને જગાડે, જાગેલાને ઉભા કરે અને ઉભેલાને દોડાવે એવા

# ચારિત્ર્ય અને ઉત્સાહપ્રેરક ગ્રંથો

નવા નવા અનેક મહત્ત્વપૂર્ણ બનાવો, વિચારો તથા શોધોને ઉપયોગમાં લઇને નવીન દુનિયા—અમેરિકાના વિદ્વાનોએ (મૂળ—અંગ્રેજીમાં) કરેલી ગ્રંથરચનાઓ બહુજ બળવાન, ઉદ્ધારક અને ઉછળતા નવજીવનવાળી હોઇને આગલા જમાનાનાં સ્માઇલ્સનાં પુસ્તકોને ભૂલાવી દે તેવી છે. વ્યાવહારિક શુદ્ધિ અને ઉન્નતિની અત્યારે આપણા લોકોને અધિક અગત્ય હોવાથી સર્વ કોઇમાટે આ પુસ્તકો અત્યંત ઉપકારક છે.

આ પુસ્તકોમાં નિબંધભાગ જૂજ હોઇને ખરાં બનેલાં પ્રોત્સાહક દૃષ્ટાંતોજ વિશેષ હોવાથી તેમાં મનોરંજકતા પણ એવી આવી છે કે, કંટાળેલા, થાકેલા, નિરાશ અને માંદા માણસો પણ તેના વાચન—શ્રવણવડે સતેજ અને આનંદી બની રહે છે; કારણ કે મનુષ્યમાં તેને નહિ સમજાયેલી એવી જે અનેક પ્રકારની શક્તિઓ રહેલી છે, તેનો ખ્યાલ આપીને આ પુસ્તકો, તેનામાં ઉન્નતિ, વિજય અને આરોગ્યાદિ મેળવવાની પુષ્કળ શ્રદ્ધા તથા શક્તિ જાગ્રત કરે છે. આથી તેને પ્રથમ અશક્ય લાગેલી બાબતો શક્ય લાગે છે, અને તે ઉત્સાહપૂર્વક પોતાનું કાર્યક્ષેત્ર શોધી કાઢીને તેમાં ઝુકાવે છે—કૂદી પડે છે.

આ પ્રકારે આ અદ્‌ભુત પુસ્તકોએ હજારો નિરાશ માનવોને આશાવાળા, નિર્બળને બળવાન, બીકણને બહાદૂર, દુઃખીને સુખી, આળસુને ઉદ્યમી, રોગીને નિરોગી તથા હારી બેઠેલાને વિજયી બનાવ્યા છે. તેવાં પુસ્તકો અત્ર તરફથી નીચે મુજબ નીકળ્યાં છે.

## बंकिमनिबंधमाला

પુષ્કળ ઉમેરાસાથે આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ. ૧ાાા

પૂર્ણ નિડર, ધર્મપ્રેમી, કર્તવ્યપરાયણતાની મૂર્તિરૂપ એવા બંગસાહિત્યસમ્રાટ્ બંકિમબાબુના માર્મિક, સચોટ અને હાસ્યરસથી ભરપૂર એવા ધાર્મિક તથા સામાજિક લેખો ઉપરાંત તેમનું અસામાન્ય ચરિત્ર તથા "ધર્મતત્ત્વ" પુસ્તક પણ આમાં છે.

## आगळ धसो

નવી આવૃત્તિ, પૃષ્ઠ ૪૮૦, કદ ૫×૯, રૂ. ૧ાાા,

અંગ્રેજીમાં આની ૧૦૦ થી પણ વધારે આવૃત્તિઓ નીકળી ચૂકી છે. જાપાન, ઇટાલિ વગેરે દેશોમાં તો તે પાઠ્ય પુસ્તકતરીકે ભણાવાય છે. મરહુમ મી. ગ્લૅડસ્ટન, મહારાણી વિક્ટોરીઆ, અમેરિકાના પ્રેસિડેન્ટ અને બીજા પુષ્કળ નામાંકિત મનુષ્યોએ તેનાં વખાણ કર્યાં છે.

## भाग्यना सृष्टाओ

પૃષ્ઠ ૭૨૦, કદ ૫×૬ાાા, છતાં માત્ર રૂ. ૧

આ પુસ્તક "આગળ ધસો"ના ઉમેરારૂપ હોઇ "માણસ પોતેજ પોતાનું ભાગ્ય કેવી રીતે રચી તથા ફેરવી શકે" તે શીખવનારા એક મહાન ઉસ્તાદ જેવું છે. એ મુજબ ચાલીને વિજયી થનારાઓનાં એટલાં બધાં અસરકારક દૃષ્ટાન્તો એમાં ગુંથેલાં છે, કે જેથી વાંચનારનું ચિત્ત આનંદ, ઉત્સાહ અને ઉચ્ચ વિચારોથી ઉછળી આવ્યાવિના રહે નહિ.

## प्रभुमय जीवन

નવી આવૃત્તિ, પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય ૦ાા

માણસો પોતાના સામર્થ્ય તથા સ્વરૂપના અજ્ઞાનને લીધેજ શિશ્નોદરપરાયણ, અલ્પાયુષી, સંકુચિત, સ્વાર્થી, નિર્બળ અને દુઃખી બનતા હોવાથી એ અજ્ઞાન દૂર થાય તથા તેઓ સુખી અને કૃતકૃત્ય બની રહે, એવા આપણા પૂજ્ય ઋષિમુનિઓનાજ સિદ્ધાન્ત આમાં સરલ રીતે દર્શાવેલા છે. "ઇન ટ્યૂન વિથ ધી ઇન્ફીનીટ"નો આ અનુવાદ છે.

૧૬ ભગવત ભેટે ભાવથી, કંપે કાળ કરાળ; ભાવ થકી ભાઇ ભણો, ભવ્ય ગ્રંથની માળ.
ઉત્તમ વાંચન ઉપરે, જો કંઇ હોય વહાલ; 'માળા ગ્રંથ વિવિધ' તણી, તો વાંચો તત્કાળ.

# સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ
## તથા વિચારોના ચમત્કાર

પૃષ્ઠ ૫૫૨, કદ ૫×૬ાા, મૂલ્ય રૂ. ૧
**આ ગ્રંથ સમજાવે છે કે:**—આપણને ઉત્પન્ન કરનારી દિવ્ય પરમાત્મશક્તિ આપણામાંજ વસી રહેલી છે; અને જો તેનો ઉપયોગ કરતાં આવડે તો જીવનકલહના સઘળા ઘા તથા સંકટોને દૂર કરવાનું અમોઘ સામર્થ્ય તેમાં રહેલું છે; દરેક માણસનું હાલનું શરીર અને બીજી સર્વ સ્થિતિઓ, એ સર્વ તેની આંતરસ્થિતિનુંજ પરિણામ હોઇને અત્યારે પણ જો તે ધારે તો પોતાના વિચારોમાં સુધારો કરીને પોતાનાં શરીર, ચારિત્ર્ય તથા બાહ્યસ્થિતિને સુદ્ધાં ફેરવવાને શક્તિમાન છે; અનંત ચૈતન્યસાથેની પોતાની અનાદિસિદ્ધ એકતા અનુભવવામાટે મનુષ્યે પોતાના મનરૂપી દ્વારમાં કેવી રીતે ખરાબ વિચારોને પેસતા અટકાવીને શુભ વિચારોનેજ પેસવા દેવા, તેનું આમાં આબાદ વર્ણન છે.

# આદર્શ દૃષ્ટાંતમાળા

આમાં દેશવિદેશનાં સેંકડો ચરિત્રોમાંથી ચૂંટી કાઢેલાં ૩૮૩ અતિ ઉત્તમ દૃષ્ટાંતો અને વચનો હોઇ પૃષ્ઠ ૩૩૦, મૂલ્ય રૂ. ૧)=

# पुस्तको मंगावनारने सूचना

૧–પોસ્ટેજ માફ ન લખ્યું હોય તે સર્વનું જૂદું. ૨–બહારગામથી મંગાવનારે અમદાવાદજ લખવું. ૩–મંગાવેલામાંનું જે ન આવે તે ખલાસ સમજવું. ૪–રૂ. ૧)થી ઓછાનાં પુસ્તકાદિ માટે નાણું કે ટીકીટો પ્રથમજ મોકલવી. ૫–રેલરસ્તે મંગાવનારે મૂલ્ય ઉપરાંત વધારાના પૅકીંગ ૪૦ નો પણ રૂ. ૦ા પ્રથમથીજ મોકલવો. ૬–૨૫) કે વધુનાં પુસ્તકો લેવાથી કમીશન મળશે. ૭–મહાભારતની પણ ત્રણ પ્રત લીધી હશે તો કમીશન અપાશે. ૮–બહારનાં પુસ્તક લાવી મોકલાશે નહિ. ૯–ઉછી, ઉધાર, કે બક્ષીસ માગવુંજ નહિ.

ઉત્તમ પુસ્તકો ખૂજ કિંમતે પૂરાં પાડનારી ૧૭ વર્ષથી ચાલતી

# વિવિધ ગ્રંથમાળા

## દર વર્ષે વિવિધ વિષયનાં પાા×૮ અને ૫×૯ ના કદનાં ૧૬૦૦ પૃષ્ઠ જેટલાં ઉત્તમ પુસ્તકો માત્ર ૪, માં અપાય છે. પાકાં પૂંઠાં સાથે ૫), પો. માફ

**સંવત ૧૯૮૨માં** "દાનવીર કાર્નેગી" અને "શુભસંગ્રહ–ભાગ પહેલો" નીકળી ચૂકયો છે. એનોજ બીજો ભાગ પણ તરતમાં નીકળી તે પછીનું પુસ્તક પણ સત્વર છપાશે. બીજાં પુસ્તકો–સં. ૧૯૮૩ તથા ૮૪ માટે નીચલાંમાંથી તેમજ નવાં પસંદ કરાય તેમાંથી નીકળશે. મુસ્લીમ મહાત્માઓ, પઢિયારનાં અપ્રસિદ્ધ પુસ્તકો, ભારતના વીર પુરુષો, મહાન શીખ ગુરુઓ, બુકર ટી. વૉશિંગ્ટન, દેશદેવી જોન ઑફ આર્ક, ફાધર ડેમીઅન, કાર્લાઇલ, વિલીયમ વૉલેસ, સત્યાગ્રહ અને અસહકાર, ટુંકી વાતોનો નવો ભાગ, ભારતીય નીતિકથાઓ, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, સુબોધરત્નાકર, વિજયકૃષ્ણ ગોસ્વામીચરિત્ર, સંતમહાત્માઓની વાણીનાં પુસ્તકો, આદર્શ દૃષ્ટાંતમાળા ભાગ બીજો ઇત્યાદિ ઇત્યાદિ.

**ખાસ સૂચના**—ગમેત્યારે ગ્રાહક થવા છતાં આખા વર્ષનાં પુસ્તકો મળશે. લવાજમ પણ કાર્તિકથી દિવાળીસુધીનું આખા વર્ષનું લેવાશે.

## आ माळाना हजी मळता आगला सॅट. पो. जूदुं

**સં૦ ૧૯૭૬નાં ત્રણ પુસ્તક–પૃષ્ઠ ૧૫૦૦, રૂ.૨ાા, પાકાંપૂંઠાં ૩ાા** સ્વામી વિવેકાનંદ ભાગ ૬–૭, ભાગ્યના સૃષ્ટાઓ, ટુંકી વાર્તાઓ ભાગ ૬ઠ્ઠો.
**સં૦ ૧૯૭૯ નાં ત્રણ પુસ્તક–પૃષ્ઠ ૧૫૦૦, રૂ. ૩ાા, પાકાંપૂઠાં ૪ાા** ટુંકી વાર્તાઓ ભાગ ૭ મો, કાઉન્ટ ટૉલ્સ્ટૉય, સ્વામી વિવેકાનંદનો રાજયોગ.
**સંવત ૧૯૮૦ નાં ત્રણ પુસ્તક**–(ઇંચ પાા×૮ નાં પૃષ્ઠ ૧૬૦૦, મૂલ્ય સાદાં પૂઠાં ૪, પાકાં પૂંઠાં ૫) સ્વામી રામતીર્થ ગ્રંથ ૩ જો–ભાગ ૧૦–૧૧, મહાન નેપોલિયન બોનાપાર્ટનું વિસ્તૃત ચરિત્ર, બંકિમકૃત ધર્મતત્ત્વ.
**સંવત ૧૯૮૧ નાં ચાર પુસ્તક**–(ઇંચ પાા×૮નાં પૃષ્ઠ ૧૬૦૦, મૂલ્ય સાદાં પૂઠાં ૪, પાકાં ૫) સ્વામી રામતીર્થ ગ્રંથ ૪થો ભાગ ૧૨–૧૩, યોગતત્ત્વ, સ્વર્ગનો પ્રકાશ, આદર્શ દૃષ્ટાંતમાળા.

સ. સા. મુદ્રણાલય–અમદાવાદ–આસો ૧૯૮૩